શ્રીમન્ વિદ્વદ્વર્ય વિષ્ણુશર્મા સંકલિત.

# પંચતંત્ર

અથવા

# પંચોપાખ્યાન.

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર.

પ્રસિદ્ધ કરનાર.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, બુકસેલર.

ત્રણ દરવાજા—અમદાવાદ.

પ્રથમાવૃત્તિ—પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૬૩—સને ૧૯૦૭.

અમદાવાદ.

પ્રજાબંધુ પ્રિન્ટિંગ વર્કસ.

# વાંચવા લાયક પુસ્તકો.

કી. રૂ.આ. ટ. આ.પા.

## અષ્ટાવક્ર ગીતા—મુળસહિત ગુજરાતી

ભાષાંતર તેમના જીવન ચરિત્ર સહિત આ ગ્રંથના કર્તાશ્રી અષ્ટાવક્રમુનિ કે જે વેદાંત શાસ્ત્રના મહાન સમર્થ વિદ્વાન અને પરમજ્ઞાની મહાત્મા હતા. એમણે રાજા જનકની સભામાં દ્વૈત વાદનો પરાભવ કરતાં, અદ્વૈતવાદનું પ્રતિપાદન કરી પોતાની વિદ્વતા અને કીર્તિ વિશ્વમાં પ્રખ્યાત કરેલી છે તે શાસ્ત્રાર્થરૂપ વાદવિવાદજ આ અષ્ટાવક્ર ગીતા છે, માટે એ વિષે વિશેષ શું કથવું? મુલ્ય ... ... ૦—૮ ૦—૧

## સૂર્યકાન્ત—પ્રિય આર્ય બાન્ધવો! જેવી રીતે

સૂર્ય ઉદય થવાથી સઘળું જગત દેખાય છે, તેવી રીતે આ સૂર્યકાંત અંતઃકરણના અનેક પ્રકારના ભ્રમરૂપી અંધકારને નાશ કરનાર છે, આ પુસ્તકમાં નિરનિરાળા વિષયો, રસિક વાતોના દ્રષ્ટાંતો સાથે બતાવવામાં આવ્યા છે. વેદાન્ત વિષયને ઝળકાવનારૂં અને મનને આનંદ આપનારૂં આ પુસ્તક છે. જ્ઞાની પુરૂષો આ પુસ્તકને પોતાના મિત્ર જેવો ગણશે. સુશિક્ષ અને સદ્‌વિચારવાળી પતિવ્રતા બ્હેનો આ પુસ્તકની વાણીરૂપ સખીની સાથે આનંદ મેળવશે જેવી રીતે ચંદ્રકાન્ત નામનું પુસ્તક નીકળ્યું છે તેવી રીતે આ વિશેષ વિસ્તાર સાથે સુશોભિત તૈયાર થયું છે. ... ... ૨—૮ ૦—૫

## પાતંજલ યોગ દર્શન (સ્વામી શ્રી વિ-

વેકાનંદ કૃત) યોગદર્શન સ્વામી શ્રી વિવેકાનંદકૃત ટીકા ઉપરથી આ શુદ્ધ સરળ ગુજરાતી ભાષાંતર છે. યોગના સર્વ ગ્રંથોમાં પતંજલિ રૂષિના સૂત્રો અગ્રસ્થાન ધરાવે છે. એ વિષે વિશેષ વિવેચન કરવાની અત્યાવશ્યક્તા નથી; કિંતુ પુસ્તકનું મહત્વ તેની ઈંગ્રેજીમાં ચાર આવૃત્તિઓ છપાઇ તેના ઉપરથીજ થઇ ચુક્યું છે. સોનેરી પુંઠાથી સુશોભિત છતાં મૂલ્ય ... ... ... ૦—૧૨ ૦—૧

કીં. રૂ.આ. ટ. આ.પા.

**વૃદ્ધચાણાખ્ય રાજનીતિ.** ગૃહસ્થો ? ચાણાખ્યના શ્લોકો, મનુષ્યને કંઠે હોય, તો તે સામાન્ય સભામાં અવશ્ય વિજય સંપાદન કરી શકે તેમ છે, પ્રસંગને અનુસરતા, વ્યવહારિક બાબતોના નીતિથી સંપૂર્ણ શ્લોકનું મૂળસહિત શુદ્ધ ગુજરાતી ભાષાંતર કરેલું છે. ... ... ૦—૪ ૦—૧

**શ્રી વિદુરનીતિ (મહાત્માશ્રી વેદવ્યાસ** પ્રણીત) મૂળસહિત સરલ ગુજરાતી ભાષમાં ભાષાંતર કરાવેલું છે. જેમાં વિદુરજીએ ધૃતરાષ્ટ્રને એવો તો હૃદયવેધક અસરકારક ઉપદેશ કરેલ છે કે, જેથી કયા મનુષ્યનું મન આલ્હાદ નહિ પામે ? વ્યવહારિક—ધાર્મિક સારાં દ્રષ્ટાંતો આપેલાં છે. પ્રત્યેક કુટુંબે પોતાની પ્રજાનાં કલ્યાણાર્થે અને ઘરનાં ભૂષણાર્થે એક પણ પ્રત ઘરમાં રાખવા અમારી ખાસ ભલામણ છે. ... ... ... ૦—૬ ૦—૧

**સ્વાધ્યાય અથવા (આર્ય વિદ્યાક્રમ.** વિચાર અને પરીક્ષા.) વ્હાલા વાંચનાર ? આ "સ્વાધ્યય" ગ્રન્થ અવશ્ય વાંચવોજ ઘટે છે. કેમકે એ ગ્રન્થ ખાસ ચારે વર્ણોને વાંચવા યોગ્ય જ છે. કારણ કે—જેમાં ચારે વેદની સંહિતાઓનાં પ્રમાણુસત્ર, પ્રત્યેક કાર્યમાં કરવાના મંત્રવિનિયોગનો ક્રમ, અર્થાત્ ૧૬ સંસ્કાર અને અમુક શાખાવાળાએ અમુક નિયમમાં રહેવું વગેરે વગેરેનો ખુલાસો, યજ્ઞપ્રશંસા, ઉપવેદનાં નામ સાંખ્ય, ન્યાય, યોગ, વૈશેષિક, મીમાંસા, વેદાન્ત, ભક્તિશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, પુરાણ આદિમાં રહેલા રહસ્યોનો વિવેક, ચારે વેદ સંબંધી સંહિતાદિ ગ્રંથોમાંના અધ્યાયોની સંખ્યા તથા તે સંબંધી શાખાઓ દેવતા, ઋષિ, ગાયત્રી અને છંદ વગેરેનો વિચાર ... ... .. ... ૦—૧૨ ૦—૧

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, બુકસેલર.**

ત્રણ દરવાજા—અમદાવાદ.

શ્રીમન્ વિદ્વદ્વર્ય વિષ્ણુશર્મા સંકલિત.

# पंचतंत्र

અથવા

# પંચોપાખ્યાન.

શુદ્ધ ગુજરાતી ભાષાંતર.

પ્રસિદ્ધ કરનાર.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, બુકસેલર.

ત્રણ દરવાજા—અમદાવાદ.

પ્રથમાવૃત્તિ—પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૬૩—સને ૧૯૦૭.

અમદાવાદ.

પ્રજાબંધુ પ્રિન્ટિંગ વર્કસ.

# પ્રસ્તાવના.

---

પંચતંત્ર એ કેવો બોધક, ઉપયોગી અને રસિક ગ્રંથ છે તે વિષે વિસ્તારથી લખવાની ભાગ્યેજ જરૂર છે. કારણકે તે ગ્રંથના દુનિઆની લગભગ સઘળી સુધરેલી અને ખેડાએલી ભાષામાં ભાષાંતરો થયાં છે તે વાતજ ખુલ્લે ખુલ્લું બતાવી આપે છે કે પંચતંત્ર એ એક અપૂર્વ અને અલૌકિક પુસ્તક છે. તે પુસ્તક લગભગ નવમા કે દશમા શતકના સમયમાં વિષ્ણુશર્મા નામના એક પંડિતે સંસ્કૃતમાં રચ્યું છે. પંચતંત્રના કથામુખપરથી જણાય છે કે દક્ષિણમાં એક મહિલારોપ્ય નામનું નગર હતું. તેના અમરશક્તિ નામના રાજાના પુત્રો મહામૂર્ખ અને નિરક્ષર હતા. વિદ્યાધ્યયનમાં તેમનું ચિત્ત લગાડવાને કરવામાં આવેલા પ્રયત્નો વ્યર્થ ગયા હતા તેથી તે રાજાનું મન હમેશાં ખિન્ન રહેતું હતું. તેની રાજસભામાં ઘણા સામંતો, મંત્રીઓ અને પંડિતો હતા. તેમાંના પ્રત્યેકને રાજકુમારોને સુધારવાનું કાર્ય માથે લેવાનું કહેવામાં આવ્યું પણ કોઇની હિંમત તે કામ કરવાની ચાલી નહિ. અંતે વિષ્ણુશર્મા નામના એક વૃદ્ધ પંડિતે રાજકુમારોને શિક્ષણ આપીને પાવરધા કરવાનું બીડું ઝડપ્યું. કુંવરોને પોતાની દેખરેખ નીચે લીધા પછી તેમને વ્યાકરણ, કાવ્ય, જ્યોતિષ, ગણિત, વેદ કે વેદાંગના ગ્રંથોના પરિશીલન રૂપી સમુદ્ર મથનમાં ઉતારવાને બદલે વિષ્ણુશર્માએ સામાન્ય વ્યવહારનીતિ અને રાજ્યનીતિનાં મૂળ તત્વોનું તે કુંવરોને જ્ઞાન થાય તે હેતુથી પંચતંત્ર નામનો એક નવીન ગ્રંથ યોજ્યો. આ ગ્રંથ વિષે સાહિત્યના અભ્યાસીઓ રસ, શબ્દરચના, ભાષાસૌંદર્ય ઇત્યાદિ વિષે ગમે તેવા જુદા જુદા અભિપ્રાયો ધરાવતા હશે પરંતુ જે હેતુથી તે પુસ્તક રચવામાં આવ્યું હતું તે તેનાથી પાર પડયો હતો એટલે કે પંચતંત્રનો આદિથી અંત સુધી અભ્યાસ કર્યા પછી અમરશક્તિના પુત્રો મૂર્ખ મટીને વિદ્વાનો થયા હતા તથા વ્યવહાર અને રાજ્યનીતિમાં પણ કુશળ અને કાર્યદક્ષ થયા હતા. આ ગ્રંથની રચનાથી એક રાજ્ય કુટુંબમાં આવું શુભ પરિણામ આવવાથી તે પુસ્તક આર્યાવૃત્તના પ્રત્યેક કુટુંબમાં વંચાતું થયું હતું અને માતા પિતા તરફથી બાળકોને મળતી ગૃહ કેળવણીમાં તે પુસ્તક એક ઉમદા સાધન તરીકે લેખાવા લાગ્યું હતું જેને લીધે છેલ્લા એક હજાર વર્ષમાં તે

ગ્રંથના હિંદની દરેક પ્રાકૃત ભાષામાં તરજુમા થયા છે. ગુજરાતીમાં તેનું પચાસેક વર્ષ પર એક ભાષાંતર થયું હતું. તે શીલા છાપમાં છપાયું હતું અને તેની ભાષા અને છપાઇ બંને દોષવાળાં હતાં પરંતુ બીજી સારી પ્રતના અભાવે લોકો તે ખરીદતા હતા અને પોતાના બાળ બચ્ચાંને અને કુટુંબજનોને વંચાવતા હતા. ત્યાર બાદ મુંબઇના 'ગુજરાતી' પ્રેસ તરફથી નવીન શૈલીમાં પંચતંત્રનું ભાષાંતર બહાર પાડવામાં આવ્યું છે. તેની રચના ખામી ભરેલી નથી પરંતુ ભાષાકાઠિન્યને લીધે અને કીમતના ભારીપણાને લીધે તે પુસ્તક સામાન્ય કેળવણી પામેલાને અને ગરીબ સ્થિતિવાળાને વાંચવું અને લેવું અનુકુળ થાય તેમ નથી. આ કારણથી, તેજ ગ્રંથનું સરળ ભાષામાં ભાષાંતર કરાવીને ઓછી કીમતે વેચવાના હેતુથી અમે પંચતંત્રનું આ પુસ્તક અમારા તરફથી પ્રકટ કર્યું છે તેની ભાષા સાદી અને સરળ કરવા તરફ મુખ્ય લક્ષ આપવામાં આવ્યું છે. ઉપરાંત કીમત પણ જુજ રાખવામાં આવી છે જેથી આશા છે કે જનમંડળ તરફથી તેની ઘટિત કદર થશે

આવા ગ્રંથો સંસ્કૃત ભાષામાં હોય છે ત્યાં સુધી માત્ર વિદ્વાનોજ તેના વાચનનો આસ્વાદ લઇ શકે છે. પરંતુ જ્યારે પ્રાકૃત ભાષામાં તેના તરજુમા થાય છે ત્યારે તેનો લાભ વધારે પ્રમાણમાં અને વિસ્તાર પૂર્વક જન સમાજમાં લેવાય એ કેવળ કુદરતી છે. સંસ્કૃત જેવી ભાષામાં લખાયેલા ગ્રંથનો રસ અને ભાવ ભાષાંતરમાં યથાર્થતાથી આવતો નથી તે વાત ખરી છે પરંતુ ભાષાંતરકારની પસંદગી પરીક્ષા કરીને કરી હોય તો ભાષાંતર મૂળ લેખકના આશયને અનુરૂપ ઘણે અંશે થયા વગર રહેતું નથી. અમે ભાષાંતરકારની પસંદગી બહુ તપાસ કરીને કરી છે તેથી આ ભાષાંતરમાં મૂળ સંસ્કૃત ગ્રંથમાં સમાયેલો ભાવ બરાબર ઉતર્યો હોવો જોઇએ તેવું અમારૂં માનવું છે તદપિ તે વિષેની તુલના કરવાનું કાર્ય વાચકોને જ સોંપવું વધારે યોગ્ય છે.

છેવટે એટલીજ વિનંતિ કરવાની કે આ ગ્રંથની રચના, છપામણી ઇત્યાદી ઉપર બનતું લક્ષ આપવામાં આવ્યું છે તદપિ કાંઇ દોષ વાચકોને દૃષ્ટિ ગોચર થાય તો તે અમને સુચવવાની કૃપા કરશે કે જેથી બીજી આવૃત્તિમાં સુધારો થઇ શકે.

પ્રસિદ્ધ કર્ત્તા.

# અનુક્રમણિકા.



श्रीमन् विद्वद्वर्य विष्णुशर्मा संकलित.

# पंचतंत्र.

# (पंचोपाख्यान.)

## ग्रंथकारोक्त मंगलाचरण.

स्रग्धरा वृत्तम्.

ब्रह्मा रुद्रः कुमारो हरिवरुणयमा वन्हिरिन्द्रः कुबेरश्चंद्रादित्यौ
सरस्वत्युदधि युगनगावायुरुर्वीभुजङ्गाः ।
सिद्धा नद्योऽश्विनौ श्री र्दितिरदितिसुता मातरश्चण्डिकाद्या
वेदास्तीर्थानियज्ञागणवसुमुनयः पान्तु नित्यंगृहाश्च ॥१॥

બ્રહ્મા, રૂદ્ર, મહાદેવ, કાર્તિકસ્વામી, વિષ્ણુ, વરૂણ, યમ, અગ્નિ, ઇંદ્ર, કુબેર, ચંદ્ર, સૂર્ય, સરસ્વતી, સમુદ્રો, ચારયુગો, પર્વતો, વાયુ, સર્પો, સિદ્ધો, નદીઓ, અશ્વિનીકુમારો, શ્રીપુત્ર-કામદેવ, દિતિપુત્ર-દેવો, અદિતિસુત-રાક્ષસો, ચંડિકાદિ માતાઓ, વેદો, તીર્થો, યજ્ઞો, ગણો, વસુ-પ્રજાપતિઓ, મુનિઓ અને ગૃહો હમેશાં રક્ષણ કરો. ૧

આર્યા વૃત્તમ્.

मनवे वाचस्पतये शुक्राय पराशराय ससुताय ।
चाणाक्याय च विदुषे नमोस्तु नयशास्त्र कर्तृभ्यः ॥२॥

મનુ, બૃહસ્પતિ, શુક્રાચાર્ય, પરાશર, વેદવ્યાસ, ચાણાક્ય, અને નીતિશાસ્ત્ર રચનારા પંડિતો એ સર્વેને નમસ્કાર થાઓ. ૨

सकलार्थ शास्त्रसारं जगति समालोक्य विष्णुशर्मेदम् ।
तन्त्रैः पञ्चभिरेतच्चकार सुमनोहरं शास्त्रम् ॥३॥

જગતમાં સકળ અર્થશાસ્ત્રોના સારનું સમાલોકન કરીને વિષ્ણુશર્માએ પાંચ તંત્ર-આખ્યાનવાળું અત્યંત મન હરનારૂં આ સુંદર નીતિશાસ્ત્ર બનાવ્યું છે.

## લેખકોક્ત મંગળાચરણ.

### શાર્દુલ વિક્રિડીત વૃત્તમ્.

જે છે નિત્ય સ્વતંત્ર મંત્રમય જે, આ તંત્રકર્તા સદા,
જે છે આધિ, ઉપાધિ, વ્યાધિ હરતા, આનંદ્દા સર્વદા;
જે છે અંતરયામિ સ્વામી જગનો, છાનું ન કો જેહથી,
જે છે જ્ઞાન નિધાન માનદ વિભો, તેને નમું સ્નેહથી. ૧

### દોહરો.

કેળવવા મન કનકને, હેળવવા હિત પંથ,
મેળવવા વર નીતિ ધન, લખું લલિત આ ગ્રંથ. ૨

## પંચતંત્રને જન્મ મળવાનું કારણ.

સાંભળવામાં આવે છે કે દક્ષિણ દેશમાં મહિલારોપ્ય નામનું એક શહેર હતું તેમાં અર્થી જનોના વાંચ્છિત પૂર્ણ કરવામાં સાક્ષાત્ કલ્પ વૃક્ષ સમાન તથા સમસ્ત કળા પારંગત અને મહાન્ રાજાઓ જેના ચરણોમાં નમવાથી તે રાજાઓના રત્ન જડિત મુકુટોના મણિઓના કીરણો વડે કરીને જેનાં ચરણ યુગલો ચર્ચિત હતાં એવો મહાન્ રાજલક્ષ્મીથી યુક્ત અને મહાન્ પરાક્રમી અમરશક્તિ નામનો રાજેંદ્ર રાજ્ય કરતો હતો. તે રાજેંદ્રને ત્રણ પુત્રો હતા. તેમાં સર્વથી જે મોટો પાટવી કુમાર હતો તેનું બહુશકિત, બીજાનું ઉગ્રશકિત અને ત્રિજાનું અનંતશકિત એ પ્રમાણે નામો હતાં. જો કે તે ત્રણ રાજકુમારો દેખવામાં મહાન્ સ્વરૂપવંત હતા, પરંતુ તેઓ નીતિશાસ્ત્રના જ્ઞાન તથા વિવેક રહિત હતા. જેથી તે મહા મૂર્ખ કુમારોને નીહાળીને અમરશકિત રાજેંદ્રને મહા પરિતાપ થયો તેથી પોતાના પ્રધાનમંડળને એકાંતમાં બોલાવીને કહેવા લાગ્યો કે હે મંત્રીશ્વરો, મારા પુત્રોને નીતિ શાસ્ત્ર, વિનય અને વિવેક વિનાના જોઇને મને અતિશય ખેદ થાય છે. કારણ કે મારૂં રાજ્ય મહાન્ છે અને મારી સમૃદ્ધિ અપાર છે પરંતુ મારા કુમારો મૂર્ખ હોવાથી એ રાજ્ય અને સમૃદ્ધિથી મને યત્કિંચિત્ પણ સુખ પ્રાપ્ત થતું નથી. કહ્યું છે કે, નહિ જન્મેલો, મરી ગયેલો અને મૂર્ખ એ ત્રણ પુત્રોમાં નહિ જન્મેલો અને મરી ગયેલો એ બે પુત્રો સારા કારણ કે તેઓ થોડું દુઃખ ઉત્પન્ન કરે છે પરંતુ જે મૂર્ખ

છે તે તો જીવે ત્યાં સુધી બાળ્યા કરે છે મતલબ કે મૂર્ખ પુત્ર જીવન-પર્યંત પરિતાપ આપે છે. વળી કહ્યું છે કે ગર્ભસ્રાવ થઇ જાય તે સારો, સ્ત્રીની પાસે રતિક્રીડા માટે ન જવું તે સારૂં, જન્મ્યા પછી મરી જાય તે સારૂં, દીકરી અવતરે તે સારૂં, સ્ત્રી વાંઝણી રહે તે સારૂં, અને ગર્ભમાં છોડ થઇ રહે તે સારૂં પણ રૂપ, દ્રવ્ય અને ગુણે કરીને યુક્ત પુત્ર વિદ્યા વગરનો રહે તે સારૂં નહિ. જે ગાય દુઝણી કે ગર્ભિણી થતી નથી તેવી ગાય શા કામની? તેમ જે પુત્ર વિદ્વાન્ કે ધાર્મિક નથી તેવા પુત્રની પ્રાપ્તિથી શો અર્થ સરવાનો છે? ગુણવાન્ પુરૂષોના સમૂહની ગણત્રી કરવાના પ્રારંભમાં સંભ્રમથી પણ જેના ઉપર કઠિની (ટચલી આંગળી કિંવા ખડી-ચાક) પડતી નથી અર્થાત્ ગુણીજનની ગણનામાં જેનું નામ ગણાતું નથી તેવા પુત્ર વડે જો માતા પુત્રવતી કહેવાય તો પછી વાંઝણી કોને કહેવી? મતલબ કે જેનો પુત્ર ગુણ-વાન્ નથી તે માતાને વાંઝણીજ સમજવી.

આ કારણને લીધે જે ઉપાયથી મારા પુત્રો બુદ્ધિમાન્ થાય તેવો કોઇ ઉપાય શોધી કાઢો. મારી રાજસભામાં પાંચસો પંડિતો વિદ્ય-માન છે અને તેઓ મોટાં મોટાં વર્ષાસનો વંશ પરંપરાથી ખાય છે તેમને મારી મનોરથ સિદ્ધિનો કાંઇ ઉપાય પૂછો કે જેથી મારૂં જીવન સફળ થાય.

આ પ્રમાણે રાજેંદ્રનું બોલવું સાંભળીને મંત્રીશ્વરોમાંનો એક પ્રધાન બોલ્યો, હે દેવ, વ્યાકરણ શાસ્ત્ર ભણતાં બાર વર્ષ લાગે છે. મનુ આદિ મહર્ષિ કથિત ધર્મશાસ્ત્ર, ચાણાક્યાદિ સંકલિત અર્થશાસ્ત્ર અને વાત્સ્યાયનાદિ પ્રરૂપિત કામશાસ્ત્ર વિગેરેનો અભ્યાસ કરતાં પણ પુ-ષ્કળ કાળ વ્યતીત થઇ જાય ત્યારે તે ધર્મ, અર્થ અને કામ સંબંધી શાસ્ત્રોનું જ્ઞાન સંપાદન થાય છે અને કુમારો તો હવે ઉમર લાયક થવા આવ્યા છે તો હવે તેઓ સમસ્ત શાસ્ત્રજ્ઞ શી રીતે થઇ શકે?

તે પ્રધાનનું આવું ભાષણ સાંભળીને એક સુમતિ નામનો મંત્રી બોલ્યો, ધર્માવતાર, મનુષ્યનું જીવન છે તે છે ને નથી એવું હોઇ જોત જોતામાં લય થનારૂં છે તો તે ઉપર ભરૂંસો કેમ રખાય? માટે કુમા-રોને લાંબા વખત સુધી શાસ્ત્રાધ્યયન કરાવવામાં કદાચ્ જ ફતેહમંદ થવાય પણ જો સમસ્ત શાસ્ત્રોનું દોહન કરીને તેનો સંક્ષેપ માત્રમાં સાર સમજાવવામાં આવે તો અવશ્ય મનોરથ સિદ્ધિ પ્રાપ્ત થાય. કહ્યું છે કે,

**अनन्तपारं किल शब्दशास्त्रं स्वल्पं तथायुर्बहवश्च विघ्नाः।**
**सारं ततोग्राह्य मपास्य फल्गुहंसो यथाक्षीरमिवाम्बु मध्यात्॥**

જેનો કોઇ પાર પામ્યું નથી તેવું શબ્દશાસ્ત્ર છે અને આયુષ્ય જોઇએ તો ઘણુંજ થોડું છે અને વળી તેમાં પાછાં અપાર વિઘ્નો આવે છે માટે હંસ જેમ દુધ ને પાણી એકઠું હોય તેમાંથી દુધજ ગ્રહણ કરે છે તેમ બુદ્ધિમાન્ મનુષ્યે તે શબ્દશાસ્ત્રમાંથી સાર ગ્રહણ કરવો.

આટલું બોલી પુનઃસુમતિ પ્રધાને વિનંતિ કરી કે ભૂપાળ ચૂડામણિ, આપણી સભામાં વિષ્ણુશર્મા નામનો એક બ્રાહ્મણ મહાન્ પંડિત છે, તે સકળ શાસ્ત્રોનો જ્ઞાતા છે તેથી તેનો કીર્તિચંદ્ર દિગંતમાં પ્રકાશી રહેલ છે એટલુંજ નહિ પણ આધુનિક સમયમાં એ વિષ્ણુશર્મા સમાન્ ટુંક વખતમાં શાસ્ત્રાધ્યયન કરાવી સાક્ષર બનાવે તેવો અન્ય કોઇ પંડિત નથી. માટે તે પંડિતને બોલાવીને જો રાજકુમારો તેને સોંપવામાં આવે તો હું ધારૂં છું કે અવસ્ય તેઓ સકળ સદ્‌ગુણ સંપન્ન થાય.

સુમતિ પ્રધાનનું આ ભાષણ સાંભળીને રાજેંદ્ર અતિ હર્ષ પામ્યો અને તેજ સમયે વિષ્ણુશર્મા પંડિતને સન્માન પૂર્વક બોલાવવાને આમંત્રણ મોકલ્યું. તે પછી જ્યારે તે વિષ્ણુશર્મા એકાંત ભુવનમાં આવ્યો ત્યારે રાજાએ તેને અતિ નમ્રતાપૂર્વક વંદન કર્યું અને યોગ્ય આસને આદર પુરસ્સર બેસારીને વિનંતિ કરી કે, હે ભગવન્, આપની વિદ્વત્તાની અપાર ખ્યાતિ આ પૃથ્વીતળમાં પ્રસરેલી છે. આપ કૃપાળુ છો તેથી મારાપર અનુગ્રહ કરીને મારા મૂર્ખ પુત્રોને આપ અર્થશાસ્ત્ર અને નીતિશાસ્ત્રનો બોધ આપીને પ્રવીણ કરો અને આપના તે શ્રમના બદલામાં હું આપના વર્ષાસનમાં સો રૂપિઆનો વધારો કરી આપીશ એટલુંજ નહિ પરંતુ બીજી રીતે પણ આપનો યોગ્ય સત્કાર કરીશ.

રાજેંદ્રની આવી વિજ્ઞપ્તિ શ્રવણ કરીને વિષ્ણુશર્માએ કહ્યું કે હે રાજેંદ્ર, આપ સકળ પ્રકારે યોગ્ય છો અને આપનું કહેવું યથાર્થ છે, તદપિ હે પ્રજાપાળક, મને આપ સેંકડો વર્ષાસનો આપો તથાપિ તેવી લાલચમાં લલચાઇ હું વિદ્યા વેચવા માગતો નથી પરંતુ આપ રાજેંદ્રનું કથન શીરોધાર્ય કરી હું સાચું કહું છું કે આપના પુત્રોને માત્ર ૭ મહીનાની અંદર હું નીતિશાસ્ત્રમાં નિપુણ કરીશ એટલુંજ નહિ પણ જો તેટલી મુદતમાં રાજકુમારોને નીતિનિપુણ ન કરૂં તો વિષ્ણુશર્મા નામ ધારણ કરવુંજ છોડી દઇશ. વિશેષ શું કહું? પણ મહારાજ, મને એંશી વર્ષ થયાં છે. હવે મને દ્રવ્યની આકાંક્ષા નથી. માત્ર આપની પ્રાર્થના સિદ્ધ કરવા હું સરસ્વતી વિનોદ કરીશ અને રાજકુમારોને બીજા નીતિશાસ્ત્રવેત્તાના જેવા પ્રવર નીતિજ્ઞ બનાવીશ.

વૃદ્ધ વિષ્ણુશર્માની આ પ્રમાણે અસંભવ દઢ પ્રતિજ્ઞા શ્રવણ કરી રાજેંદ્ર અને પ્રધાનો અતિ આશ્ચર્ય પામ્યા. પંડિતજીનો યોગ્ય સત્કાર કરી પોતાના કુમારોને બોલાવી તેમને સ્વાધીન કર્યા. વિષ્ણુશર્માએ તે કુમારોને પોતાની સાથે લઇ સ્વસ્થાન પ્રત્યે ગમન કર્યું અને પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે તે કુમારોને નીતિનીપુણ કરવા રસીલી વાર્તાઓથી પરિપૂર્ણ એવાં પંચતંત્ર રચ્યાં. તે એ કે મિત્રભેદ, મિત્રપ્રાપ્તિ, સંધિવિગ્રહ, લબ્ધપ્રણાશ અને અપરીક્ષિતકારક એ પાંચ તંત્ર રચી રાજકુમારોને છ માસમાં નીતિવિશારદ બનાવી દીધા. વિનય સંપન્ન થવાથી રાજકુમારો દુર્ગુણોથી મુક્ત થઇ સદ્‌ગુણી અને વિચારશીલ થયા.

તદનંતર રાજકુમારોને સાથે લઇ વિષ્ણુશર્મા રાજસભામાં ગયા અને કુમારો નીતિનિપુણ થયા છે તેવી રાજેંદ્રને પ્રતીતિ કરાવી દીધી. તેથી રાજેંદ્ર પણ અતિ આનંદ પામ્યો અને તેણે પંડિતજીને સર્વ પ્રકારે પ્રસન્ન કરી તેમનો મોટો ઉપકાર માન્યો અને તે દિવસથી પંચોપાખ્યાન-પંચતંત્ર પણ પૃથ્વી તલમાં સર્વત્ર પ્રસિદ્ધ થયું તેમજ એ નીતિશાસ્ત્ર બાળકોને નીતિનો બોધ થવા માટે સર્વમાન્ય નીવડ્યું. વિશેષ શું કહીએ ? પણ જે મનુષ્ય આ નીતિશાસ્ત્રનું અધ્યયન કરે, સાંભળે, વાંચે, કિંવા તેના સારનું મનન કરે તે મનુષ્યનો ઇંદ્ર સરખા દેવો પણ પરાભવ કરી શકતા નથી તો તેનો મનુષ્ય પરાભવ કરે એ તો સ્વપ્ને પણ સંભવે નહિ. જે મનુષ્યને વિનોદ વાર્તા, વિદ્યા, બુદ્ધિ, ચતુરાઇ, અને દાક્ષિણ્યશીળતા પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તે મનુષ્યને આ પંચતંત્ર શિવાય બીજું કોઇ નીતિ દર્શક શાસ્ત્ર શીખવવાની આવશ્યકતા નથી.





# તંત્ર પહેલું.

## મિત્રભેદ.

મિત્રભેદ એટલે મિત્રો વચ્ચે કેવા પ્રકારે વિશેષ ભેદ પડે તેનો ચીતાર રૂપ તંત્ર કહીએ છીએ.

**वर्धमानो महास्नेहः सिंहगोवृषयोर्वने**
**पिशुने नातिलुब्धेन जम्बुकेन विनाशितः**

વનમાં રહેતા સિંહ અને બળદ વચ્ચે બહુજ સ્નેહ વૃદ્ધિ પામ્યો હતો. તેનો લોભી અને ચાડીઆ શીયાળીઆએ નાશ કર્યો.

આ પ્રમાણે વિષ્ણુશર્માએ રાજકુમારો આગળ શ્લોક કહ્યો. એટલે તેઓ મહા આશ્ચર્ય પામીને પૂછવા લાગ્યા કે હે ગુરૂરાજ, સિંહ અને બળદને શી રીતે સ્નેહ થયો? સિંહ તો બળદને મારી ભક્ષણ કરી જનાર છે છતાં તેમના વચ્ચે પરસ્પર કેવા પ્રકારે ગાઢ સ્નેહ બંધાયો? અને પછીથી દુષ્ટ શિઆળે કયા પ્રકારે તેઓનો નાશ કર્યો? એ વાર્તા તો અમને સંભળાવો, કેમકે એ વાત ઘણી ચમત્કાર ભરેલી છે માટે વિસ્તારપૂર્વક કૃપા કરીને અમને તે કહી બતાવો.

રાજકુમારોની વિનંતિ સ્વીકારી વિષ્ણુશર્માએ કહ્યું કે હે રાજકુમારો સાંભળો. એવું સાંભળવામાં આવ્યું છે કે પૂર્વે આ શહેરમાં ધર્મમાર્ગથી વૈભવ સંપાદન કરનાર એક વર્ધમાન નામનો મહાન્ વ્યાપારી વણિક વસતો હતો. જો કે તે વણિક કોટયાધીશ હતો તદપિ તેને એક સમયે રાત્રિને વિષે શય્યામાં સુતાં સુતાં એવી ચિન્તા ઉત્પન્ન થઈ કે પુષ્કળ દ્રવ્ય હોય છતાં પણ વિશેષ દ્રવ્ય સંપાદન કરવાને અવશ્ય ઉપાયો આદરવા જ યોગ્ય છે, કારણ કે ધન વગર એક પણ કાર્ય સિદ્ધ થતું નથી, માટે બુદ્ધિમાન પુરૂષોએ ગમે તે યત્ન વડે ધન પેદા કરવું કે જેથી સર્વ મનકામના સિદ્ધ થાય. જેની પાસે ધન હોય છે તેને મિત્રો મળે છે, જેની પાસે ધન હોય છે તેને બાંધવો થાય છે જેની પાસે દ્રવ્ય હોય છે તેજ લોકમાં પુરૂષ કહેવાય છે અને જેની પાસે પૈસો હોય છે તેજ પંડિત ગણાય છે. કોઇપણ એવી વિદ્યા, શીલ, દાન, શૌર્ય

અને કળા નથી કે જે પૈસાદાર લોકોને માટે પૈસાના અર્થી જનોએ વખાણી નથી. અર્થાત્ ધનાર્થી લોકો ધનવાનને વિદ્યા, શીલ, દાન, શૌર્ય અને કળાવાન્ ગણીને તેની પ્રશંસા કરે છે. આ લોકમાં ધનવાન્ પુરૂષને શત્રુ હોય તે પણ સ્વજન થઇ જાય છે અને દારિદ્રી પુરૂષને સ્વજન પણ તત્કાળ દુર્જન-શત્રુ થઇ જાય છે. પર્વતોમાં જુદા જુદા સ્થળેથી પાણીનો પ્રવાહ એકત્ર થતાં સઘળી નદીઓ આગાડી જતાં જેમ વૃદ્ધિ પામે છે તેમ નિરનિરાળા રસ્તાઓથી એકત્ર થયેલા અને વૃદ્ધિ પામેલા દ્રવ્યમાંથી સમસ્ત ક્રિયાઓ પાર પડી શકે છે. આ વિશ્વ વિષે જે પૂજવા યોગ્ય નથી તે ધનના પ્રતાપે પૂજનીક થાય છે. જેની પાસે જવું યોગ્ય નથી તે ધનના પ્રતાપે પાસે જવા યોગ્ય થાય છે અને જે મનુષ્ય વંદન કરવા લાયક નથી તે પણ લક્ષ્મીના પ્રતાપથી વંદનીય થાય છે. મતલબ કે ધનનો પ્રતાપ અચિન્ત્ય છે. ભોજનાદિ વડે કરીને જેમ શરીરમાંની સર્વ ઇંદ્રિયો પોતપોતાનો ધર્મ બજાવવાને શક્તિમાન્ થાય છે. તેમ ધન વડે સમસ્ત કાર્યો કરવા શક્તિવંત થવાય છે. અર્થાત્ ભોજનાદિથી ઇંદ્રિયોનો સમસ્ત વ્યવહાર ચાલે છે. તેમ ધન વડે સંસારના સર્વ વ્યવહાર ચાલે છે. ધન મેળવવાની લાલચથી મનુષ્યો શ્મશાન પણ સેવે છે અને પોતાને પેદા કરનાર જે પિતા તે પણ જો નિર્ધન હોય તો મનુષ્યો તેને તજી દે છે. વૃદ્ધાવસ્થા થયા છતાં પણ જો ધનવાન હોય તો તે યુવાન્ જેવો જણાય છે અને જો ધનરહિત હોય તો યુવાન છતાં પણ વૃદ્ધ થઇ ગયેલો જણાય છે. મતલબ કે પુરૂષની યુવાની ધનના આશ્રયેજ રહેલી છે.

તે અર્થે પુરૂષોને છ પ્રકારથી હાથ લાગે છે એટલે કે ભિક્ષાથી, નૃપની સેવાથી, ખેતી કરવાથી, વિદ્યા ઉપાર્જનથી, વ્યવહારથી અને વ્યાપારથી ધન પ્રાપ્ત થાય છે. કારણ કે કેટલાંક માણુસો ભીખ માગે છે પણ દીલગીરીની વાત છે કે રાજા તેમને યોગ્ય રીતે દ્રવ્ય દેતો નથી. ખેતી મેઘવૃષ્ટિના આધાર ઉપર છે તેથી તે પણ દુખકારક છે. વિદ્યા ભણવામાં ગુરૂનો વિનય અને અન્ય કષ્ટ ઉઠાવતાં અતિ કઠીણ કષ્ટ વેઠવાં પડે છે, રાજસેવા અતિ કઠીણ છે, વ્યાજવટાના ધંધામાં ધન પારકાઓના હાથમાં સોંપવું પડે છે જેથી વખતે દારિદ્રય ભેટી પડે છે માટે આ જગતમાં વ્યાપારને હું સર્વોત્તમ માનું છું. સઘળા ઉપાયોમાં વેચવા, ખરીદવા અને વ્યવહાર કરવા યોગ્ય વસાણુ કિંવા નાણું એકઠાં કરવાનો ઉપાય ઉત્તમ ગણાય છે. લોકો ધનવાનની તેના ધનને લીધે સ્તુતિ કરે છે અને નિર્ધનની તરફ સંશયાત્મક નજરથી જાએ છે.

તે વ્યાપાર દ્રવ્ય સંપાદન કરવા માટે સાત જાતનો છે એટલે કે ગાંધીવટાનો, નાણાંવટી, સરાફીનો, કંપનીઓમાં જોડાવાનો, ઓળખીતા ગ્રાહકોને લલચાવવાનો, ખોટાં તોલ માપ રાખવાનો, ખરીદેલી વસ્તુનું ખોટું ભરતીયું બતાવવાનો, અને દેશાંતરથી વાસણો, વસાણાં વિગેરે માલ લાવી વેચવાનો એવા સાત ભેદ છે તે સાત પ્રકાર માટે કહેલું છે કે વ્યાપારમાં સર્વોત્તમ ગાંધીવટાનો વ્યાપાર છે કેમકે તે ધંધામાં એકના સોગણા દામ લેવા હોય તો ખુશીથી લેવાઇ શકાય છે તો પછી સોના વગેરેના વ્યાપાર કરવાથી શો લાભ છે? મતલબ એ કે જેટલો નફો ગાંધીના ધંધામાં મળે છે તેટલો ફાયદો સોના, ઝવેરાત વિગેરેના વેપારમાં મળતો નથી તો પછી અન્ય ધંધા કરવામાં શો વધારે ફાયદો છે? કોઇની થાપણ ઘરમાં રાખેલી હોય તે વખતે થાપણ રાખનાર પોતાના કુળ દેવતાઓની સ્તવના કરે છે કે જે વખતે થાપણ મુકનાર મરી જશે તે વખતે તમારી પ્રસન્નતા પૂર્વક માગ્યા પ્રમાણે માનતા કરીશ. કંપનીમાં સામેલ થયેલો શેઠીઓ પ્રસન્નતાસહ વિચારે છે કે મેં તો આજે ધનથી પરિપૂર્ણ પૃથ્વી પ્રાપ્ત કરી છે તેથી હવે મારે અન્યની કશી દરકાર નથી. ઓળખીતાં ગ્રાહકોને હાથ કરવાવાળો વ્યાપારી પરિચિત ગ્રાહકોને આવતાં નીહાળીને તેઓને ઉત્કંઠા સાથે બોલાવી તેનું ધન હરવા જેમ પુત્ર જન્મથી ઉલ્લાસવંત થાય તેમ આનંદિત થાય છે. બીજાને ત્યાં તે ન જવા પામે તે માટે હસતે ચહેરે બોલાવી વિશેષ આદરસન્માન આપી પધારો સાહેબ, કાકા સાહેબ, મહેરબાન ધન્યભાગ્ય મારાં કે તમારાં આજે અહિ પગલાં થયાં. ફરમાવો શો હુકમ છે? આ દુકાન આપનીજ છે, કશી વાતે જુદાઇ જાણશો નહિ. વિગેરે વિગેરે જાળમાં સપડાવવાની મીઠી મીઠી વાતો બોલી તેને ગોળ ગોળ કરી દઇ પૂરેપૂરી તેની હજામત કરી લઇ મકલાય છે. પૂરાં તથા ઓછાં તોલ માપ રાખી રોજના પરિચયવાળા ગ્રાહકોને માલ આપતી વેળાએ છેતરવા અને વેચવાની વસ્તુના ખોટા ભાવ કહેવા વગેરે પ્રકારનો વ્યાપારમાં વિશ્વાસઘાત કરવો પડે છે એટલે કે ગાંધીવટામાં એકના સોગણા દામ ધુતી લેવા, થાપણ ઓળવવી, પંત્યાળામાં વાંધા પાડી બીજાઓની રકમ ડુબાડવી, ઓળખીતા ગ્રાહકોને ખોટાં તોલ, માપ અને ભાવમાં મુંડી લેવા એ સર્વ વિશ્વાસઘાતના ધંધા છે પરંતુ દૂર દેશાંતરે જઇને વિચિક્ષણતા પૂર્વક દેશાંતરી માલ વેચવાના ઉદ્યોગથી બમણા ત્રમણા દામ મેળવી શકાય છે તેથી તે ઉપાય ઠીક છે.

એ પ્રમાણે વિચાર કરીને વર્ધમાને મથુરા ભણી જવાનો વિચાર

કર્યો અને તે પ્રદેશમાં જે માલથી સારો નફો મળે તે માલનાં ગાડાં ભરી લીધાં તે પછી સારા તિથિ, વાર, યોગ, ચંદ્રકળા મૂહુર્તે વડીલોની રજા લઇને મોટા સંઘ સહિત સુંદર રથમાં બેશીને પ્રયાણ કર્યું. રથને જોતરેલા શુભ લક્ષણવંતા બે બળદો કે જે પોતાનાજ હાથના ઉછેરેલા હતા તે પૈકી એકનું નામ **સંજીવક** અને બીજાનું નામ **નંદક** હતું. એ બળદની જોડી ઉપર શેઠનું બહુજ વહાલ હતું. મજલ દરમજલ કરતાં પોતાના કાફલા સહિત વર્ધમાન શેઠ યમુના નદીના કાંઠા લગભગ જઇ પહોંચ્યો. યમુનાના ઉપકંઠ પ્રદેશમાં કાદવનો જથ્થો જબરો હતો. તે કાદવવાળા માર્ગમાં વહન કરતાં શેઠના રથનો સંજીવક બળદ ખુંચી ગયો. જેથી ધુંસરી ભાંગી ગઇ અને પંથ વ્યવહારમાં ભંગ પડયો. પોતાના વહાલા બળદની આવી દશા જોઇને શેઠ બહુજ દીલગીર થઇ ગયો અને સંજીવકને કાદવમાંથી બહાર કાઢવા અનેક યત્ન કર્યા પણ તે સર્વે વ્યર્થ ગયા. સ્નેહથી આર્દ્ર બનેલા ચિત્તવાળા શેઠે તે બળદને માટે ભયંકર જંગલમાં ત્રણ દિવસ સુધી પડાવ નાંખ્યો પણ બળદનો બચાવ થઇ શકયો નહિ તેથી શેઠ બહુ ફીકરમાં પડયો. આવો બનાવ નીહાળી કાફલાવાળાઓએ શેઠને વિનંતિ કરી કે વાઘ, વરૂ અને ચોર લુટારા વિગેરેના ભયવાળા જંગલમાં આપ એક બળદને માટે આખા કાફલાને શા માટે ફીકરમાં ઝોકાવી દીધો છે. કહ્યું છે કે,

**न स्वल्पस्यकृते भूरि नाशयेन्मतिमान्नरः ।**
**एतदेवात्रपांडित्यं यत्स्वल्पाद् भूरि रक्षणं ॥**

બુદ્ધિમાન માણસે થોડાને માટે ઘણાનો નાશ નહિ કરવો અને આ દુનિઆમાં પણ થોડાને માટે ઘણાનો નાશ ન કરે તેજ પંડિતાઇ જાણવી.

આવું કાફલાના મનુષ્યોનું બોલવું સાંભળી શેઠે લાચારીથી સંજીવકના રક્ષણ નિમિત્તે પાંચ સાત નોકરો અને ઘાસચારાનો બંદોબસ્ત કરી પોતાના કાફલા સહિત આગળ પ્રયાણ કર્યું. બળદના રક્ષણ માટે મુકેલા માણસોએ તે ભયંકર જંગલ જોઇને પોતાના જીવ બચાવવા નિમકહલાલીનું લાંછન વહોરી સંજીવકને ત્યાંજ શોકજનક સ્થિતિમાં પડતો મુકી પાછળથી બીજે દિવસે સાથને જઈ મળ્યા અને સાર્થવાહને ખોટી વાત કરી કે સ્વામી સંજીવક તો મરણ પામ્યો. આપને તે વિશેષ વહાલો હતો તેથી અમે તેનો અગ્નિદાહ કર્યો. સેવકોનું આવું બોલવું સાંભળીને સ્નેહથી કોમળ થયેલા ચિત્તવાળો અને બજાવેલી ચાકરીનો જાણનાર શેઠ અત્યંત દીલગીર થયો અને તેણે તે બળદના

પછાડી વૃષોત્સર્ગ વગેરે ઉત્તર ક્રિયાઓ કરી.

સંજીવકનું આયુષ્ય બળવાન હોવાથી યમુનાના શીતલમંદ વાયુની લહેરોને લીધે તેનો થાક ઉતરી ગયો અને એકી સાથે જોર કરી તે કાદવમાંથી બહાર નીકળ્યો. યમુનાતટના લીલા કુણા ઘાસના અંકુરો ચરી યમુનાજળનું પાન કરી અને સુંદર હવાનો આનંદ લઇ કેટલોક વખત વીત્યા પછી તે સંજીવક મહાદેવજીના નંદીની પેઠે રૂષ્ટપુષ્ટ શરીરવાળો અને મોટી ખુંધવાળો બળવાન બની ગયો. તે નિરંતર ઉધેઇનાં શીખરોને પોતાનાં શીગડાં વડે ખોદી કાઢવા મંડયો અને મોટી શબ્દ ગર્જના કરી વનને ગજાવવા લાગ્યો. કહ્યું છે કે જેનું રક્ષણ થયું ન હોય પણ જો દૈવથી રક્ષણ થયું હોય તો તે કુશળ રહે છે અને જેનું સારી રીતે રક્ષણ થયું હોય પણ દૈવથી રક્ષણ થયેલું ન હોય તો તે વિનાશ પામે છે. વનની અંદર અનાથ પુરૂષ રક્ષણ વિના જીવે છે અને ઘરમાં રક્ષણ માટે યત્ન કર્યો હોય તો પણ તે વિનાશ પામે છે.

કોઇ એક વખતે યમુના પ્રદેશના વનનો રાજા પિંગળક નામનો સિંહ તરશથી પીડાતો તે સર્વ પશુઓના મંડળ સહવર્તમાન યમુના તટ ઉપર પાણી પીવાને માટે ગયો. તે સમયે વેગળેથી સંજીવકની ગંભીર શબ્દગર્જના સાંભળીને તે સિંહનું હૃદય વ્યાકુળ થઇ ગયું અને તે ગભરાયેલી આકૃતિને છુપાવીને એક વડના ઝાડ નીચે ચતુર્મંડળની વ્યુહ રચના કરીને બેઠો. એટલે કે પહેલાં સિંહ, તેની કેડે તેના અનુઆયીઓ, તેની પછવાડે મધ્યમ વર્ગના પશુઓ, અને તેની પાછળ અધમ સ્થિતિનાં પશુઓ મંડળાકારે ગોઠવાઇ બેઠાં હતાં. તે સિંહના કરટક અને દમનક નામના બે શિયાળ પ્રધાન પુત્રો હતા. જો કે તે પ્રધાન પુત્રો તે સમયે તેમના અધિકારથી ભ્રષ્ટ થયેલા હતા તદપિ નિરંતર તેઓ સિંહની કેડે કેડેજ ફર્યા કરતા હતા. તે બંને શિયાળ તેમના રાજા સિંહને ભયભીત થયેલો જોઇને એક બીજા સાથે વિચાર કરવા લાગ્યા. તેમાં પહેલો દમનક બોલ્યો કે હે ભાઇ કરટક અત્યારે આપણા સ્વામી પિંગળક પાણી પીવા માટે યમુનાનો કાંઠો ઉતરીને ઉભા છે ને તે તરશથી પીડાય છે. છતાં શંકાશીલ મનને આધિન બની શા કારણ માટે પાછા ફરી વડના તળે વ્યૂહ રચના કરી ઉભા છે!

કરટક બોલ્યો ભાઇ, આપણને તે વાત જાણવાથી શો ફાયદો છે? કહ્યું છે કે,

**अव्यापारेषु व्यापारं यो नरः कर्तुमिच्छति**
**सएव निधनं याति कीलोत्पाटीव वानरः**

પુરૂષને જે વ્યાપાર નહિ કરવા યોગ્ય હોય તે વ્યાપારમાં જો તે ઉધમ કરે છે તો ખીલો ખેંચનારા વાનરની પેઠે તે મૃત્યુ પામે છે.

દમનકે કહ્યું એ વાર્તા કેવી છે તે મને કહી સંભળાવ

કરટક બોલ્યો સાંભળ.

## વાર્તા પહેલી.

### અટકચાળા વાંદરાની વાત.

કોઇ એક શહેરની પાસેના ઉપવનમાં ગીચ વૃક્ષોની ઘટામાં એક વાણીઆએ એક દેવાલય બંધાવવું શરૂ કર્યું હતું. તે સ્થળે સલાટ, સુથાર, મજુર વિગેરે કારીગરો કામ કરવા માટે આવતા હતા. તેઓ બપોરે પાછા જમવા માટે પોતપોતાને ઘેર જતા હતા. એક દિવસ તે જગોએ વાંદરાઓનું એક ટોળું ભટકતું ભટકતું આવી ચઢયું. અને તે ટોળું ઝાડોની ટોચ ઉપર, દેવ મંદિરનાં શીખરોપર અને લાકડાંઓના અંતભાગપર મરજી મુજબ રમવા લાગ્યું. એક સાદડનો પાટડો કે જે વહેરતાં પડતો મુકી વહેરણીઆ ખાવા માટે ઘેર ગયા હતા અને તે વહેરેલો ભાગ ભેગો ન થઇ જાય તે માટે વહેરેલા ચીરામાં એક ખેરની ખીલી ઠોકી બેસાડી હતી તે પાટડા ઉપર એક નજીક આવેલા મરણવાળો વાનર આવીને બેઠો અને અટકચાળા સ્વભાવને લીધે વહેરેલા ભાગ વચ્ચે ઠોકેલી ખીલીને હાથવતી ઝાલી હચહચાવવા લાગ્યો. વહેરેલા ભાગના ચીરામાં તેના અંડકોશ (વૃષણ) ઝુલતા રહેલા હતા તે જેવી પેલી ખીલી છટકી બહાર નીકળી તેવાજ તેના વૃષણ ચપટમાં આવી ગયા જેથી તેજ સમયે તે વાનર બુરે હાલે મરી ગયો માટે હું કહું છું કે જે વ્યાપાર (કાર્ય) આપણને અનુકુળ હોય તેજ કરવો પણ જેમાં ફાયદો કે ગમ્મત ન હોય તેવો વ્યાપાર કરવા જઇએ તો ખીલી કાઢનાર વાનરના જેવી દશા થાય છે આપણુ એ જણના ખાતાં વધે તેટલો આહાર મોજુદ છે છતાં પછી પારકાના કામમાં હાથ નાખવાની શી જરૂર છે?

દમનક બોલ્યો શું તું ફક્ત આહારનાજ ખપવાળો છે? એ રીતિ યોગ્ય નથી કારણ કે કહ્યું છે કે મિત્રોપર ઉપકાર કરવા માટે અને શત્રુઓનો અપકાર કરવા માટેજ વિદ્વાન મનુષ્યો રાજાઓનો આશ્રય કરે છે બાકી પેટ તો કોણ નથી ભરતું? અર્થાત્ પેટ તો સર્વ કોઇ

ભરે છે. પણ ઉપલા ગુણથીજ રાજાનો આશ્રય થાય છે. જેના જીવવાથી ઘણાં માણસો જીવે છે તેવો માણસ ભલે જીવો બાકીતો કાગડો પણ પોતાની ચાંચથી તેના ઉદરનું ભરણપોષણ કરે છે. વિજ્ઞાન, પરાક્રમ અને યશનો ભંગ થયા વિના જે મનુષ્ય પ્રખ્યાત થઇને ક્ષણવાર પણ જીવે છે તેનું નામજ જીવિત કહેવાય છે એમ વિદ્વાનો કથે છે. કારણ કે તે શિવાય તો કાગડો પણ જીવે છે અને ચિરકાળ સુધી બલિદાન ખાધા કરે છે. જે પોતાના પુત્રો, ગુરૂ, સેવકો, ગરીબ મનુષ્યો અને બંધુવર્ગ ઉપર દયા કરતો નથી તેવા પુરૂષને મૃત્યુ લોકમાં જીવવાનું શું ફળ છે? હલકી એટલે નાની નદીને જો પાણીથી ભરવી હોય તો તે પણ તુરત ભરાઇ જાય છે તેમજ સારો સંતોષી માણસ કિંવા હલકો માણસ હોય છે તે પણ થોડી વસ્તુ વડે તત્કાળ સંતોષ પામી જાય છે. જે ધ્વજાની પેઠે પોતાના વંશની આગળ ચઢતો નથી તેવો માતાના યૌવનને હરનારો પુત્ર કદી જન્મે તોપણ તેથી શો લાભ છે? અર્થાત્ એવો પુત્ર કશા કામનો નથી. આ પળે પળે બદલાઇ જતા સંસારમાં કોણ મરતો નથી અને કોણ જન્મતો નથી? ઘણાએ જન્મ ધરે છે અને ઘણાએ મૃત્યુ પામે છે. પણ જેના વડે વંશ દીપી નીકળે છે તેજ આ સંસારમાં જન્મ્યો ગણાય છે. નદીના કાંઠા ઉપર ઉગેલું તૃણ, ધરો, ઘાસ વિગેરેનો જન્મ પણ સફળ છે કારણ કે તે ઘાસ પાણીમાં ડુબી જવાથી વ્યાકુળ થનારા મનુષ્યોના જીવ બચાવવાને હાથને આલંબન રૂપ થઇ પડે છે. મેઘનાં વાદળાંની પેઠે ધીરે ધીરે ઉંચી ગતિ કરનારા અને મેઘની પેઠે મનુષ્યના સંતાપને શમાવનારા સત્પુરૂષો જગત્માં ક્વચિતજ હોય છે. વિદ્વાન પુરૂષો પોતાની માતાનાજ મહિમાને મોટા જાણે છે કારણ કે જનની કોઇ વખત એવો પુત્ર ઉત્પન્ન કરે છે કે જે મોટા માણસોમાં પણ ઘણોજ તેજસ્વી નીવડે છે. માણસ સામર્થ્યવાન્ છતાં પણ જ્યાં સુધી શક્તિનો પ્રકાશ કરતો નથી ત્યાં સુધી તે તિરસ્કારને પાત્ર છે કેમકે દરેક કાષ્ટમાં અગ્નિ રહેલો છે પણ તેની જ્વાળા જ્યાં સુધી નીકળતી નથી ત્યાં સુધી તેનું સર્વે મનુષ્યો ઉલ્લંઘન કરે છે.

કરકટ બોલ્યો, હાલમાં આપણે કાંઇ પ્રધાનપદ ઉપર નિયત નથી તો પછી એ કામમાં ધ્યાન આપવાની શી મતલબ છે? કહ્યું છે કે જે મનુષ્ય રાજસભામાં પૂછ્યા વિના કંઇ પણ બોલે છે તે કેવળ અસન્માનજ પામે છે એટલુંજ નહિ પણ તિરસ્કાર સુદ્ધાં પ્રાપ્ત કરી લે છે. જેમ સફેદ વસ્ત્ર ઉપર કોઈ પણ રંગ કાયમ થાય છે તેમજ જ્યાં બોલવું સફળ થાય તેમ હોય ત્યાંજ બોલવું યોગ્ય છે.

દમનક બોલ્યો કે ભાઇ, તું એવું બોલ નહિ કેમકે પ્રધાનપદથી ભ્રષ્ટ થયેલો પણ જો રાજાની સેવા કરે છે તો તે પુન:પ્રધાનપદ ઉપર આવવા ભાગ્યશાળી થાય છે અને પ્રધાનપદપર કાયમ છતાં પણ જે રાજસેવા કરતો નથી તે પ્રધાનપદથી ભ્રષ્ટ થાય છે કારણ કે રાજા પોતાની પાસે રહેલા મનુષ્યનુંજ સેવન કરે છે. પછી તે વિદ્યા વિનાના હોય, અકુલીન હોય અને નબળી સંગતિવાળા હોય તો પણ રાજાઓ તેમનેજ સેવે છે, કારણ કે રાજાઓ, સ્ત્રીઓ અને લતાઓ જે પાસે હોય છે તેનેજ ઘણું કરીને વીંટળાય છે. જે સેવકો રાજાના પ્રસાદને, કોપને અને વસ્તુને જાણે છે તે સેવકો પાછળથી ધીમે ધીમે ખીજવાએલા રાજાની પણ ઉપર ચઢે છે. મતલબ એ કે અમુક બોલવાથી રાજા ગુસ્સે થશે અને અમુક બોલવાથી રાજા પ્રસન્ન થશે વિગેરે રાજાની તબીઅત જે જાણે છે તે સેવક રાજ્યપદ પણ પ્રાપ્ત કરી શકે છે. વિદ્વાનોને, મોટી ઇચ્છા રાખનારાને, શિલ્પવિદ્યા જાણનારાને, કળાકૌશલ્યવાનને, પરાક્રમીને અને સેવાવૃત્તિ–નોકરી કરી જાણનારને રાજાના આશ્રય વિના બીજો આશ્રય નકામો છે. હું ઉંચી જ્ઞાતિનો છું અને કુળવાન છું એવા મહાગર્વથી જેઓ રાજાની પાસે જતા નથી તેમને માટે મરણાંત લગી ભિક્ષા રૂપી પ્રાયશ્ચિત નિર્માણ કરેલું છે. મતલબ કે ગર્વથી જેઓ રાજાની પાસે યાચના કરતા નથી તેમને મરતાં લગી ભીખજ માગવી પડે છે. જે દુરાત્માઓ એમ કહે છે કે રાજાઓ દુરારાધ્ય છે એટલે પ્રસન્ન થવા મુશ્કેલ છે તે કહેનારાઓ તેમના કથનથી પોતાનું આળસ, જડતા અને પ્રમાદજ પ્રકાશમાં લાવે છે. મતલબ કે આળસ, જડતા અને પ્રમાદ દૂર કરે તો રાજાઓ પ્રસન્ન થવા મુશ્કેલ નથી. ઉપાય વડે કરીને સર્પોને, વ્યાઘ્રોને, હાથીને અને સિંહને વશ કરેલા જોઇએ છીએ તો બુદ્ધિશાળી અને પ્રમાદ વગરના મનુષ્યોએ રાજાને વશ કરવો તેમાં શી વિસાત છે? મતલબ કે સાપ વિગેરે ભયંકર પ્રાણીઓને જ્યારે મનુષ્યો તાબે કરે છે ત્યારે પછી રાજા વશ કેમ ન થાય? બુદ્ધિમાન અને અપ્રમાદી માણસોને માટે તે કામ કઠિણ નથી. રાજાનો આશ્રય કરવાથીજ વિદ્વાનોને પરમ ગતિ પ્રાપ્ત થાય છે કારણ કે મલયાચલ વગર અન્ય સ્થળે ચંદનનાં વૃક્ષ પેદા થતાં નથી. મતલબ કે ચંદન મલયાચલ ઉપરજ થાય છે તેમજ વિદ્વાનો રાજાનો આશ્રય લે તોજ તેમનું કાર્ય પૂર્ણ થાય છે. રાજા તુષ્ટમાન થાય છે એટલે કાંઈ ખોટ નથી રહેતી. તે પ્રસન્ન થાય છે ત્યારે

શ્વેત વસ્ત્રો, સુંદર અશ્વો, અને મદથી ઉન્મત્ત બનેલા હાથીઓ પણ આપે છે.

કરટક બોલ્યો, હવે તું શું કરવા ઇચ્છે છે તે કહે?

દમનક બોલ્યો, આજે આપણો સ્વામી પિંગળક બીનો છે અને તેનો પરિવાર પણ ડરી ગયો છે માટે આપણે બંને તેની પાસે જઇને તેને ભયભીત થવાનો હેતુ પુછીએ અને સંધી, સલાહ, વિગ્રહ, યુદ્ધ, માન, નીતિ, આસન, મોરચા બાંધવા, સંશ્રય, બળવાનની સહાયતા લેવી અને દ્વૈધીભાવ-દુશ્મનોમાં ફુટ કરાવવી આ છ શુક્રાચાર્યના કહેલા ઉપાયો પૈકી કોઇ પણ ઉપાય વડે હું તેને હાથ કરી લઇશ.

કરટકે પુછયું કે આપણો સ્વામી બીનો છે તે વાત તેં શાથી જાણી?

દમનક બોલ્યો તેમાં જાણવાનું શું છે? કહ્યું છે કે કોઇએ સ્વાર્થ બતાવ્યો હોય તેનું તો પશુ પણ ગ્રહણ કરી શકે છે. હાથી ઘોડા તો આપણે જેમ હાંકીએ તેમ ચાલે છે પરંતુ પંડિત જનો તો કોઇના કહ્યા શિવાય પણ તર્કથી પોતાનો અર્થ સમજે છે માટે જ પારકાના હૃદયના અભિપ્રાયને જાણવા રૂપ ફળ જેનાથી મેળવી શકાય તેનું નામ બુદ્ધિ કહે છે. મતલબ કે મૂર્ખ મનુષ્યોને તો બીજાં મનુષ્યો રસ્તો દેખાડે છે ત્યારે જ તેને સુઝ પડે છે અને બુદ્ધિશાળી મનુષ્યો પોતાની અકલથી સમજે છે એટલો મૂર્ખ અને પંડિતમાં તફાવત છે. મનુ પણ કહે છે કે,

**आकारैरिंगितैर्गत्या चेष्टया भाषणेन च**
**नेत्रवक्त्रविकाराभ्यां ज्ञायतेऽन्तर्गतंमनः**

આકાર ઉપરથી, ચેષ્ટાથી, ગતિથી, ભાષણથી, નેત્ર અને મુખના વિકારથી અંતર્ગત મન જણાય છે મતલબ કે દેખાવથી, ચેષ્ટાથી, ચાલથી, બોલવાથી, અને આંખ તથા મ્હોનાં વિકાર વિગેરેથી મનની અંદરની વાત જાણી શકાય છે માટે આપણો રાજા હમણાં બીનો છે તે માટે તેની પાસે જઇને મારા બુદ્ધિબળથી તેનો ડર દૂર કરી મારી પ્રધાન પદવી હું પુનઃપ્રાપ્ત કરીશ.

કરટક બોલ્યો—તું સેવા ધર્મથી અનભિજ્ઞ છે તો તેને કયા પ્રકારે હાથ કરી લઇશ તે કહે.

દમનક—જ્યારે વૈરાટ નગરમાં પાંડવો ગુપ્ત રહ્યા હતા ત્યારે ધૌમ્ય મહર્ષિએ તેમને જે સેવા ધર્મ કહી બતાવ્યો હતો તે વખતે હું મારા પિતાની સાથે ક્રીડા કરતો ત્યાં વિદ્યમાન હતો તેથી તે સેવા ધર્મનો સર્વ સાર મને યાદ છે તે હું તને કહું તે સાંભળ. શૂરવીર, વિદ્વાન અને સેવા કરવામાં કુશળ એ ત્રણ પુરૂષો સુવર્ણ પુષ્પવાળી પૃથ્વીને ચુંટી લે છે. મતલબ કે આ ત્રણ પુરૂષોને જોઇએ તેટલું ધન પ્રાપ્ત થાય છે. જે સેવાથી કલ્યાણ થાય તેજ સેવા અને તે સેવા પ્રિય શબ્દો બોલીને ગ્રહણ કરવી. વિદ્વાન પુરૂષ પ્રિય વાક્ય બોલીને જ રાજાનો આશ્રય કરે છે બીજે માર્ગે કરતા નથી. જેઓ વસ્તુના ગુણ જાણતા નથી તેનું પંડિતો સેવન કરતા નથી. કારણ કે તેનાથી તેમને કાંઇ ફળ મળતું નથી જેવી રીતે અન્ન ન પાકે તેવી જમીનને ચાહે તેટલી ખેડીએ તદપિ કાંઇ ફળ મળતું નથી તેમજ જેનામાં ગુણ નથી તેનું સેવન કરવું નહિ. દ્રવ્ય પ્રકૃતિથી હીન હોય તથાપિ સેવ્ય ગુણથી યુક્ત હોય તો તે રાજા સેવવા લાયક છે. તેનાથી આજીવિકા તો ચાલે છે અને છેવટે આ જન્મમાં નહિ તો જન્માંતરમાં પણ તેનું ફળ મળ્યા વગર રહેતું નથી. શંકરની પેઠે બેશી રહે, સુકાઇ રહે અને ભૂખ વેઠે પણ વિદ્વાન મનુષ્ય દુષ્ટ લોકોથી પોતાનું ગુજરાન ચલાવવાને તત્પર નહિ થાય. સેવક, દુષ્ટ ભાષણ કરનાર અને કંજુસ તેમના સ્વામીની સાથે દ્વેષ કરે છે પણ તેઓ પોતાની સાથે જ કેમ દ્વેષ નથી કરતા? તેઓ સેવા કેમ કરવી તે જાણતા નથી. ચાકર લોકો નબળા સ્વામીની સાથે દ્વેષ કરે છે પણ તેઓ એમ વિચાર નથી કરતા કે પોતાનામાં શી ભૂલ છે? અને પોતે સ્વામીની બરાબર સેવા કરે છે કે નહિ તે પણ જોઇ વિચારતા નથી. જે રીતે તેઓ તેમના સ્વામીના દોષો જુએ છે તે પ્રમાણે તેમણે પોતાના દોષો પણ જોવા જોઇએ. ક્ષુધા પીડિત સેવકો જે રાજાનો આશ્રય પામીને વિશ્રામ પામતા નથી અર્થાત્ જે રાજાને આશ્રે ખાવા જેટલું અનાજ તથા દ્રવ્ય મળતું નથી તે રાજા આકડાની પેઠે હમેશા તજવા લાયક છે કારણ કે આકડાનાં ફુલ ફળ વિગેરે નિરૂપયોગી છે. રાજાની સાથે, રાજમાતાની સાથે, રાજપત્ની સાથે, રાજકુમાર સાથે, રાજમંત્રી સાથે, રાજ-

પુરોહિત સાથે અને પ્રતિહાર સાથે સમાન વર્તન રાખવું. રાજા જ્યારે બોલાવે ત્યારે જી સ્વામી, એમ ઉત્તર આપનારો, રાજા જે હુકમ ફરમાવે તે વિચિક્ષણપણાથી અને આનાકાની વગર બજાવનારો જે મનુષ્ય હોય છે તે તથા સ્વામીના પ્રસાદથી ઉત્પન્ન થયેલા ધનનો સુપાત્રમાં ઉપયોગ કરે છે અને તેણે આપેલા વસ્ત્રાલંકાર વિગેરે અંગે ધારણ કરે છે તે રાજાને વ્હાલો થાય છે. અંતઃપુરમાં રહેનારા સાથે જે છાની વાતચીત કરતો નથી તેમજ રાજાની સ્ત્રીઓ સાથે જે ખાનગી વાતો કરતો નથી તે રાજાને વહાલો થાય છે. હું નિરંતર રાજાનો બહુ માનીતો છું એમ માનીને કષ્ટની વખતે પણ જે મર્યાદાનું અતિક્રમણ નથી કરતો તે રાજાને વહાલો થાય છે. જુગારને જે યમદૂત સમાન નિરખે છે, મદિરાને હાલાહલ—વિષ સમાન દેખે છે અને સ્ત્રીઓને જે સ્વરૂપ રહિત કિંવા કાષ્ટ પુતળી સમાન સમજે છે તે મનુષ્ય રાજાને વલ્લભ થાય છે. રણસંગ્રામ સમયે જે રાજાની અગાડી ચાલે છે, શહેરમાં જે હમેશાં રાજાની પાછળ ચાલે છે અને રાજમંદિરના દ્વારનો જે આશ્રય કરે છે તે મનુષ્ય રાજાને વલ્લભ થાય છે. પોતાના સ્વામી સાથે દ્વેષ રાખનારની સાથે નિરંતર દ્વેષ રાખે છે અને ઇષ્ટ જનોનું ઇષ્ટ કાર્ય કરે છે તેવો જે રાજ સેવક હોય છે તે રાજાની પ્રીતિનું પાત્ર થાય છે. જે પુરૂષ રાજાની કહેલી વાતનો વિરૂદ્ધ ઉત્તર આપતો નથી અને રાજાની સમીપે જે હસીને વાત કરતો નથી તે રાજાને વહાલો થાય છે. જે રણને શરણ માનીને ભય રહિત રહે છે અને પ્રવાસમાં જે પોતાના શહેરના આવાસની પેડે જ સ્વામીની ચાકરી કરે છે તે રાજવલ્લભ થાય છે. વળી જે રાજપત્ની સાથે છુપા સંદેશાનો વહેવાર રાખતો નથી તથા નિંદા કે વિવાદ કરતો નથી તે પુરૂષ રાજાને વલ્લભ થાય છે.

કરટક બોલ્યો—હવે તું ત્યાં જઇને પહેલાં શું કહીશ તે તો કહી બતાવ.

દમનક બોલ્યો—ઉત્તમ વૃષ્ટિથી ઉગેલાં ગુણવાળાં બીજમાંથી જેમ ઉત્તરોત્તર બીજાં બીજ પેદા થાય છે તેમજ વાતચીત થતાં પ્રસંગવશાત્ નવી નવી વાતો ક્રમે ક્રમે નીકળે છે. નાશનું દર્શન કરાવનારી વિપત્તિ અને ઉપાય દેખાડનારી સંપત્તિ નીતિ અને વિધિથી બુદ્ધિમાન મનુષ્યોને આપોઆપ સુઝે છે. કેટલાએક ફક્ત પોપટની પેઠે મીઠી વાણી જ બોલે છે, કેટલાક મુંગાની પેઠે હૃદયશૂન્ય હોય છે અને કેટલાકના હૃદય અને વાણીમાં મિષ્ટ અને સુંદર ભાષણો શોભી રહેલાં હોય છે. હું અવસર પ્રાપ્ત થયા વગર બોલીશજ નહિ કારણ કે મેં અ-

ગાડી મારા પિતાના ખોળામાં બેઠા બેઠા નીતિશાસ્ત્રનો સાર શ્રવણુ કરેલો છે તેમાં કહ્યું છે કે,

સમય પ્રાપ્ત થયા વગર જો બૃહસ્પતિ પણુ વચન બોલે છે તો તે મૂર્ખ ગણાય છે એટલું જ નહિ પણુ નિરંતર તેનું બહુ જ અપમાન અને તિરસ્કાર થાય છે. માટે મનુષ્યે સમયને અનુસરતું જ બોલવું.

કરટક બોલ્યો—રાજાઓ હમેશાં પર્વતોની પેડે દુરારાધ્ય એટલે સેવા કરવાને કઠિણુ છે. પર્વતો જેમ સર્પોથી વીંટળાએલા હોય છે, વળી પર્વતો જેમ વિષમ-ઉંચા નીચા હોય છે તેમ રાજાઓ પણુ કઠીણુ સ્વભાવના હોય છે. અને પર્વતોનું સેવન કરવામાં જેમ દુઃખ પડે છે તેમ રાજાઓનું સેવન પણુ દુઃખથીજ થાય છે. વળી રાજાઓ સર્પોની માફક વૈભવી અને વિલાસી હોય છે, રાજાઓ જેમ બખ્તર ધારણુ કરે છે તેમ સર્પ કાંચળી ધારણુ કરે છે, સર્પો જેમ ક્રૂર હોય છે તેમ રાજાઓ પણુ ક્રૂર હોય છે તેમજ રાજાઓ સર્પોની માફક આડા અવળા ચાલનારા, દુષ્ટ અને મંત્રને વશ હોય છે. માટે રાજાઓ બધી બાબતમાં સર્પના જેવા છે. સર્પોને જેમ બે જીભો હોય છે તેમ રાજાઓ એક જબાનવાળા નહિ પણુ બે જીભવાળા હોય છે એટલે કે તેઓ બોલીને ફરી જનારા છે. સર્પો જેમ ક્રૂર કામ કરનારા છે તેમ રાજાઓ પણુ ક્રૂર કર્મ કરનારા છે. તેમજ સર્પો જેમ અનિષ્ટ કરનારા અને છિદ્રાનુસારી છે તેમ રાજાઓ અનિષ્ટ કરનાર અને છિદ્રને અનુસરનારા છે માટે તે બંનેને દૂરથીજ નમસ્કાર કરવા તેમાં લાભ છે. થોડો વાંક આવતાં રાજા સેવકના અભિષ્ટ કાર્યને અગ્નિની પેડે દગ્ધ કરી નાંખે છે. સર્વ લોક જેને નમસ્કાર કરે છે તેવું રાજ્યપદ દુરારોહ એટલે ચઢવાને અશક્ય છે. કારણુ કે તેમાં કિંચિત ફેરફાર થાય તો બ્રાહ્મણુની માફક દોષિત થવાય છે. અર્થાત્ બ્રાહ્મણુ જો તેના ષટ્કર્મમાં જરાપણુ ચુકે છે તો તેને દોષ લાગે છે તે પ્રમાણે રાજ્યપદ મેળવવું મુશ્કેલ છે. રાજાઓની લક્ષ્મી દુરારાધ્ય-દુઃખે કરીને આરાધવા યોગ્ય છે. તે મળવી કઠીણુ છે અને મળે તો સાચવવી કઠિણુ છે. તે તો ઉંડા ધરાના પાણીને પેડે હમેશાં જ્યાંની ત્યાંજ રહે છે.

દમનક બોલ્યો—તું કહે છે તે વાત સત્ય છે પણુ જેનો જેનાપર ભાવ હોય છે તેની સાથે તે રહે છે અને તેની સોબત કરે છે. અને

પછી તેને પોતાને વશ કરે છે. માલેકની ઇચ્છા પ્રમાણે આપવું તે સેવકનો ઉત્તમ આચાર છે. સ્વામીની મરજી પ્રમાણે ચાલનારા પુરૂષો રાક્ષસોને પણ પોતાને તાબે કરી લે છે. રાજા જ્યારે ગુસ્સામાં હોય ત્યારે તેની પ્રશંસા કરવી, તેના માનીતા મનુષ્યપર સ્નેહ રાખવો તેના દુશ્મનપર ઇર્ષ્યા કરવી અને તેની ઉદારતાનાં વખાણ કરવાં તે મંત્ર તથા તંત્ર વગરનું વશીકરણ છે.

કરટક બોલ્યો—જો તારો એવો જ વિચાર હોય તો સીધાવ અને ફતેહ પામ. તું તારી મરજી મુજબ કર અને નિર્વિઘ્નપણે ઇચ્છાને પાર પાડ.

આ પ્રમાણે મંગળ શુકન સાંભળીને દમનક કરટકને પ્રણામ કરીને પિંગળક રાજાની પાસે જવાને ચાલી નીકળ્યો.

દમનકને આવતો જોઇને પિંગળકે દ્વારપાળને કહ્યું કે દરવાન છડીને આઘી કર કારણ કે અમારા જુના પ્રધાનનો પુત્ર દમનક મને મળવા આવે છે. માટે તેને અંદર પ્રવેશ કરવા દે તે મારા મિત્રમંડળમાં બેસનાર અને સત્યવક્તા છે. પિંગળકનો આવો હુકમ થવાથી દમનકને અંદર જવામાં કશી અડચણ પડી નહિ. તેણે સ્વામીની સુદૃષ્ટિ જોઇને પિંગળ મહારાજને વિનય પૂર્વક પ્રણામ કર્યા અને તેની આજ્ઞા મળ્યા પછી યોગ્ય આસને બેઠો. પછી પીંગળકે તેનો નખરૂપ વજ્રથી શોભાયમાન થયેલો જમણો હાથ દમનક ઉપર મુકીને માનસહિત પુછ્યું કે ભાઇ દમનક, તું કુશળ તો છેની? ઘણે દિવસે કેમ દેખાયો વારૂ?

દમનક બોલ્યો—મહારાજને અમારો કાંઇ ખપ નહિ એટલે આવવાનું શું પ્રયોજન? તોપણ અમારી ફરજ છે કે સમય આવ્યે કહેવા યોગ્ય વાત હોય તે કહેવી જોઇએ કેમકે રાજાઓને તો ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ એ સહુની જરૂર હોય છે કહ્યું છે કે,

**दन्तस्य निर्घर्षणेकनराजन्कर्णस्य कण्डुयन केनवापि**
**तृणेन कार्यभवतीश्वराणां किमङ्ग वाक्याणिमतानरेण॥**

હે રાજન, દાંત ખોતરવામાં ઘસવામાં તથા કાનમાં આવતી ચળનો નાશ કરવામાં સળીથી કામ થાય છે તેમાં વાણી મન અને હાથવાળા મનુષ્યની જરૂર પડતી નથી. મતલબ કે જે કામ કરવાને જે યોગ્ય

છે તેનાથી જ તે સારૂં થાય છે. તરવારથી સોયનું અને સોયથી તરવારનું કામ થઇ શકતુંજ નથી. વળી અમે આપના વંશપરંપરાના નોકર છીએ અને આફત કાળમાં પણ પાછળ પાછળ ફરનારા છીએ. તોપણ અમારો અધિકાર અમને સોંપવામાં આવ્યો નથી એમાં આપની કુશોભા કહેવાશે કારણ કે કહ્યું છે કે નોકર અને ઘરેણાં એ બંને પોતપોતાના સ્થાનકેજ શોભે છે. માટે તેમની સ્વજગ્યાએ જ યોજના કરવી ઘટે છે. હું સમર્થ છું એમ ધારી મુકુટને કાંઈ પગમાં પહેરાતો નથી કારણકે રાજા ધનાઢય હોય, કુલીન હોય, વંશપરંપરાથી ગાદીનો માલિક હોય તોપણ ગુણને નહિ જાણતો હોય તો તે રાજા સેવકોને ગમતો નથી. કહ્યું છે કે જે રાજા અયોગ્ય મનુષ્યો સાથે વિચાર કરનારો કિંવા તેઓના કહેવા પ્રમાણે ચાલવાવાળો હોય અને યોગ્ય મનુષ્યોના સત્કારને તજી દેનારો હોય અર્થાત્ યોગ્ય માણુસનો સત્કાર નહિ કરનારો એવો જે રાજા કે શેઠ હોય તેને ચાકરો તજી દે છે મતલબ એ કે જે રાજા પોતાના નોકરની તેમના બરોબરીઆ નહિ હોય તેવા ચાકરો સાથે સરખામણી કરે છે, બરોબરીઆમાં તેમનું અપમાન કરે છે અને તેને યોગ્ય અધિકારપર અગ્રગણ્ય બનાવતો નથી તે માલીકને નોકરો છોડી દે છે.

આ પ્રમાણે અવિવેકીપણાથી ઉચ્ચપદ યોગ્ય સેવકોની હલકી કે ઉતરતી પદવીપર યોજના કરે છે તો લાયક દરજ્જો ભોગવવા યોગ્ય સમર્થ સેવકો તે હલકા દરજ્જામાં પડયા રહેતા નથી પણ પોતાની ઝવેરાત વડે તેઓ ઉચ્ચપદે ચઢી જાય છે અને તેમ થવામાં અઘટિત યોજના કરનારા રાજાનોજ દોષ ગણાય છે પણ સેવકોનો દોષ ગણાતો નથી. કહ્યું છે કે સોનાના દાગીનામાં જડવા લાયક હીરાકણીને કલઈના દાગીનામાં જડવામાં આવે છે તો તે સુવર્ણ શોભતું નથી તેમ હીરો કે મણિ તેથી રડતો નથી પણ તેમાં તો માત્ર હીરાનો એવો ઉપયોગ કરનારનીજ મૂર્ખતા ગણાય છે.

વળી આપ સ્વામી કહો છો કે 'તું બહુ દિવસે દેખાયો' તો તેનું કારણ પણ સાંભળો. જે સ્થળે ડાબા જમણામાં કોઇ વિશેષ ફેર જણાતો નથી ત્યાં કયો શ્રેષ્ટ પુરૂષ ક્ષણવાર પણ રહી શકે? મતલબકે જ્યાં ન્યાય અન્યાય સમજાતો નથી અને સાચા ખોટામાં જ્યાં ભેદ નથી એવે ઠેકાણે ઉત્તમ મનુષ્ય રહી શકતા નથી. કાચને વિષે મણિની અને

મણિને વિષે કાચની જેને બુદ્ધિ હોય છે એટલે કે જેને પરીક્ષાજ નથી તેની પાસે નામ માત્ર પણ સેવક રહી શકતો નથી. જે દેશમાં પરીક્ષકો નથી તે દેશમાં રત્નો કે મુક્તા ફળો બેકીમતનાં ગણાય છે. ભરવાડના મુલકમાં ચંદ્રકાંત મણિની ગોવાળીઆ ત્રણ કોડીની કિંમત કરે છે મતલબ કે જ્યાં વસ્તુની કીમત કરનારા નથી ત્યાં ઉત્તમ વસ્તુ પણ બેકિંમતની ગણાય છે. જ્યાં લોહિતાક્ષની, મણિ, કે પદ્મ રાગ વિગેરેની ઘટતી કીમત નથી ત્યાં શા માટે રત્નો વેચીએ? રાજા જો દરેક સેવકોના ઉપર સરખો ભાવ રાખે તો ઉદ્યમસમર્થ સેવકનો ઉત્સાહ કમી થઇ જાય છે. મતલબ કે સારા સેવકના ઉપર મહેરબાની અને નઠારા ઉપર ધાકજ જોઇએ. સેવક વિના રાજા અને રાજા વિના સેવક શોભતા નથી. રાજા અને સેવકોનો વ્યવહાર પરસ્પર બંધાયેલો છે. જેમ સૂર્ય તેજસ્વી છે તોપણ કીરણો વિના શોભતો નથી તેમ લોકોનું કલ્યાણ કરનારો રાજા હોય તોપણ સેવકો વિના તે શોભતો નથી. આરાવડે ચક્ર-પૈડાનું મધ્ય ધારણ થાય છે અને પૈડાના મધ્યમાં આરા સ્થપાય છે. તેવીજ રીતે સ્વામી સેવકનું વૃત્તિચક્ર-વર્તન વ્યવહાર ચાલે છે. કેશ હમેશાં માથા ઉપર ધારેલા છતાં અને સ્નેહ-તેલ વડે પાલન કરાયેલા છતાં પણ તે ધોળા (વિરાગવંત) થઇ જાય છે તો જેઓને સ્નેહથી ઉછરેલા ન હોય તેવા સેવકો શા માટે વિરાગ-કંટાળો પામે નહિ? અથવા તો તેલથી તરબોળ અને હમેશા માથાંપર ધારણ કરી રાખેલાં છતાં પણ વાળ વેરાઇ જાય છે તો સ્વામીના સ્નેહ અને માન વગર સેવકો વેરાઇ આઘા જતા રહે તેમાં શી નવાઇ? રાજા પ્રસન્ન થયો હોયતો સેવકોને ફક્ત ધન કે માન આપે છે પણ સેવકો તો ફક્ત સન્માન મળવાથી પ્રાણ આપવાને પણ પાછા પડતા નથી મતલબકે સેવકો માત્ર સ્વામી તરફનું સન્માન મળવાથીજ પોતાનો પ્રાણ આપીને સ્વામીનો પ્રત્યુપકાર કરે છે રાજાએ આ પ્રમાણે જાણીને કાર્ય વિચિક્ષણ સેવકોને રાખવા જોઇએ. તે સેવકો કુળવાન્, શૌર્યવાન્, શક્તિવાન, ભક્તિમાન્ અને વંશપરંપરાથી સેવા કરવાવાળા હોવા જોઇએ. રાજાનાં નહિ થાય તેવાં કઠિણ કાર્યો અને ઉત્તમ કલ્યાણ કરીને લજ્જાથી જે કંઇજ બોલતો નથી તે સેવકને રાજા સહાયકારી થાય છે. જે સેવકને કાર્ય સોંપી શંકા રહિત ચિત્તથી રહેવાય છે તે સેવક બીજી સ્રીના સમાન છે મતલબકે જેમ ગૃહસ્થાશ્રમનો સઘળો કારભાર સ્રીને સોંપવાથી પુરૂષ નિશ્ચિંત થાય છે તેમજ રાજા પોતાનો કારભાર જે સેવકને સોંપી

નિશ્ચિંત રહે છે તે સેવક પોતાની બીજી સ્ત્રી જેવો છે. જે સેવક વગર બોલાવ્યે સન્મુખ આવે છે, હમેશ બારણામાં ઉભો રહે છે. પુછયું હોય તો સત્ય અને થોડું બોલે છે તે સેવક રાજાને લાયક છે. નહિ કહ્યું હોય છતાં રાજાનું નબળું કરનારને જોઇને તેનો નાશ કરવાને જે યત્ન કરે છે તે સેવક રાજાને યોગ્ય છે. રાજાએ માર્યો હોય, અપશબ્દો કહ્યા હોય, અને દંડ પણ કર્યો હોય તોપણ જે પાપ કરવાને ચિન્તવન કરતો નથી તેજ સેવક રાજાને યોગ્ય છે. રાજા તરફથી બહુ માન મળવાથી જે ગર્વ કરતો નથી અને અપમાન મળતાં જે સંતાપ કરતો નથી, પણ સદા સર્વદા એક રંગમાં રહીને જે રાજસેવા બજાવ્યે જાય છે તેજ સેવક રાજાને યોગ્ય છે. જેને ક્ષુધા પીડતી નથી, જેને કદી નિંદ્રા પણ પીડતી નથી અને તાઢ તડકાથી જે પીડાતો નથી તેજ સેવક રાજાને યોગ્ય છે. સંગ્રામ થવાની વાત સાંભળીને પ્રસન્ન વદનથી જે સ્વામીની અગાડી થાય છે તેજ સેવક રાજાને યોગ્ય છે. જે સેવકને રાખવાથી અગ્નિમાં નાંખેલા ચામડાની જેમ સીમા સંકોચ પામતી જાય છે તેવા સેવકોને રાજ્યની વૃદ્ધિ ઇચ્છનારા રાજાએ ત્યજી દેવા.

વળી આ શીઆળીઉં છે એમ માનીને આપ મારી અવજ્ઞા કરો છો તે પણ યોગ્ય નથી કારણ કે કહ્યું છે કે ગમે તેવા કુળમાં જન્મ થયો હોય પરંતુ મનુષ્ય ગુણથીજ પ્રકાશ પામે છે. કેમકે રેશમી કાપડ કીડામાંથી, સોનું પથરમાંથી, નીલ કમળ કિંવા ધરો ગાયના રૂંવાળા કે છાણમાંથી, રક્ત કમળ કાદવમાંથી, ગોરૂચંદન ગાયના પીતામાંથી, અગ્નિ કાષ્ટમાંથી અને મણિ સર્પની ફેણમાંથી ઉત્પન્ન થાય છે પરંતુ તે ગુણવાન હોવાથી તેમના ગુણોવડે પ્રકાશ પામે છે માટે એમાં જન્મને શો સંબંધ છે. મતલબ કે સારા કુળમાં જન્મ થયો હોય પણ ગુણ બીલકુલ ન હોય તો તે સારા કુળનો જન્મ શા કામનો? ઉંદરડી ઘરમાં પેદા થયેલી હોય છે તદપિ તે નુકસાન કરનારી હોવાને લીધે તેને મારવી યોગ્ય છે પણ બિલાડો હિત કરનારો છે તેથી માણસો તેનું પોષણ કરીને તેની માગણી કરે છે. જેમ એરંડા, ભીંડી, આકડા વિગેરે બહુ એકઠા કર્યા હોય તદપિ તેનાથી થાંભલાની ગરજ સારી શકાતી નથી. તે પ્રમાણે ઘણા મૂર્ખાઓ એકઠા થયા હોય છતાં તેઓનાથી કાર્ય સિદ્ધિ થતી નથી. ભક્ત છતાં અસમર્થ હોય તો તેવા સેવકો શા કામના? તેમજ સમર્થ છતાં નઠારૂં કરનારા હોય તો તે

સેવકો પણ શા કામના? માટે હે રાજન્ સમર્થ અને રાજભક્ત એવો જે હું તેનું આપે અપમાન કરવું જોઇતું નથી.

પિંગળક બોલ્યો વારૂ ઠીક છે તું સમર્થ હો કે અસમર્થ હો તેની મને ઝાઝી જરૂર નથી પણ તું અમારા જુના પ્રધાનનો પુત્ર છે માટે તારે જે કાંઇ કહેવાનું હોય તે નિરાંતે વિશ્વાસ રાખીને કહે.

દમનક બોલ્યો હે દેવ, મારે થોડી અરજ કરવાની છે.

પિંગળકે કહ્યું, તારા મનનો વિચાર હોય તે તું સુખેથી કહી બતાવ.

દમનક બોલ્યો મહારાજ, બૃહસ્પતિએ કહેલું છે કે રાજાનું નાનામાં નાનું કામ હોય તો પણ તે સભાની વચમાં પ્રકટ કરવું નહિ માટે આપ નામદાર મારી વિજ્ઞાપના એકાંતમાં શ્રવણ કરો તેવી મારી અરજ છે કારણ કે,

**षट् कर्णो भिद्यते मंत्र श्चतुकर्णे स्थिरो भवेत्**
**द्विकर्णस्यतु मंत्रस्य ब्रह्माप्यंतं न गच्छति**

ગુપ્ત મંત્ર-વિચાર જો છ કાને જાય છે તો તે ખુલ્લો થઈ જાય છે, ચાર કાને જાય છે ત્યાં સુધી તે કોઇના જાણવામાં આવતો નથી પણ જે મંત્ર બે કાનેજ પડયો હોય છે તેનો પાર તો બ્રહ્મા પણ પામતા નથી માટે જે વાત ગુપ્ત રાખવી હોય તે બે કાનેથી ચાર કાને પણ જવા દેવી નહિ.

દમનકનું આ પ્રમાણે બોલવું સાંભળીને અને પિંગળકનો તે ગુપ્ત વાત જાણવાનો અભિપ્રાય જાણીને વાઘ, વરૂ, દીપડા વિગેરે સર્વ સભાસદો ઉઠીને તુરત વેગળે જઇ બેઠા.

તદનંતર દમનક બોલ્યો કે હે સ્વામી, આપ પાણી પીવાને માટે જતાં જતાં પાછા ફરીને અહીંઆ રચનાપૂર્વક શા કારણને લીધે બેઠા છો?

પિંગળક ભય સહિત જરા હસીને બોલ્યો, કાંઇજ કારણ નથી.

દમનકે કહ્યું કે હે સ્વામી, જો કહેવા યોગ્ય ન હોય તો રહેવા દ્યો.

કારણ કે કોઇક વાર્તા સ્ત્રીઓ પાસે છાની રાખવા જેવી હોય છે, કેટલીક વાત સંબંધીઓથી ગુપ્ત રાખવા યોગ્ય હોય છે. કોઇ વાતો મિત્રોને કહેવા જેવી હોતી નથી અને કેટલીક વાત પોતાના દીકરાઓથી પણ છાની રાખવા યોગ્ય હોય છે, માટે બુદ્ધિમાન પુરૂષે અમુક વાત કહેવી લાયક છે કે નહિ તેનો મનમાં પૂરેપૂરો વિચાર કરીને પછી તે પ્રકાશ કરવી. મતલબ કે જે વાત જેની પાસે કહેવા યોગ્ય હોય તે વાત તેને કહેવી અને ન કહેવા યોગ્ય હોય તે કહેવી નહિ.

દમનકનું આવું કહેવું શ્રવણ કરી પિંગળક વિચારમાં ગુંચાયો અને તે પછી નિશ્ચયપર આવ્યો કે આ સેવક યોગ્ય જણાય છે માટે મારો વિચાર આની પાસે પ્રકાશ કરૂં. કહ્યું છે કે જે મનુષ્ય, કદરદાન માલેકને, ગુણવાન સેવકને, અનુકુળ વર્તનારી સ્ત્રીને, ખુશામત તરફ તિરસ્કાર બતાવનારા મિત્રને અને પોતાની વાત હમેશાં ચિત્ત દઇને સાંભળતો હોય તેને મનની વાત કહી દે તો તે સુખી થાય છે એમ વિચારી પિંગળક બોલ્યો કે હે દમનક, તું વેગળેથી થતો ભૈરવ શબ્દ સાંભળે છે?

દમનક બોલ્યો હા સ્વામી, હું સાંભળું છું પણ તેથી શું?

પિંગળક બોલ્યો હે ભદ્ર, હું આ વનમાંથી બીજા વન તરફ ગમન કરવા ઇચ્છું છું.

દમનક બોલ્યો શા કારણ માટે?

પિંગળકે કહ્યું હાલમાં આ વનની અંદર કોઇ અપૂર્વ પ્રાણી આવી ચઢેલ છે અને તેનો આ ભયંકર શબ્દ સંભળાય છે. એ શબ્દાનુસારે તે પ્રાણી ભયંકર પરાક્રમવંત હશેજ.

દમનકે કહ્યું મહારાજ, આપ શબ્દ માત્રથીજ ભય પામો છો તે યોગ્ય નથી. કહ્યું છે કે જેવી રીતે પાણીના પ્રવાહથી મજબુત મૂળ તુટી જાય છે તેમ સારા રક્ષણાદિના પ્રબંધ વિના ગુપ્ત વાત ખુલ્લી થઇ જાય છે માટે વિચારને છાનો રાખવો તે યોગ્ય છે. ચાડીઆપણું કર્યાથી સ્નેહ નાશ પામે છે અને વાણી વડે તો જેઓ કાયર હોય છે તેઓજ ડરે છે માટે હે સ્વામી, પૂર્વજોએ પ્રાપ્ત કરેલા વનનો ત્યાગ કરીને અન્ય વન તરફ જવું યોગ્ય નથી કારણ કે ભેર, નગારૂં, વાંસળી, વીણા,

મૃદંગ, પડધમ, શંખ, તાસાં વીગેરે અનેક જાતના શબ્દો થાય છે માટે માત્ર શબ્દ ઉપરથીજ ડરી જવું તે યોગ્ય નથી. કહ્યું છે કે મહાન પ્રચંડ અને ભયંકર શત્રુ ચઢાઇ કરવા આવ્યો હોય તો પણ જેનું ધૈર્ય નાશ પામ્યું નથી તે રાજા કોઇથી પણ પરાભવ પામતો નથી. વિધાતા-દૈવ ભય દર્શાવે તદપિ ધૈર્યવાનોનું ધૈર્ય નાશ થતું નથી. ગ્રીષ્મ ઋતુમાં તળાવો સુકાઇ જાય છે પરંતુ સમુદ્ર હમેશાં ભરપુર રહી છોળો માર્યાજ કરે છે.

વળી જેને વિપત્તિમાં ખેદ અને સંપત્તિમાં હર્ષ થતો નથી તથા જેને સમર ભૂમિમાં કે જંગલમાં બીક લાગતી નથી તેવા ત્રિલોક તિ-લકરૂપ પુત્રને કોઇકજ માતા જન્મ આપે છે વળી શક્તિ ( ઉત્સાહાદિ શક્તિ ) એ રહિત હોવાથી નમ્ર અને નિઃસ્સાર ( દુર્બળ ) હોવાથી હ-લકાઇવાળા જે પ્રાણી હોય છે તેમની તૃણના જેવી ગતિ થાય છે. તે-મજ જે મનુષ્ય બીજાના મહીમાથી કે અન્યના બળ વડે પણ દૃઢ થતો નથી તે લાખના દાગીના જેવો નિરૂપયોગી છે. આ પ્રમાણે વિ-ચાર કરીને રાજેંદ્રે ધૈર્યતા ધારણ કરવી યોગ્ય છે પરંતુ શબ્દ માત્રથી ડરવું યોગ્ય નથી. કહ્યું છે કે,

**पूर्वमेव मया ज्ञातं पूर्णमेतद्विमेदसा**
**अनुप्रविश्य विज्ञातं यावश्चर्मच दारुच**

પહેલાં તો મેં જાણ્યું હતું કે આ મેદથી પરિપૂર્ણ હશે પરંતુ તેમાં પ્રવેશ કરીને જોયું તો તેમાં ચામડું તથા લાકડુંજ હતું તેમ જણાયું.

પિંગળક બોલ્યો તે વાત કેવા પ્રકારે છે તે કહે.

દમનકે કહ્યું સાંભળ.



## વારતા બીજી.

### નગારાના શબ્દથી ડરનાર શીઆળની વાર્તા.

કોઇક શીઆળીઉં ભુખથી હેરાન થઇને જંગલમાં આમથી તેમ ભટકતું હતું એટલામાં તેની નજરે બે સેનાની યુદ્ધભૂમિ પડી તે રણભૂમિ ઉપર એક નગારૂં પડેલું હતું. તેના ઉપર પવનને લીધે વેલાલાઓની ડાળીઓ વારંવાર અથડાતાં તેમાંથી ઘોર શબ્દ સાંભળવામાં આવતો હતો. તે શબ્દથી પેલું ભુખથી ગળી ગએલી ગર્દનવાળું શીઆળીઉં ડરી ગયું અને વિચારવા લાગ્યું કે હાય હાય હવે તો મારૂં આવી જ બન્યું પરંતુ જ્યાં સુધી અવાજ કરનાર પ્રાણીની નજરે હું પડેલ નથી ત્યાં સુધી અહીંથી છ પાંચ ગણવા એજ ઠીક છે. કારણ કે તેમ નહિ કરૂં તો મોત ભેટી પડશે. પરંતુ આ સંબંધમાં મને વિચાર થાય છે કે આ મારા બાપદાદાનું વન એકદમ છોડીને ચાલ્યા જવું એ પણ અયોગ્ય છે, કહ્યું છે કે જે મનુષ્ય ભય અથવા હર્ષ વખતે વિચાર કરીને ચાલે છે અને કરવા યોગ્ય કામમાં જે ઉતાવળ કરતો નથી તે મનુષ્ય કદી સંતાપ પામતો નથી માટે આ અવાજ કોનો છે તેની તપાસ કરૂં. એમ વિચારી ધૈર્ય ધારણ કરીને તે શીયાળીઉં ધીમે ધીમે તેની આગળ ગયું તો તેની ખાત્રી થઈ કે તે તો એક માત્ર નગારૂં જ હતું એટલે તુરત તેની પાસે જઇને પોતે તે નગારૂં વગાડવા લાગ્યું તદનંતર આશ્ચર્ય પામીને તે વિચારવા લાગ્યું કે અહા, મને આજે બહુ દીવસે આ ભોજન મળ્યું, આમાં અવસ્ય બહુજ માંસ છે અને લોહી પણ ભરપુર હોવું જોઇએ. આવો વિચાર કરીને તે શીઆળીઆએ તે કઠીણ ચામડાના નગારાને ફોડી નાંખવાનો ઉદ્યમ આદર્યો અને એક ભાગને મહા મુસ્કેલીથી ફોડીને રાજી થતું તે નગારામાં પેઠું પણ મઢેલા ચામડાને ચીરતાં તેનો એક દાંત ભાંગી ગયો. આ શિવાય બીજો કાંઇ લાભ થયો નહિ આથી નિરાશ થઇને અને લાકડા વગર જેમાં કશું હતું નહિ તેવા પોલા નગારાને જોઇને તે શિઆળીએ ઉપરનો શ્લોક કહ્યા તેનો સારાંશ એ છે કે પહેલાં મેં તો જાણ્યું હતું કે મેદ વીગેરેથી ભરપુર આ ઢોલ હશે પરંતુ તેમાં પેશીને જોયું તો માત્ર ચામડું અને લાકડું માલમ પડ્યું માટે હે મહારાજ, તમારે માત્ર શબ્દથી જ બીવાનું પ્રયોજન નથી.

પિંગળક બોલ્યો હે ભાઇ, મારૂં સર્વ મંડળ ભયથી વ્યાકુળ થઇ

પલાયન કરવાની વિચારણા કરે છે તો પછી હું શી રીતે ધૈર્યતા ધરી શકું?

**દમનક** બોલ્યો હે સ્વામી, એ વાંક મંડળનો નથી કેમકે **યથા રાજા તથા પ્રજા** એ વાક્ય પ્રમાણે આપ જ્યારે બીઓ ત્યારે તમારા અનુચરો બીએ તેમાં શી નવાઇ? કહ્યું છે કે ઘોડો, શાસ્ત્ર, વીણા, વાણી પુરૂષ અને સ્ત્રી એ સઘળાંઓને જેવા પુરૂષોનો સંયોગ થાય છે તે પ્રમાણે તેમને યોગ્યતા કે અયોગ્યતા પ્રાપ્ત થાય છે. માટે આપ પુરૂષત્વ ધારણ કરીને મારા પાછા આવતા સુધી અહિંઆજ ઉભા રહો. હું હાલ ઘડી તે શબ્દ કોનો છે તે સર્વનો પાર પામી તુરત જ આવું છું. તે પછી જે આપને ઉચિત લાગે તે કામ કરજો.

પિંગળક બોલ્યો શું તું ત્યાં જવાને ઉત્સાહ રાખે છે?

**દમનકે** કહ્યું શ્રેષ્ટ સેવકને સ્વામીની આજ્ઞાથી કદાપિ ભય ઉત્પન્ન થતો નથી. સ્વામી સેવકને સર્પના મુખમાં પ્રવેશ કરવાનું કે સમુદ્રમાં પડવાનું કહે છે તો તે પડવાને વાર લગાડતો નથી. સ્વામીની આજ્ઞાને જે સેવક સમ વિષમ માને છે તે સેવકને ઐશ્વર્યની ઇચ્છા રાખનાર રાજાએ નોકરીમાં રાખવો નહિ તેવું રાજનીતિનું કથન છે.

**પીંગળક** બોલ્યો હે ભદ્ર! જો એમજ હોય તો જા ને પરમાત્મા તને તારા કામમાં જય આપો અને તારો પંથ નિર્વિઘ્ન નીવડો.

**દમનક** તે પછી વનરાજને પ્રણામ કરી સંજીવકના શબ્દાનુસારે ચાલ્યો.

**દમનકના** ગયા પછી ભયથી વ્યાકુળ થયેલા મનવાળો **પિંગળક** ચિન્તવવા લાગ્યો કે અરે મેં એનો વિશ્વાસ રાખી મારો અભિપ્રાય જણાવી દીધો તે ઠીક ન કર્યું કારણ કે દમનક પદભ્રષ્ટ હોવાથી તે બંને તરફનો પગાર લઇ મને દગો દે તે અસંભવિત નથી. કહ્યું છે કે જે પુરૂષ પ્રથમ રાજાનો માનીતો હોય છે પણ પાછળથી અણમાનીતો થયો હોય તો તે કુળવાન્ હોય છતાં પણ હમેશાં રાજાના નાશનાજ યત્નો આદરે છે. માટે હું એની ચિકિત્સા જાણવાને ગુપ્ત સ્થળે બેશી તેની રાહ જોઉં કારણ કે **દમનક** ભૈરવ પ્રાણીને તેડી લાવીને મને ઠાર મારવાની ઇચ્છા નહિ રાખતો હોય તેની શી ખાત્રી? કેમકે કહ્યું છે કે,

न वध्यतेह्यविश्वस्ता बलिभि दुर्बला अपि
विश्वस्ता स्तेव वध्यन्ते बलिना दुर्बलैरपि

દુર્બળ મનુષ્યો કોઇના પર વિશ્વાસ ન રાખતાં ચેતીને ચાલે છે તો બળવાન પુરૂષો પણ તેમને મારી શકતા નથી અને બળવાન મનુષ્યો જો વિશ્વાસુ રહે છે તો દુર્બળોના હાથથી પણ હણાય છે. માટે મોટી બુદ્ધિવાળા ડાહ્યા પુરૂષોએ શત્રુના ઉપર વિશ્વાસ રાખવો નહિ. કારણ કે વિશ્વાસને પરિણામે ઇંદ્રે દિતિનો ગર્ભ તોડી પાડયો હતો તેથી શત્રુ સોગનથી બંધાયેલો હોય તો પણ તેનો ભરૂંસો કરવો નહિ કારણ કે ઇંદ્રે વૃત્રાસુરની પાસે તેને નહિ મારવાની પ્રતિજ્ઞા કરી હતી છતાં તે પ્રતિજ્ઞાનો ભંગ કરીને તેને માર્યો હતો. આ કારણથી ઇંદ્ર બ્રહ્મહત્યારો કહેવાય છે.

પિંગળક આ પ્રમાણે વિચાર કરીને અન્ય સ્થળે જઇ દમનકની રાહ જોતો એકલોજ ઉભો રહ્યો. પછી જ્યારે દમનક સંજીવકની પાસે ગયો ત્યારે તેને માલમ પડયું કે તે તો માત્ર એક બળદ છે તેથી તે ઘણો આનંદિત થયો અને મનમાં ચિંતવવા લાગ્યો કે અહા, આ તો બહુ મજાનું કામ થયું. હવે હું આ બળદ અને પિંગળકની વચ્ચે સંધિ વિગ્રહની ખુબી લડાવીશ તેથી પિંગળક મારે વશ થશે કારણ કે કહ્યું છે કે જ્યાં સુધી દુઃખ કે શોક આવ્યો નથી ત્યાં સુધી રાજા કુલીનતાથી કિંવા સ્નેહીપણાથી મંત્રીના વાક્યોને માન દેતો નથી. પણ જ્યારે, રાજા આપત્તિમાં આવી પડે છે ત્યારે મંત્રીઓને આધિન થાય છે. એ માટે જ મંત્રિઓ રાજાને આપદાથી ઘેરાયલા જોવાને ઇચ્છે છે. જેમ નિરોગી મનુષ્ય કોઇ દિવસ વૈદની ઇચ્છા રાખતો નથી તેમ આપત્તિ આવ્યા વગર રાજાને પ્રધાનોની દરકાર રહેતી નથી.

આવું ચિંતવીને દમનક પિંગળક તરફ પાછો ફર્યો. પિંગળક પણ તેને આવતો જોઇને પોતાનો અભિપ્રાય તે ન કળી શકે તેવી રીતે ડાહ્યો થઇને પહેલાંની પેઠે બેઠો. દમનક પિંગળક પાસે જઇને પ્રણામ કરીને બેઠો એટલે પિંગળકે પુછ્યું કે તેં તે ભયંકર પ્રાણીને દીઠું કે? દમનકે જવાબ દીધો કે હા માહારાજ. પિંગળકે ફરી પૂછયું બરાબર જોયું? દમનકે ફરીથી ઉત્તર આપ્યો કે સ્વામીના પાસે શું હું કદી અસત્ય બોલું તેવો છું? રાજાઓ અને દેવતાઓની પાસે જે થોડું પણ અસત્ય બોલે છે તે ગમે તેવો મોટો હોય છે તોપણ તેનો તરતજ વિનાશ થાય છે તેમજ રાજા સર્વ દેવમય છે તેમ મનુએ કહેલું

છે માટે રાજાની સેવા કરવી જોઇએ. પણ તે સેવા કપટભાવથી કરવી નહિ. વળી રાજા સર્વ દેવમય છતાં પણ દેવતા કરતાં રાજામાં એક મોટી વિશેષતા છે, તે એ છે કે રાજાથી શુભાશુભ ફળ તરતજ પ્રાપ્ત થાય છે અને દેવના પ્રસાદનું ફળ તો વખતે જન્માંતરમાં મળે છે.

**પિંગળક** બોલ્યો તેં એ પ્રાણીને દીઠું તો હશે પરંતુ મોટા પુરૂષો દીન ઉપર કોપ કરતા નથી તે માટે તેણે તને માર્યો હશે નહિ કારણકે જેમ નમી ગયેલા ઘાસ આદિને પવન પવન ઉખેડી નાખતો નથી પણ ઉંચા વૃક્ષોને ઉખેડી નાખે છે તેમ મોટા પુરૂષો પોતાના સમાન પરાક્રમવાળા સાથેજ પોતાનું બળ અજમાવે છે. તેઓ પોતાથી નિર્બળ જન ઉપર બળ અજમાવતા નથી. ઝરઝરતા ગંડ સ્થળોપર રાગ બંધાવાથી તેના ઉપર ભમતા મદોન્મત ભમરા કંટાળો આપે છે છતાં બળવાન હાથી જેમ તેમનાપર કોપ કરતા નથી તેમ બળવાન પુરૂષ પણ નિર્બળ અને દીન પુરૂષ ઉપર ગુસ્સે થતા નથી.

**દમનક** બોલ્યો આપ કહો છો તેમ તે પ્રાણી એક મહાત્મા છે તો પણ આપનો હુકમ હોય તો તેને આપની સેવામાં લાવીને હાજર કરૂં.

**પિંગળક** વિશ્વાસ સહિત બોલ્યો, શું તું તેને મારો સેવક બનાવવાનું સામર્થ્ય ધરાવે છે ?

**દમનકે** જવાબ આપ્યો કે બુદ્ધિ બળ પાસે કઈ વસ્તુ અસાધ્ય છે? કહ્યું છે કે

**न तच्छस्त्रैर्ननागेंद्रैर्नहयैर्नपदातिभिः**
**कार्यं संसिद्धिमभ्येति यथा बुद्धा प्रसाधितं**

શસ્ત્રો વડે તથા મોટા હાથીઓ, અશ્વો, અને પૈદળ વડે જે કાર્ય થતું નથી તે બુદ્ધિના સાધનથી સિદ્ધ થાય છે.

**પીંગળક** બોલ્યો જો એમજ થઇ શકે તેમ હોય તો હું તને પ્રધાનપદ ઉપર નિયત કરૂં છું અને હવેથી કૃપા અને શાસન વિગેરેનાં કાર્યો તારા હસ્તકજ સોંપવાનો નિશ્ચય કરૂં છું.

આ પ્રમાણે ઠરાવ થયા પછી જ્યાં સંજીવક હતો ત્યાં દમનક ગયો અને તેને કહેવા લાગ્યો કે હે દુષ્ટ વૃષભ, તને આ વનનો સ્વામી

પિંગળક બોલાવે છે. તું નિઃશંક થઇને વારંવાર નકામી રાડો આ આરૂ પાડે છે?

**દમનક**નું કહેવું સાંભળીને સંજીવક બોલ્યો કે હે ભાઇ પિંગળક કોણ છે?

**દમનકે** કહ્યું કે પિંગળક કોણ છે તેટલું પણ તું જાણતો નથી? જો પેલા વડની નીચે સિંહપતિ પિંગળક તેમના સર્વ પશુ મંડળ સહિત બેઠા છે તેમને તેં જોયા કે નહિ?

**પિંગળક**ને જોઇને સંજીવકના ગાત્ર શીથિલ થઇ ગયાં અને તે વિષાદ યુક્ત થઇને બોલ્યો ભાઇ, તમે પવિત્ર ચરિત્રવંત અને બોલવા ચાલવામાં પ્રવીણ દેખાઓછો માટે જો મને વનરાજ સિંહની પાસે લઇ ગયા વિના ચાલે તેમ નજ હોય તો ભલે લઇ જાઓ પણ તમારા સ્વામી તરફથી મને અભયદાન અપાવીને તેમની મારાપર કૃપા થાય તેમ કરશો તો હું તમારો આભારી થઇશ.

**દમનક** બોલ્યો ભાઇ સંજીવક, તારૂં કહેવું વાજબી અને નીતિયુક્ત છે પરંતુ પૃથ્વીનો, સમુદ્રનો અને પહાડનો લાંબે સમયે પણ પાર આવે છે પરંતુ રાજાના મનનો પાર કોઇ કાળે પણ આવી શકતો નથી માટે તું હમણાં અહિ ઉભો રહે, દરમ્યાન હું ત્યાં જઇ યોગ્ય તક જોઇ પાછો અહીં આવી તને ત્યાં લઇ જઇશ. આ પ્રમાણે સંજીવકને દીલાસો આપી **દમનક** **પિંગળક**ની પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે હે સ્વામી તે ભયંકર પ્રાણી જેવું તેવું નથી. એ તો ભગવાન મહેશ્વરનો નંદીકેશ છે. મેં જ્યારે તેને પૂછ્યું ત્યારે તેણે જવાબ આપ્યો કે મહેશ્વરે તુષ્ટમાન થઇને આ કાલિંદી–યમુનાના તીરપરના કુણા ઘાસના અંકુરો ચરવાની મને રજા આપી છે એટલુંજ નહિ પણ આ વન મને ક્રીડા કરવાને બક્ષીસ કર્યું છે માટેજ હું અહીં નિર્ભયપણે ગાજતો વિહાર કરૂં છું.

**પિંગળક** આવું વચન સાંભળી ભયભીત થઇને બોલ્યો કે હવે મારી ખાત્રી થાય છે કે એ ક્રૂર પ્રાણીને અવશ્ય કોઈ દેવની કૃપા હોવી જોઇએ, નહિ તો એ ઘાસ ખાનારૂં પ્રાણી આ સિંહ, સાપ વિગેરેથી ભરેલા વનમાં આમ નિઃશંક થઇને ગર્જના કરતું ફરી શકેજ નહિ વારૂ પછી તેં શું કહ્યું?

**દમનક** બોલ્યો સ્વામી, પછી મેં એના કહેવાના ઉત્તરમાં જણા-વ્યું કે આ વન મહામાયા ચંડિકાના વાહન સિંહરાજ પિંગળકના ક-બજામાં છે પણ તમે અમારા અભ્યાગત અને વહાલા અતિથિ છો તેથી મારા સ્વામી પિંગળક પાસે ચાલો અને તેમની સાથે ભ્રાતૃસ્નેહ સહિત એકત્ર રહીને ખાનપાન વિહારાદિ ક્રિયાઓ કરીને આનંદમાં કાળક્ષેપ કરો. મારૂં આવું બોલવું થતાં તે મહાત્માએ મારૂં કહેવું માન્ય રાખ્યું અને હર્ષયુક્ત પ્રતિ ઉત્તર આપતાં જણાવ્યું કે તમારા સ્વામી પાસેથી મને અભયદાન અપાવજો એજ મારી માગણી છે. મેં આ પ્રમાણે ઠાઠ રચ્યો છે. હવે તે વિષે આપને યોગ્ય લાગે તેમ કરો.

**દમનકનું** એ પ્રમાણે બોલવું સાંભળીને પિંગળકે કહ્યું કે સુમ-તિવાન્ મંત્રી તને સાબાસ છે. તારી બુદ્ધિકુશળતાને ધન્ય છે. મંત્રિ શ્રોત્રિય, તેં તેને યોગ્ય ઉત્તર આપ્યો છે. તે ઉત્તર મારા હૃદયના છાના વિચારને અનુસરતો છે માટે હું તેને અભય દક્ષિણા આપું છું પરંતુ તું પણ તેની પાસેથી મારા અર્થે અભય દક્ષિણા યાચી લઇને તેને અહિ તુરત તેડી લાવ. કહ્યું છે કે જેમ અંદર દૃઢતાવાળા, કુટિલતા રહિત, છિદ્ર વિનાના, અને જેઓની સારી રીતે પરીક્ષાઓ કરેલી છે તેવા સ્તંભો ઘરના ટેકા રૂપ થાય છે તેમ અંતઃકરણની દૃઢતાવાળા, સીધા, કલંકો રહિત અને પરિક્ષિત એવા પ્રધાનોથી રાજ્યનું ધારણ થાય છે. તેમ વળી જ્યાં એક બીજા વચ્ચે મતભેદ હોય ત્યાં પ્રધા-નોના મતનું ગ્રહણ કરે, સન્નિપાતમાં ઔષધનું સેવન કરે અને ક-ર્મમાં શું વ્યંગ છે તે બુદ્ધિથી શોધી કાઢે તે મનુષ્યને પંડિત જાણવો. મતલબ એ કે બે પક્ષનાં ભિન્ન મત હોય તેની સંધિ કરવા વખતે પ્રધાનની બુદ્ધિ ચતુરાઇની કસોટી થાય છે અને સંનીપાતને દાબી દે-વામાં વૈદની કસોટી થાય છે પરંતુ શાંતિના વખતમાં જ્યાં કોઇની ક-સોટી થતી નથી ત્યાંતો કોણ ડાહ્યો ન થાય? સહુ એ થાય.

પિંગળકનો પોતા તરફ વિશ્વાસ વધેલો જોઇને દમનક હર્ષ પૂ-ર્વક તેને પ્રણામ કરી ફરીથી સંજીવક પાસે જવાને રવાના થયો. જતાં જતાં તે વિચારવા લાગ્યો કે અહા, મહારાજા મારા વચનને આધિન થયા છે અને મારાપર પ્રસન્ન છે તેથી મારા કરતાં હાલ વિશેષ ધ-ન્યવાદને પાત્ર કોણ હશે? કહ્યું છે કે શિશીર ઋતુમાં અનિલ અમૃત સરખો લાગે છે, પ્રિયજનનું દર્શન અમૃત સમાન લાગે છે, અને દુધનું ભોજન અમૃત સરખું લાગે છે તે મુજબ રાજા તરફનું સન્માન પણ અમૃત સરખું લાગે છે.

તદનંતર દમનક સંજીવક કને પહોંચીને નમ્રતાથી કહેવા લાગ્યો કે હે મિત્ર, મેં તારા માટે મહારાજાને પ્રાર્થના કરીને અભયદાન માગી લીધું છે માટે હવે નિશ્ચિંત થઇને મહારાજા પાસે ચાલો. પરંતુ હવે પછી તમારા પર મહારાજની કૃપા થાય તો તમારે મારી સાથે સમય ધર્મ–મૈત્રીભાવથી વર્તવું અને પ્રભુતાના મદથી ગર્વિષ્ટ બની અમારાપર અનુચિત અમલ કરવો નહિ. હું પણ તમારી સાથે કરેલા સંકેત અનુસાર રાજ્યની ધુંસરી પ્રધાનપદે રહીને ધારણ કરીશ. આમ કરવાથી આપણ બંને રાજ્યલક્ષ્મી ભોગવવાને ભાગ્યશાળી થઇશું કેમકે શીકારીની રીતિથી મનુષ્યો વૈભવ માત્રને પોતાને તાબે કરે છે. જેમ એક શીકારી પશુઓને લલચાવીને ફસાવે છે અને બીજો શીકારી તેનો શીકાર કરે છે તેમ અધિકારીએ પણ વર્તવું. કારણ કહ્યું છે કે,

**यो न पूजयते गर्वादुत्तमाधममध्यमान्**
**भूरि संमान मान्योपिभ्रृश्यते दंतिलो यथा**

જે મનુષ્ય ગર્વિષ્ટ થઇને રાજાની પાસે રહ્યા છતાં ઉત્તમ, મધ્યમ અને અધમ જનોનું ઉચિત સન્માન કરતો નથી તે માન પામેલો હોય તોપણ દંતિલ પ્રધાનની પેઠે અધિકારથી ભ્રષ્ટ થાય છે.

સંજીવક બોલ્યો તે કથા કેવા પ્રકારની છે તે કહો.

દમનક કહે છે સાંભળ.



## વારતા ૩ જી.

### દંતિલ અને ગૌરભની વાત.

આ પૃથ્વી ઉપર એક વર્ધમાન નામનું નગર હતું તેમાં દંતિલ નામનો વિવિધ વ્યાપાર કરનાર નગરશેઠ રહેતો હતો. તે પ્રજા તથા રાજાનું કાર્ય કરતો હોવાથી રાજા અને પ્રજાની તેણે પૂર્ણ પ્રીતિ મેળવી હતી એટલુંજ નહિ, પણ તેના જેવો કોઇ ચતુર નર જોવામાં કે સાંભળવામાં આવતો નહિ. કહ્યું છે કે રાજાનું હિત કરનાર મનુષ્ય પ્રજામાં દ્વેષ પામે છે અને પ્રજાનું કલ્યાણ કરનારા મનુષ્યને રાજા તજી દે છે આવો મોટો એક સરખો વિરોધ ચાલે છે તેમાં રાજા અને પ્રજા ઉભયનું કલ્યાણ કરનાર પુરૂષ દુર્લભ હોય છે. મતલબ કે રાજાનું કલ્યાણ કરનાર મનુષ્ય પ્રજાનો અણગમો વહોરી લે છે અને પ્રજાનું

કલ્યાણ કરનાર રાજાનો અનુગમો વહોરી લે છે તેવા સંજોગોમાં બંનેનું હિત કરીને બંનેને રાજી રાખે તેવો ચતુર કારભારી તો ભાગ્યેજ પ્રાપ્ત થાય છે.

આ પ્રમાણે રાજ્યકારોબાર ચલાવતાં કેટલોક કાળ વ્યતિત થઇ ગયો. તે પછી કેટલેક સમયે રાજાનો વિવાહ થયો. તે પ્રસંગે નગરના લોકો તથા રાજ્યના હજુરી સેવકોનો ભોજન, વસ્ત્રાદિથી સન્માનપૂર્વક સત્કાર કરવામાં આવ્યો. વિવાહ વિત્યા પછી દંતિલે અંતઃપુર સહિત રાજેંદ્રને પોતાને ત્યાં નોતરીને ઉત્તમ રીતે આગતાસ્વાગતા કરી. તે વખતે રાજાના ભુવનમાં ગૌરભ નામનો એક ઝાડુ કાઢનાર નોકર હતો. તે રાજાની સાથે દંતિલના મકાને આવ્યો અને અનુચિત સ્થળે બેશી ગયો. દંતિલ ગૌરભની અસભ્યતાથી ગુસ્સે થયો અને તેની ગળચી પકડીને તેને ઉઠાડીને કાઢી મુક્યો. આ કારણથી ગૌરભને ઘણું માઠું લાગ્યું અને તે દહાડાથી રોજ અપમાન સંભારીને તે નિસાસા નાખવા લાગ્યો. આવા અજંપાને લીધે તેને રાત્રિએ નિદ્રા પણ આવતી નહિ અને તે હમેશાં ચિન્તવ્યા કરતો હતો કે દંતિલે કરેલા અપમાનનો બદલો કેવી રીતે વાળી શકાય? રાજેંદ્રની અપ્રીતિ તે ભાંડપતિપર કેવી રીતે થાય? વળી જો વૈરનો બદલો લઇ ન શકાય તો શરીરને રોજ શા માટે ચિન્તા કરીને દુઃખ આપવું? કારણ કે તેનો અપકાર કરવાની મારામાં શક્તિ નથી તેથી તેનું ચિન્તનજ શા માટે કરવું? કહ્યું છે કે જે મનુષ્ય દુશ્મનનું વૈર લેવાને સમર્થ નથી તે નિર્લજ શા માટે ક્રોધ કરતો હશે? જે ચણો શેકાતી વખતે ઉછળે છે તેનાથી શું કડાઇ કદી ભાંગી શકાય છે?

તે પછી કેટલોક સમય વીત્યાબાદ એક દીવસે પરોઢીએ તે ગૌરભ રાજાના શયન ભૂવનમાં કચરો વાળવાને ગયો અને રાજાના પલંગ નીચે ઝાડુ વાળવા લાગ્યો. તે વખતે રાજાને જાગતો છતાં ઉંઘતો માનીને ગૌરભ બોલ્યો કે અરે દંતિલ, તું મહા દુષ્ટ કૃત્ય કરનાર છે કારણ કે તું માતા તુલ્ય રાજપત્નીને આલિંગન આપે છે. આ વચન સાંભળતાં રાજા સંભ્રમ ચિત્તથી ઉઠીને કહેવા લાગ્યો કે હે ગૌરભ, તું હમણાં જે બોલ્યો તે શું ખરૂં છે? શું મારી પત્નીને દંતિલ આલિંગન આપે છે?

ગૌરભ બોલ્યો કે હે દેવ, મને રાતનો ઉજાગરો છે. હું રાતે જુગાર ખેલવામાં ગુંથાયો હતો તેથી મને અત્યારે ઝોકું આવી ગયું હશે

તો તેમાં હું શું લવ્યો છું તેની મને ખબર નથી.

ગૌરભે જો કે આવો જવાબ આપ્યો તોપણ રાજા ઇર્ષ્યાને લીધે ચીંતવવા લાગ્યો કે આ ગૌરભને જેમ અંતઃપુરમાં હરવા ફરવાની છુટ છે તેમ દંતિલને પણ છુટ છે તેથી આ નોકરે દંતિલને કોઇ વખતે પણ મારી પ્રિયા સાથે આલીંગન કરતાં દીઠો હશે તેથી જ તે લવ્યો છે કારણ કે કહ્યું છે કે દિવસને વિષે મનુષ્ય જે દેખે છે, સાંભળે છે, કે અનુભવે છે તેનું રાત્રિને વિષે નિંદ્રામાં તેને સ્વપ્ન આવે છે. મતલબ કે જેની ઝંખના ચાલતાં નિંદ્રા આવી હોય તે વિષેજ માણસ લવવા માંડે છે. તેમ વળી મનુષ્યના મનમંદિરમાં સારૂં કે નઠારૂં જે જે રહ્યું હોય તે છુપાવવાને ગમે તેટલી કોશીશ કરવામાં આવે તો પણ બલવાનથી કિંવા મદોન્મતપણાથી તે જાણવામાં આવે છે. વળી સ્ત્રીઓ વિષે તો સંદેહ કરવા જેવું છે જ શું ? કારણ કે તેઓ તો એકની સાથે વાત કરે છે, બીજાને વિભ્રમયુક્ત નજરથી જુએ છે અને હૃદયમાં ત્રિજાનું ચિંતન કરે છે માટે કહો કે સ્ત્રીઓને કોણ પ્રિય છે ? સ્ત્રીઓ મંદમંદ હાસ્યથી રાતા હોઠ કરીને એક પુરૂષની સાથે બહુ વખત સુધી વાતો કરે છે, બીજી તરફથી તેઓ પોયણી સરખાં વિકસિત થયેલાં ને શોભાયુક્ત નેત્રોથી બીજા પુરૂષો તરફ નજર કરીને તેમને લલચાવે છે. અને વિચિત્ર વૈભવવાળા ત્રીજા પુરૂષનું દુષ્ટ ચરિત્રવાળી થઇને તેઓ હૃદયમાં ધ્યાન ધરે છે તેથી આ રીતે જોતાં તો સ્ત્રીઓનો સત્ય પ્રેમ કોની સંગાતે છે તે સમજવું મુશ્કેલ છે. વળી જેમ લાકડાંથી અગ્નિ તૃપ્ત થતો નથી, મગર, માંછલાં વગેરે જળજંતુથી સમુદ્ર તૃપ્ત થતો નથી અને સમસ્ત પ્રાણી માત્રથી જેમ યમરાજા તૃપ્ત થતો નથી તેમ સ્ત્રીઓ પુરૂષોથી તૃપ્ત થતી નથી. હે નારદ, સ્ત્રીઓને જ્યાં સુધી એકાંત મળતી નથી, ઉત્સવ પ્રસંગ પ્રાપ્ત થતો નથી અને પ્રાર્થના કરનારા પુરૂષોનો સંયોગ મળતો નથી ત્યાં સુધીજ તેમનું સતીત્વ કાયમ રહે છે. મતલબકે સ્ત્રીઓને જ્યાં સુધી એકાંત, સંજોગ, અને માગણી કરનારો પુરૂષ ન મળે ત્યાં સુધીજ તે સતીત્વમાં રહે છે પણ જો ઉપરની અનુકુળતા તેમને મળે તો સ્ત્રીઓને પતિવ્રતમાંથી પતિત થતાં વાર લાગતી નથી. જે મુર્ખ પુરૂષ મોહથી 'આ સ્ત્રી મારાપર પ્રીતિવંત છે' એવી પ્રતિતિ રાખે છે તે પુરૂષ વાંદરાના મુંડાની પેઠે તે સ્ત્રીના આધીન બની રહે છે. જે પુરૂષ સ્ત્રીઓનાં કરેલાં નાનાં મોટાં કામો પાર પાડે છે તે પુરૂષ જ્યાં ત્યાં નિંદાપાત્ર થાય છે. વળી જે પુરૂષ નિરંતર સ્ત્રીની પ્રાર્થના કરે છે, તેઓની પાસે બેશી રહે છે, તેઓની સેવા કરે છે તે

પુરૂષનેજ સ્ત્રીઓ ચાહે છે. મર્યાદા વગરની સ્ત્રીઓ સ્વામીના ધાકથી અને કુટુંબી જનોના ડરથી નિરંતર મર્યાદામાં રહે છે. સ્ત્રીઓને કોઇપણ પુરૂપ પછી તે કાણો, લુલો લંગડો કે ગમે તેવી ખોડખાંપણવાળો હોય તોપણ અગમ્ય છેજ નહિ. તેમજ સ્ત્રીઓ પુરૂષની અવસ્થા તરફ પણ ધ્યાન દેતી નથી. તેઓ તો પુરૂષોની સાથે સંભોગજ કરી જાણે છે. પછી તે પુરૂષો રૂપવાન કે કરૂપ હોય તેની તેઓ કશી દરકાર કરતી નથી. સ્ત્રીઓ જેમ ચમકદાર રંગેલી સાડીનો ઉપભોગ કરે છે એટલે સુંદર સાડીને પહેરીને જેમ તેઓ પગની નીચે ઘસડે છે, રગદોળે છે, કેડે લપેટે છે, નિતંબ ઉપર ધારણ કરે છે અને ચોળીને તેને મેલી કરે છે તે મુજબ અબળા સ્ત્રીઓ તેમનાપર આસક્ત થયેલા પુરૂષોને જબરાઇથી ફસાવીને તેમના હાલહવાલ કરે છે.

આ પ્રમાણે સ્ત્રીઓનાં કુશ્ચરિતો કવખોડીને રાજાએ બહુ વાર લગી શોચ કર્યો અને તે દિવસથી દંતિલ ઉપર તેની અકૃપા થઇ. જેને પરિણામે રાજ મહેલમાં પરવાનગી વિના જવાની તેને મનાઇ કરવામાં આવી.

રાજાનું વલણ આ પ્રમાણે બદલાએલું જોઇને દંતિલ વિચાર કરવા લાગ્યો કે અહા ધન પ્રાપ્ત થયા પછી કોને ગર્વ નથી થયો? સહુને થયો છે. વિષયી જનને કઇ આપદા ભેટી નથી? બધી ભેટી છે. સ્ત્રીઓએ ભૂમિમાં કોનાં માનખંડન નથી કર્યાં? સૌનાં કર્યાં છે. રાજાને હમેશાં કોણ પ્રિય હોય છે? કોઇજ નહિ માત્ર ગરજ. કાળના ઝપાટામાં કોણ ઝપટાયો નથી? પ્રાણીમાત્ર ઝપટાય છે. કયો યાચક ગૌરવતાને પામ્યો છે? કોઇ નહિ. દુષ્ટજનના ફંદામાં ફસાએલો કયો મનુષ્ય કુશળતાપૂર્વક બચવા પામે છે? કોઇ નહિ. તેમ વળી કાગડામાં પવિત્રતા, જુગારીમાં સત્યતા, સર્પમાં ક્ષમા, સ્ત્રીઓમાં કામની શાંતિ, નપુંસકમાં ધૈર્યતા, દારૂડીઆમાં તત્વ ચિન્તન, અને રાજાના અંગમાં મિત્રતા એટલાં વાનાં કોઇએ કદી જોયાં કે સાંભળ્યાં છે? વળી મેં આ રાજાનું કે અન્ય રાજાનું કદી સ્વપ્ને પણ અનિષ્ટ ચિન્તવ્યું નથી છતાં તેની મારાપર એકદમ અકૃપા થવાનું કારણ શું છે તે સમજાતું નથી.

રાજ્યદ્વાર પાસે અટકાવેલા દંતિલને આ પ્રમાણે વિચાર કરતો જોઇને ગૌરભ હસીને દરવાનોને કહેવા લાગ્યો કે હે દ્વારપાળો! આ દંતિલ શેઠ મહારાજાનો કૃપા પાત્ર છે. શિક્ષા કરવાની અને શીરપાવ

આપવાની કુલ સત્તા એમના હાથમાં છે માટે તેને રાજ મહેલમાં જતાં રોકો છો પરંતુ તેણે જેમ મને હાથ ઝાલીને બહાર કાઢી મુક્યો હતો તેમ તે તમને પણ કાઢી મુકશે.

ગૌરભનું આવું મર્મભેદક બોલવું સાંભળીને દંતિલ ચિંતવવા લાગ્યો કે, કહો કે ન કહો પણ આ કામ ગૌરભનુંજ છે અથવા આ વાત સત્ય કહેવામાં આવે છે કે,

**अकुलिनोपि मूर्खोपि भूपालं योऽत्रसेवते ।**
**यदि संमानहीनोऽपि स सर्वत्र प्रपूज्यते ॥**

અકુલીન હોય, મૂર્ખ હોય અને માન રહિત હોય. તથાપિ જો તે રાજાની સેવા કરનારો હોય તો તે સર્વત્ર પૂજાય છે. વળી અમે તેવો દુષ્ટ માણસ હોય અને બીકણ હોય, તથાપિ જો તે રાજાનો સેવક હોય તો તેને લોકો તરફથી જે ફળ મળે છે તેનો અંશ પણ ગુણવાનને મળતો નથી. મતલબ કે લોકો તરફથી રાજ્યાધિકારીને જે માન અને ફળ મળે છે તે ગુણીજનોને મળતું નથી.

આ પ્રમાણે દંતિલ મનમાં બહુ બહુ પ્રકારના સંકલ્પ કરતો ને ઉદાસ મનવાળો થઇને ઉદ્વેગથી નિસ્તેજ બની પોતાને ઘેરે ગયો. ત્યાર બાદ તેણે સંધ્યાકાળે ગૌરભને પોતાને ઘેરે બોલાવીને તેને બે અમુલ્ય વસ્ત્રો આપી તેનું ઉત્તમ રીતે સન્માન કર્યું અને તેને કહ્યું કે હે ભાઇ, મેં તે દિવસે તને બ્રાહ્મણોના અગાડી અયોગ્ય આસન ઉપર બેઠેલો જોઇને તારા પર ગુસ્સો કરી તારૂં અપમાન કર્યું હતું પરંતુ બીજા કોઇ કારણને લીધે તારો તિરસ્કાર કરવામાં આવ્યો નહોતો તોપણ હું તને થયેલા અપમાન માટે તારી પાસેથી ક્ષમા માગું છું.

જે હલકો મનુષ્ય હોય છે તે મોટા જનની આજીજીથી બહુ ફુલાય છે એ ન્યાયે ગૌરભ મનમાં બહુ ફુલાયો અને સ્વર્ગારોહણ સરખાં બે વસ્ત્રો પામીને પરમ પરિતોષવંત થયો અને દંતિલને કહેવા લાગ્યો કે હે શ્રેષ્ઠી, હું તમારા ગુન્હા માટે માફી માગું છું. આજે તમે મારૂં સન્માન કર્યું છે તેથી હવે તમે જોજો કે મારી બુદ્ધિના પ્રભાવથી તમને પુનઃ રાજપ્રસાદની કેવી પ્રાપ્તિ થાય છે? આટલું બોલીને ગૌરભ ત્યાંથી સંતોષપૂર્વક વિદાય થઇને રાજમહેલમાં ગયો. દુર્જન અને ત્રાજવાની દાંડીની વૃત્તિ એક સરખી હોય છે કેમકે તેઓ થોડાથી ઉન્નતિ અને થોડાથી અધોગતિ પામે છે. મતલબ કે તાજવામાં જેમ થોડી વધારે

વસ્તુ નંખાયાથી તેની દાંડી નીચી જાય છે અને થોડી વસ્તુ તેમાંથી લઇ લેવાથી તે ઉંચી જાય છે તે પ્રમાણે દુર્જનને કાંઇક વિશેષની પ્રાપ્તિ થાય છે ત્યારે તે ગર્વાદિથી ફુલાઇને ચઢી જાય છે અને જ્યારે તેને કાંઇ કમી પડે છે ત્યારે તે તેની નીચતા બતાવે છે.

હવે ગૌરભ જ્યારે રાજમહેલમાં ગયો ત્યારે રાજા પલંગપર નિદ્રાવશ થયેલો હતો તેથી તે તેનું કચરો વાળવાનું કામ કરવા લાગ્યો. અને તે કામ કરતાં કરતાં બોલ્યો કે અહાહા! અમારા રાજાનો અવિવેક તો જુઓ કે તે જાજરૂ જતાં જતાં આરીયું ખાય છે.

રાજા આ વખતે ભર નિદ્રામાં નહોતો તેથી ગૌરભનું ઉપરનું અસંબંદ્ધ વાક્ય તેણે સાંભળ્યું અને તે વિસ્મય પામીને ગૌરભને કહેવા લાગ્યો કે અરે ગૌરભ તું સંબંધ વગરનો લવારો શું કરે છે? તું મારા ઘરનું કામ કરનાર ચાકર છે તેથી હું તને આજે ઠાર મારતો નથી પણ જતો કરૂં છું. તું જે રીતે લવે છે તેવી રીતે ચીભડું ખાતાં તેં મને ક્યારે દીઠો છે?

ગૌરભે કહ્યું હે દેવ, હું રાતે જુગાર રમવા ગયો હતો તેથી મને નિદ્રાનું હમણાં ઝોકું આવી ગયું હતું તેથી હું કદાચ કાંઈ લવી ગયો હઇશ પણ હું શું બકયો છું તેની મને ખબર નથી. માટે હે સ્વામી નિદ્રાને લીધે પરાધિન થયેલાથી જે લવારો થયો હોય તે માટે માફી આપવી ઘટે છે.

ગૌરભનું આવું બોલવું સાંભળીને રાજા ચિન્તવવા લાગ્યો કે મેં મારા જન્માંતરમાં પણ જાજરૂમાં બેઠાં બેઠાં ચીભડું ખાધું નથી છતાં આ મૂર્ખાએ આજે અસંભવિત લવરી કરી છે તો દંતિલને માટે પણ તે તેવીજ રીતે નહિ લવ્યો હોય તેમ શી રીતે મનાય? માટે આવા મૂર્ખના અસંભવિત લવારા ઉપર વિશ્વાસ રાખીને મેં દંતિલનું અપમાન કર્યું તે મેં અયુક્ત કર્યું છે. દંતિલ જેવા સત્પુરૂષો કદી નિંદ્ય કર્મ કરેજ નહિ. માટે ગૌરભની તેના વિષેની લવરી સંભવિત જ નથી. દંતિલની ગેરહાજરીથી રાજ્યનાં અને પ્રજાનાં સમસ્ત કાર્યો શિથિલ થઇ ગયાં છે. આ પ્રમાણે વિચાર કર્યા પછી રાજાએ તુર્તજ રાજ સેવક દ્વારા દંતિલને બોલાવ્યો અને પોતાના શરીર ઉપર પરિધાન કરેલાં અમૂલ્ય વસ્ત્રાભૂષણો બક્ષીને તેને પુનઃ અધિકાર ઉપર સ્થાપિત કર્યો. માટે હું કહું છું કે જે મનુષ્ય ગર્વથી રાજના હજુરી જનોનું સન્માન કરતો

નથી તે મનુષ્ય માનવંતો હોય તો પણ દંતિલ મંત્રિની પેઠે પોતાના અધિકાર ઉપરથી ભ્રષ્ટ થાય છે. આ સાંભળી સંજીવ બોલ્યોઃ—ભાઇ, તારૂ કહેવું યોગ્ય છે હવે ભવિષ્યમાં હું તારા કહેવા પ્રમાણે ચાલીશ.

આમ કહ્યા પછી દમનક સંજીવકને સાથે લઇને પિંગળકની પાસે ગયો. પિંગળકે સંજીવકને પ્રણામ કર્યો. સંજીવકે હર્ષ યુક્ત મુદ્રાથી પિંગળક સામુ જોઇ, તેને યથાર્થ માન આપી કુશળ વર્તમાન પુછ્યું પિંગળકે પોતાનો સર્વ વૃતાંત તેને નિવેદન કર્યો. અરસપરસ સર્વ વાતચિત થયા પછી પિંગળકે પોતાના નવિન મિત્રને કહ્યું કે—મિત્ર હવે તારે કોઇ પણ પ્રકારનું ભય રાખવું નહીં. મારી છાયા નીચે આ વનમાં તું ઇચ્છા પ્રમાણે આનંદથી રહેજે આ પ્રમાણે પિંગળકે કહ્યા પછી તે યમુના નદીના તીર ઉપર ગયો ત્યાં પાણી પીને પાછો તેજ વનમાં દાખલ થયો. પિંગળકે રાજ્યનો સર્વ કારભાર કરટક—દમનકને સોંપ્યો અને પોતે સંજીવક સાથે સારા જ્ઞાનનો અનુભવ લેવા લાગ્યો.

ઇશ્વર ઇચ્છાથી સત્પુરૂષો સાથે થએલો સમાગમ નિરંતર કાયમ રહે છે તે પ્રમાણે આ બન્ને મિત્રો વચ્ચે થયેલો સમાગમ દિવસે દિવસે દ્રઢ થતો ગયો. સંજીવકે પોતાના બુદ્ધિબળ અને ડહાપણથી પિંગળકને બુદ્ધિશાળી કર્યો તેને જંગલીપણામાંથી મુક્ત કરી ગ્રામ્ય ધર્મથી જાણીતો કર્યો. પિંગળકે સર્વ પશુઓને દુર કર્યા. દમનકને પણ પોતાની પાસે આવતો બંધ કર્યો. પિંગળકે શિકાર કરવો બંધ કર્યો તેથી સર્વ પશુઓ ક્ષુધાથી પીડા પામીને જ્યાં ફાવ્યું ત્યાં નાશી ગયા. કહ્યું છે કે

फलहीनं नृपंभृत्याः कुलीनमपि चोन्नतम
सत्यज्यान्यत्र गच्छन्ति शुष्कं वृक्षमिवाण्डजाः

પક્ષિઓ જેમ ઉત્તમને ઉચાં છતાં પણ શુષ્ક ઝાડનો ત્યાગ કરી નાશી જાય છે તેજ પ્રમાણે સેવકો ઉત્તમ અને કુલીન છતાં પણ ધનહીન રાજાનો ત્યાગ કરે છે.

તેજ પ્રમાણે સેવકો સારા હોય, તેઓનું યથાર્થ સન્માન કરવામાં આવતું હોય, તેઓ કુલીન હોય તો પણ જો તેમની આજીવિકા તુટી જાય તો તે રાજાને તજીને ચાલ્યા જાય છે. જગત્ તરફ દ્રષ્ટિ કરીએ તો ત્યાં પણ જણાશે કે જગતમાં સર્વ કોઇ ખાવા માટે સામ, દામ, ભેદ, દંડ એ ઉપાયો યોજે છે. જળચરો જળચરોને ખાવાનો પ્રયત્ન કરે છે રાજાઓ અનેક પાશો રચીને બીજા દેશોને ખાવાનો પ્રયત્ન કરે છે. વૈદ્યો રોગીયો પાસેથી પૈસા ખાઇ જાય છે વાણિયાઓ ગ્રાહકોને લુંટે છે. વિદ્વાનો મૂર્ખજનો પાસેથી દ્રવ્ય કઢાવે છે! ભિક્ષુકો ગ્રહસ્થોનું ધન ખાય છે. વારાંગનાઓ શોખીલા પુરૂષોને લૂટે છે સારાંશ અનેક

સામાદિક ઉપાયોથી જગતમાં સર્વ લોક રાતદિવસ ખાવાની ઇચ્છા કરે છે. દેવાદિકો તરફ નજર કરીએ તો ત્યાં પણ તેજ ભાંજગડ ચાલી રહી છે એમ જણાશે. ભૂખથી વ્યાકુળ થને શંકરનો સર્પ ગણપતિના વાહન ઉંદરને ખાવાની ઇચ્છા કરે છે કાર્તિક સ્વામીનો મોર સર્પને ખાવાની ઇચ્છા કરે છે, ત્યારે પાર્વતીનો સિંહ મોરને ખાવાની ઇચ્છા કરે છે આ પ્રમાણે જ્યારે શંકરને ઘેર ગરબડ છે ત્યારે બીજાના ઘરની વાત શી કરવી ?

પિંગળકની આવી સ્થિતિ જોઇ કરટકને દમનક ભૂખથી વ્યાકુળ થઇ પરસપર વિચાર કરવા લાગ્યા કે—પિંગળકે સંજીવકપર અનુરાગી થઇને પોતાનો વ્યાપાર છોડી દીધો એ. સર્વ નોકર–ચાકર ચાલ્યા ગયા છે માટે હવે આપણે શું કરવું ? કરટક બોલ્યો કે, મહારાજા તારૂં કહેવું સાંભળતા નથી તો પણ તારે તેમને સમજાવી પોતાના દોષો છોડવા કહેવું જોઇએ. જેમ વિદુરે ધૃતરાષ્ટ્રને પોતાનો દોષ છોડવા ઉપદેશ કર્યો હતો તેમ પ્રધાનોએ રાજા સાંભળે નહીં તો પણ પોતાનો દોષ છોડવા ઉપદેશ કરવો જોઇએ કારણ મદોન્મત રાજા અને હાથી જ્યારે આડે માર્ગે દોરાય છે ત્યારે તેની પાસે રહેનારા મંત્રિયો તથા માવતો નિંદાને પાત્ર થાય છે. ભાઇ, તેંજ આ બળદને રાજાની પાસે આણી હાથે કરીને દુઃખ વહોરી લીધું છે.

આ સાંભળી દમનક બોલ્યો કે ભાઇ વાત સત્ય છે આ દોષ મારો છે રાજાનો નથી. કહ્યું છે કે—

**जम्बुको हुडुयुद्धेन वयं चाषाढभूतिना ।**
**दूतिका परकार्येण त्रयोदोषाः स्वयंकृताः ॥**

ઘેટાના યુદ્ધથી શિયાળ, આષાઢ ભૂતિથી અમે, અને પરકાર્ય કરવાથી વાળંદયાણી દુઃખી થઇ હતી. તેજ પ્રમાણે આ દોષ મારો છે.

કરટકે કહ્યું એ કથા કેવા પ્રકારે છે તે કહો.

---

## વારતા ૪ થી.

### લોભી સંન્યાસી અને એક ધુતારો.

એક એકાંત સ્થળમાં મઠ બાંધીને એક દેવશર્મા નામનો સંન્યાસી રહેતો હતો. એ સન્યાસીને ઘણા ભક્તો હતા. સર્વ ભક્તો રોજ પૂજ્ય ભાવથી સંન્યાસીનું દર્શન લેઇ તેને વસ્ત્રોની ભેટ આપતા હતા. ઘણા સમય પછી સંન્યાસી પાસે ઘણાં વસ્ત્રો એકઠાં થયાં તે તેણે વેચી નાંખી દ્રવ્ય સંપાદન કર્યું. વસ્ત્રો વેચવાથી મળેલાં નાણાં એક લુગડાની ચીંથ-

ડીમાં બાંધીને સંન્યાસી તે ચીંથડી સદા પોતાની પાસે રાખતો હતો. તે કોઇનો પણ વિશ્વાસ કરતો નહોતો તેમજ સદાકાળ નાણાંમાં ચિત્ત પરોવીને બેસતો હતો. પણ સંન્યાસીને ખબર નહોતી કે ધનમાં કેટલું દુ:ખ સમાએલું છે. કારણ કહ્યું છે કે—

अर्थानामर्जने दु:खमर्जितानां च रक्षणे ।
आयेदु:खं व्यये दु:खं धिगर्थाः कष्टसंश्रयाः ॥

ધન પ્રાપ્ત કરવામાં દુ:ખ છે અને તેનું રક્ષણ કરવામાં પણ દુ:ખ છે. ધનની આવકમાં દુ:ખ છે અને તેને ખર્ચવામાં પણ દુ:ખ છે માટે ધન-દ્રવ્યને ધિક્કાર છે!!!

બિચારા સંન્યાસીને આ દુ:ખની કલ્પના પણ નહોતી. કેટલોક સમય વહી ગયા બાદ પારકાના ધનનું હરણ કરનાર આષાઢભૂતિ નામનો એક ધૂર્ત પુરૂષ ત્યાં ગયો. સંન્યાસી પાસે દ્રવ્ય જોઇ તેનું હરણ કરવાની ઇચ્છા તેનો ઉત્પન્ન થઇ. તે ધુતારો વિચાર કરવા લાગ્યો કે સંન્યાસી પાસેનું ધન શી રીતે ખુંચવી લેવું? ચોરી અથવા બળાત્કાર કરવાનો અત્રે યોગ નથી. માટે તેનો કપટી શિષ્ય થઇ તેનો વિશ્વાસ પ્રાપ્ત કરવો અને પછી ધારેલું કાર્ય કરવું એજ ઉત્તમ ઉપાય છે.

આ પ્રમાણે નિશ્ચય કરી આષાઢભુતિ ધુતારો દેવશર્મા સંન્યાસી પાસે ગયો ને તેને પ્રણામ કરી બોલ્યો કે મહારાજ આપના દર્શનથી હું પતીતપાવન થયો. મારા સારા ભાગ્યે આપનાં આજ દર્શન થયાં. આ સંસાર અસાર છે. યૌવન નદીના પ્રવાહની પેઠે વહી જાય છે. જીવન તૃણની પેઠે ક્ષણભંગુર છે. વૈભવો નાશવંત છે. સ્ત્રી, પુત્ર ઇત્યાદી સ્વપ્નવત્ છે. માટે હવ કયા ઉપાયોથી મારો ઉદ્ધાર થાય? તે કૃપા કરીને નિવેદન કરો.

આ સાંભળી દેવશર્માએ વિનયયુક્ત કહ્યું કે—યુવાવસ્થામાં આ તારૂં વૈરાગ્ય જોઇ મને આનંદ થાય છે. કારણ મનુષ્ય પહેલી અવસ્થામાં શાંત હોય તેજ શાંત ગણાય છે. મોટા પુરૂષોને પ્રથમ ચિત્તમાં વૈરાગ્ય ઉત્પન્ન થાય છે અને પછી કાયામાં વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. તું મને અસાર સંસાર સાગર તરવાનો ઉપાય પૂછે છે માટે તને કહું છું તે સાંભળ—શુદ્ર, ચંડાળ કે જટાધારી યોગી ગમે તે હોય પણ તેણે જો શીવ નામના મંત્રની દિક્ષા લીધી હોય અને શરીરપર ભસ્મ ધારણ કરતો હોય તો તે શિવરૂપ થાય છે. જે મનુષ્ય ષડાક્ષરી મંત્રથી શિવનું પૂજન કરે છે તે ફરીને આ જગતમાં જન્મ ધારણ કરતો નથી.

દેવશર્માનો ઉપદેશ સાંભળી આષાઢ ભૂતિ બે હાથ જોડી દેવશર્માના ચરણનો સ્પર્શ કરી બોલ્યા કે—મહારાજ આપ મને દીક્ષા આપો

જેથી હું જન્મ મરણના ફેરામાંથી મુક્ત થાઊં. દેવશર્માએ તેને દીક્ષા આપી પણ કહ્યું કે તારે રાત્રે આ મઠમાં આવવું નહીં કારણ સંન્યાસીને એકાંત રહેવું યોગ્ય છે તેમજ તે, તને તેમ મને પણ ઘટિત છે. દુષ્ટ પ્રધાનથી જેમ રાજ્યનો નાશ થાય છે તેમ સંસારીયાના સંગથી સંન્યાસી ભ્રષ્ટ થાય છે. પુત્ર લાડ લડાવવાથી બગડે છે, બ્રાહ્મણ વેદાભ્યાસના ત્યાગથી ભ્રષ્ટ થાય છે નીચ પુત્રથી કુળને કલંક લાગે છે, પરદેશમાં રહેવાથી સ્નેહ ઓછો થાય છે, અવિવેકથી મિત્રતા તૂટે છે, અન્યાયથી દ્રવ્યનો લય છે, સ્ત્રી અભિમાનથી બગડે છે અને ધન બીજાને સોંપવાથી જતું રહે છે માટે દીક્ષા લીધા પછી તારે આ મઠની બહાર એક ઝુંપડીમાં રહેવું. આષાઢભુતિએ સંન્યાસીનું કહેલું માન્ય કરવાથી તેણે તેને દીક્ષા આપી આષાઢ ભુતિ શિષ્ય તરીકેના સર્વ ધર્મ પાળતો થયો દેવશર્માની સેવા કરી તેને સંતોષ આપ્યો દેવશર્મા પોતાનું ધન કોઇ દિવસ વિલું મૂકતો નહીં અને શિષ્યપર પણ વિશ્વાસ કરતો નહીં આવો પ્રકાર થવાથી આષાઢભુતિ મનમાં અતિ મુંઝાયા કરતો હતો કેટલાક દિવસ વહી ગયા બાદ એક દિવસે પોતાના એક શિષ્યના આગ્રહથી પવિત્રી પેહેરાવવા માટે, આષાઢભૂતિને સાથે લેઇ દેવશર્મા પોતાના શિષ્યને ત્યાં જવા નીકળ્યો. રસ્તામાં એક નદી આગળ પોતાની કાખમાંથી ધનબાંધલી ચીંથડી કહાડી છુપી રીતે કંથામાં મૂકી દીધી અને આષાઢભુતિને કંથા સાચવવાનું કહી તે ઝાડે ફરવા દૂર ગયો. દેવશર્મા દેખાતો બંધ થયા પછી આષાઢ ભુતિએ અતિ હર્ષ સાથે કંથામાંથી ધન બાંધેલી ચીંથડી કહાડી લીધી અને પલાયન કરી ગયો. દેવશર્મા આષાડ ભુતિના ગુણથી મનમાં પ્રસન્ન થયો હતો તેથી આષાડભુતિને કંથા સોંપવા પૂરતો તેનો વિશ્વાસ કર્યો હતો. ઝાડે જઇ પાછા ફરતા રસ્તામાં બે મેંઢાંઓ યુદ્ધ કરતાં તેણે જોયાં. દેવશર્માએ ક્રોધથી બન્નેને છુટા પાડયા પણ ફરી તેઓ યુદ્ધ કરવા લાગ્યાં. યુદ્ધથી બન્નેના મસ્તકમાંથી લોહી પડતું હતું. એટલામાં એક શિયાળ ત્યાં આવી પહોંચ્યો અને બન્નેના મસ્તકમાંથી ઝરતું લોહી પીવા લાગ્યો. થોડીવાર પછી શિયાળ બન્નેના મારા વચ્ચે આ-આવવાથી, પ્રહારના બળથી મરણ પામ્યો. દેવશર્મા શિયાળના મરણ માટે ખેદ કરતો કરતો ચાલતો થયો, અને નદી કિનારે ઝાડ નીચે આવ્યો ત્યાં આષાઢ ભુતિને જોયો નહીં, તેથી તેણે પોતાની કંથા તપાસી જોઇ ત્યારે ધન ગુમ થએલું જણાયું. દેવશર્માએ હાય, હાય, દુષ્ટે મને છેતર્યો એમ કહી ઘણો શોક કર્યો અને શિષ્યના પગલાં શોધતો શોધતો આગળ ચાલ્યો. સાંયકાળે તે એક ગામમાં આવી પહોંચ્યો.

તે ગામમાં એક કોળી પોતાની સ્ત્રી સાથે નજીકના ગામમાં દારૂ પીવા જતો હતો. તેને જોઇ દેવશર્માએ કહ્યું કે ભાઇ, અમે સાયંકાળે તારે ત્યાં અતિથિ રૂપે આવ્યા છીએ માટે તું અત્યારે તારો અથિતિ ધર્મ સાચવ. ધર્મમાં કહ્યું છે કે—

संप्राप्तो योऽतिथिः सायं सूर्योढो गृहमेधिनाम् ।
पूजया तस्य देवत्वं प्रयान्ति गृहमेधिनः ॥

સાયંકાળે અથવા સુર્યાસ્ત સમયે આવેલા અતિથિનું પૂજન કરવાથી ગ્રહસ્થો દેવપણાને પામે છે.

આ સાંભળીને કોળીએ પોતાની સ્ત્રીને કહ્યું કે પ્રિયા, આ અતિથિને તું ઘેર લઇ જા અને તેનો યોગ્ય સત્કાર કરી ભોજન, શયન વગેરેની વ્યવસ્થા કરજે. હું તારે માટે ઘણો દારૂ લેતો આવીશ. આમ કહીને કોળી ત્યાંથી ચાલતો થયો. કોળીની છીનાળ સ્ત્રી હસતે મોહોડે પોતાના યાર દેવદત્તનું સ્મરણ કરતી કરતી ઘર તરફ અતિથિને લઇને આવી. ચોમાસાના વાદળાંથી છવાએલા દિવસોમાં, અંધારિયામાં, અટપટી ગલીયોમાં અને પતિની ગેરહાજરીમાં વ્યભિચારિણી સ્ત્રીને પરમ સુખ થાય છે. આવી રીતે આનંદ પામેલી કોળણે દેવશર્માને એક બિછાનાપર બેસાડી વિનંતી કરી કે મહારાજ, હું મારી એક સખીને મળી ખબર અંતર પૂછીને આવું છું. તેટલો સમય તમો અહીં બેસજો. આમ કહીને કોળણે શણગાર સજ્યો અને પોતાના યારને મળવા ઘરની બહાર ગઇ એટલામાં તેનો પતિ તેને સામો મળ્યો. પોતાના પતિને સામો આવતો જોઇ કોળણ પાછી ઘરમાં પેશી ગઇ અને શણગાર ઉતારી ઘર કાર્યમાં ગુંથાઇ ગઇ. કોળીને પ્રથમથીજ ઉડતી વાતોપરથી પોતાની સ્ત્રી માટે શંકા હતીજ, અને આજે તેને સર્વ અલંકાર ધારણ કરી બહાર જતી જોવાથી વધારે શંકા પ્રાપ્ત થઇ. કોળી ક્રોધાયમાન થઇ ઘરમાં પેઠો અને સ્ત્રીને પૂછવા લાગ્યો કે એ છિનાળ તું ક્યાં જતી હતી?

તે સ્ત્રી બોલી—તમારી પાસેથી આવ્યા પછી હું ક્યાંઇ પણ ગઇ નથી. તમે મદિરા પીવાથી અયોગ્ય બોલો છો. લોક કહે છે કે, અયોગ્ય ભાષણ, પૃથ્વિ પર પડી જવું અને અનેક ચાળા કરવા એ સન્નિપાતના ચિન્હો મદિરા દેખાડે છે. આવા અપમાન ભરેલા વચનો સાંભળી કોળીને અતિ ક્રોધ ચઢયો ને મદિરાની નીશામાં સ્ત્રીને ઘણો માર માર્યો એટલુંજ નહીં પણ તેને એક મજબુત દોરડાવતી એક સાથે બાંધીને પોતે દારૂના નીશામાં નિદ્રાવશ થયો. કોળી નિદ્રાવશ થયા પછી એક હજામડી કોળણ પાસે આવીને બોલી કે પેલો દેવદત્ત પેલી જગામાં તારી રાહ જોવે છે માટે તું ત્યાં ઝટ જા અને તેની કામવાસના તૃપ્ત

કર. પ્રતિઊત્તર આપતાં કોળણ બોલીકે સખી, આ વખતે મારી સ્થીતિ તું જુવે છે અત્યારે ત્યાં હું શી રીતે જઇ શકું ? હજામડી કોળણનું બોલવું સાંભળીને તેને કહેવા લાગી કે હે પ્રિયસખી ! ગમે તે યુક્તી કરી તારે અત્યારે અહીંથી જવું જોઇએ. તને હજુ વેશ્યા ધર્મની ખબર નથી. યાર દૈવયોગે કરૂપો હોય તોપણ વેશ્યા તેને એકાંતમાં સેવે છે. પોતાનો ભર્તાર રૂપવાન હોય તોપણ તેને સેવતી નથી. પરલોક છે કે નથી એ વાત સંદેહ ભરેલી છે. લોકોતો અનેક પ્રકારના અપવાદ મૂકે છે. માટે પરપુરૂષ સ્વાધિન હોય તો યુવાવસ્થાનું ફળ ભોગવનારી સ્ત્રી ભાગ્યશાળી ગણાય છે. હે સખી ! તું ગમે તે પ્રકારે અહીં જા અને યારને મળ. તને હું બંધન મુક્ત કરૂં છું. તારી જગાએ મને અહીં દોરડાવતી બાંધીને ઝટ જઇને પાછી આવ.

હજામડીની આ યુક્તિ પસંદ પડવાથી કોળણ બંધન મુક્ત થઇ અને હજામડીને પોતાની જગોએ બાંધી તે પોતાના યારને મળવા ચાલી ગઇ. થોડો સમય વિત્યા બાદ કોળી જાગૃત થયો અને હજામડીનેજ પોતાની સ્ત્રી સમજી બોલ્યો કે, રાંડ, હવેથી તું મારી મરજી પ્રમાણે ચાલે અને ઘરની બહાર જાય નહીં તો તને છોડું. ઊત્તર આપવાથી, અજાણ્યા અવાજને લીધે કોળી સર્વ જાણી જશે એ ભયથી હજામડી કંઇજ બોલી નહીં. બેચાર વાર બોલાવ્યા છતાં સ્ત્રી બોલતી નથી એવું જોઇ કોળીને મદિરાની નિશામાં ઘણો ગુસ્સો ચડયો અને લુચ્ચી રાંડ હવે તને હું સમજાવવાનો નથી એમ બોલી ચાકુ વડે તેનું નાક કાપી નાંખી પાછો નિદ્રાવશ થયો. થોડી વાર પછી વિષય સુખથી યારને તૃપ્ત કરી કોળણ ઘેર આવીને હજામડીને છુટી કરી પોતે દોરડાથી બંધાઇ ગઇ. હજામડીએ નાક કપાયાની સર્વ વાત કરી ત્યાંથી પલાયન કર્યું. વળી પાછો કોળી જાગૃત થયો ને બોલ્યો કે કેમ રાંડ વેશ્યા હજુ બોલવું છે કે નહીં ? હવે નહીં બોલ તો વળી તારા કાન કાપી તને વધારે શિક્ષા કરીશ. આ સાંભળી કોળણ તિરસ્કાર સાથે બોલી કે ઓ મુર્ખ, તને ધિક્કાર છે. મારૂ મહા સતીનું અપમાન કરવા અને કદરૂપી કરવા કોણ શક્તિ ધરાવે છે ? અરે, સૂર્ય, ચંદ્ર, પવન, અગ્નિ, પૃથ્વિ, સર્વ મનુષ્યના આચરણ જાણે છે. મારામાં જો સતીપણું હોય તો સર્વ દેવતાઓ મારૂ નાક ફરી સારૂં કરજો અને જો મેં પરપુરૂષની ઇચ્છા કરી હોય તો અત્યારે મને બાળીને ભસ્મ કરજો. ઓ દુષ્ટાત્મા, જો મારૂં નાક મારા સતીત્વના પ્રભાવથી હતું તેવું થઇ ગયું છે. આ સાંભળી કોળીએ દીવો કરી જોયું તો તેનું નાક હતું તેવું જણાયું. જમીનપર લોહી પડેલું હતું તેપણ જણાયું. આ જોઈ કોળી

મનમાં આશ્ચર્ય પામ્યો અને સ્ત્રીને છુટી કરી તેની ક્ષમા માગી તેના સતીત્વના વખાણ કરતો કરતો સુઇ ગયો. દેવશર્મા જાગૃત હતો અને આ સર્વ ચમત્કાર મુંગે મોહડે જોતો હતો. આ ચમત્કાર જોઇ દેવશર્મા મનમાં વિચાર કરવા લાગ્યો કે શંબાસુર, નમુચિતી, બળિરાજા અને કુંભીનસિની જે માયા છે તે સર્વ માયા સ્ત્રીઓ જાણે છે. સ્ત્રીઓ હસતા પુરૂષની સાથે હસે છે, રડતાની સાથે રડે છે, મધુર વચનોથી તેને વશ કરે છે. શુક્રાચાર્ય અને બૃહસ્પતિ જે શાસ્ત્રો જાણે છે તે શાસ્ત્રોનો સ્ત્રીબુદ્ધિ આગળ કંઇ હિસાબ નથી. માટે સ્ત્રીઓને કેમ સાચવી શકાય? સાચાનું ખોટું ને ખોટાનું સાચુ કરનાર સ્ત્રી છે. સ્ત્રીઓ સાથે બહુ પ્રસંગ પાડવો નહીં. સ્ત્રીથી બળની વૃદ્ધિ થતી નથી. સ્ત્રી પુરૂષને પંખ કાપેલા કાગડાની પેઠે નચાવે છે ને તેને રમકડા તુલ્ય કરે છે. સ્ત્રી વાણીમાં મધ છે પણ હૃદયમાં વિષ રહેલું છે આ સંસારમાં સ્ત્રીરૂપી એક મહાન્ યંત્ર છે જે અનેક શંસયોનું ચક્ર છે. અવિદ્યાનું એક સ્થાન છે, સાહસોનું નગર છે, દોષોનો ભંડાર છે, કપટનું ક્ષેત્ર છે. માહાત્મા પુરૂષો પણ તેનાથી દુઃખ પામે છે માટે ઝેર અને અમૃતથી ભરેલ આ સ્ત્રીયંત્ર કોણે ઊત્પન્ન કર્યું હશે? સ્ત્રીયો પોતાનું કાર્ય સાધવા માટે અનેક પ્રયત્નો કરે છે. તે હસે છે, રડે છે, બીજા પર વિશ્વાસ બેસાડે છે, પોતે બીજાનો વિશ્વાસ કરતી નથી માટે ગુણવાન પુરૂષોએ સ્ત્રીઓનો સદા ત્યાગ કરવો જોઇએ. આવી રીતે વિચાર કરતાં કરતાં દુઃખમાં દેવશર્માએ રાત્રિ પુરી કરી.

પેલી કપટી હજામડી નાકપર પાટો બાંધી છૂપાતી છૂપાતી પોતાને ઘેર ગઈ. કામકાજના પ્રસંગથી તેનો ધણી રાતે રાજમહેલમાં રહ્યો હતો. હજામત કરવાની ઉતાવળથી સવારમાં હજામ ઘેર આવ્યો અને આંગણામાં ઉભો રહી, મોટેથી સ્ત્રીને કોથળી નાંખવાને કહ્યું. હજામડીએ ફક્ત અસ્રોજ તેના તરફ ફેંક્યો. એકલો અસ્રો જોઇ હજામે ગુસ્સાથી અસ્રો પાછો તેના તરફ ફેંક્યો ને બોલ્યો કે રાંડ એકલા અસ્રાને શું કરૂં? આખી કોથળી આપને? બેહરી થઇ કે શું? હજામે અસ્રો પાછો ઘરમાં નાંખતાની સાથે જ સ્ત્રી મોટી બુમ પાડી બોલી ઉઠી કે, ઓ બાપરે, મને મારી નાંખી. કોઇ મારી વારે ચઢજો. આ દુષ્ટે વગર વાંકે અસ્રો મારી મારૂં નાક કાપી નાંખ્યું. હજામડીના રડવાથી ઘણા લોકો એકઠા થયા. સરકારના સીપાઇઓ આવી હજામડીને પકડી ગયા. ન્યાયાધીશ આગળ તેનું કામ નીકળતાં, તેને દેહાંત દંડની શિક્ષા કરી. દેવશર્મા તેજ ગામમાં રહી આ સર્વ ચમત્કાર જોતો હતો. હજામને શિક્ષા થઈ તે વખતે તે ત્યાં હાજર હતો. બિચારો

નિરપરાધી માર્યો જાય છે એમ જોઇ તેણે ન્યાયાધિકારીને સર્વ સત્યવાત જાહેર કરી. સત્યવાત જાહેર થવાથી અધિકારીએ હજામને છોડી મૂક્યો અને હજામડી વગેરેને યોગ્ય શિક્ષા કરી.

આ પ્રમાણે વૃતાંત થયા પછી, દેવશર્મા દ્રવ્યનો શોક છોડી દઇ પાછો ફરી પોતાના મઠમાં ગયો. માટે કહું છું કે આ ત્રણે દોષો ત્રણે એ પોતે જાતે કરેલા છે, તે માટે બીજાને દોષ દેવો નહીં. આ વાત સાંભળી કરટક બોલ્યો કે ભાઇ, દેવશર્મા તો ધુતારો હતો છતાં તેને આષાઢભુતિ કેમ છેતરી ગયો? દમનકે કહ્યું ભાઇ,

सुगुप्तस्यापि दम्भस्य ब्रह्माप्यन्तं न गच्छति
कौलिको विष्णुरूपेण राजकन्या निषेवते ॥

દંભનો પ્રયોગ બહુ યુક્તિથી કરવામાં આવે તો બ્રહ્માને પણ તેની ખબર પડતી નથી. કોળીએ કપટથી વિષ્ણુનું રૂપ ધારણ કરીને રાજકન્યાનો ઉપભોગ કર્યો હતો.

કરટકે પુછ્યું કે એ કથા કેવી છે તે કહો.

દમનક બોલ્યો કે ભાઇ, સાંભળઃ—

## વારતા ૫ મી.

### કપટી કોળી અને રાજકન્યા.

એક પ્રખ્યાત શહેરમાં એક કોળી અને એક સુતાર રહેતો હતો કોળી અને સુતાર વચ્ચે અરસપરસ ઘણો પ્રેમ હતો આખો દિવસ બન્ને સાથેજ રહેતા હતા. બન્નેનો સ્નેહ સગા ભાઇ કરતા પણ અધિક હતો. તે નગરના એક મોટા દેવાલયમાં એક મોટી યાત્રા ભરાઈ હતી. કોળી અને સુતાર એ બન્ને મિત્રો પણ યાત્રા જોવા ગયા હતા. તેઓ બન્ને દેવ દર્શન કરી આમ તેમ આનંદથી ફરતા હતા. તે સમયે યાત્રા જોવા કોઇ એક રાજકન્યા હાથીપર બેસી ત્યાં આવી. રાજકન્યા સર્વ લક્ષણ સંપન્ન અને ઘણીજ સ્વરૂપવાન્ હતી. તે રાજકન્યાને જોઇને કોળી ઘણોજ કામાતુર થઇ ગયો અને નિશાથી બેભાન થઇ ગયો હોય તેવી રીતે બેશુદ્ધ થઇ પૃથ્વિપર મુર્છીત થઈ પડી ગયો. પોતાના મિત્રની આવી એકાએક વિચિત્ર સ્થિતિ થએલી જોઇ સુતાર ઘણો દુઃખી થયો ને તેને માણસો પાસે ઉપડાવી ઘેર લઇ ગયો. થંડા ઉપચાર કર્યા પછી કોળી સાવધ થયો ત્યારે સુતાર બોલ્યો કે ભાઇ તને એકાએક શું થયું? કોળી બોલ્યો—મિત્ર, મને અનિવાર્ય દુઃખ થયું છે. હવે મારે આ જગતમાં જીવવાની

આશા નથી. સુતાર આંખમાં આંસુ લાવી ગળગળા સ્વરે બોલ્યો–મિત્ર' કહ્યા વગર તારૂં દુઃખ શું છે તે હું શું જાણું? તું મને તારૂં દુઃખ કહે એટલે તેનો કંઇ ઉપાય કરૂં. કારણ આ જગતમાં બ્રહ્માંડની અંદર જે કંઇ વસ્તુઓ છે તે ઔષધથી, ધનથી અને ઉત્તમ મંત્રોથી તથા મહાત્મા પુરૂષોની બુદ્ધિથી સાધી ન શકાય તેવી નથી. માટે સાધી શકાય તેવી વસ્તુ હશે તો હું સાધી આપીશ. મિત્રના અતિ આગ્રહથી કોળીએ કહ્યું કે મિત્ર, ગઇ કાલે યાત્રામાં હાથીપર બેઠેલી રાજકન્યા જોવાથી મારી આવી સ્થિતિ થઇ છે! કામદેવના અસહ્ય મારથી હું બેભાન થયો. સુતાર બોલ્યો -ઓહો, એટલુંજને? તારૂં કાર્ય હું સિદ્ધ કરી આપીશ. કંઇ ચિંતા કરીશ નહીં.

આ પ્રમાણે કહીને તેણે લાકડાની કળ ફેરવવાથી ઉંચે ઉડે એવો એક ગરૂડ બનાવ્યો. તેને બે બાહુઓ બનાવ્યા. શંખ, ચક્ર, ગદા, પદ્મ વગેરે ચિન્હો તૈયાર કર્યાં. કોળીને ગરૂડપર બેસાડી વિષ્ણુના ચિન્હો તેના શરીરપર બેસાડ્યાં તેને બરાબર વિષ્ણુનું રૂપ ધારણ કરાવી, ગરૂડને ઉંચે ઉડાડવાની કળાની સમજણ આપી સુતાર બોલ્યો—મિત્ર, રાજકન્યા રાજમહેલના સાતમા માળપર એકલી રહે છે ત્યાં તું જા અને યુક્તિથી વાતચિત કરી તારૂં કાર્ય સાધી મનની ઇચ્છા પૂર્ણ કર. કોળીએ ગરૂડની કળ ફેરવી એટલે ગરૂડ ઉંચે ઉડયો અને રાજમહેલમાં જ્યાં રાજકન્યા સુતી હતી ત્યાં ગયો અને બોલ્યો કે—હે રાજપુત્રી, તું સુઇ ગઇ છે કે જાગે છે? હું તારે માટે લક્ષ્મીનો ત્યાગ કરી સમુદ્રમાંથી પ્રેમપૂર્વક અહીં આવ્યો છું માટે મારી સાથે સમાગમ કર. કોળીને ગરૂડપર બિરાજમાન થએલો, ચાર હાથવાળો, આયુધધારી તથા કૌસ્તુભ મણીવાળો જોઇને નવાઇ સાથે પથારીમાંથી ઉઠીને બોલી—હે પરમાત્મા! હું અપવિત્ર પ્રાણી છું. આપ જગતને પવિત્ર કરનાર છો માટે અઘટિત કેમ થઇ શકે? કોળી બોલ્યો—પ્રથમ મારી રાધા નામની જે પત્નિ હતી તેજ તું છે અને અહીં અવતરી છે માટે પૂર્વના પ્રેમને લીધે હું અત્રે આવ્યો છું જો તું મારી ઇચ્છા પૂર્ણ નહીં કરે તો તને શ્રાપ આપી બાળીને ભસ્મ કરીશ.

આ પ્રમાણે બોલી કોળીએ બાવરી બનેલી રાજકન્યાને ઝાલી અને પોતાની સાથે શય્યામાં સુવાડી પરોઢીયા સુધી તેનો ઉપભોગ લેઇ, સવાર થતા ગરૂડપર બેશી, કોઇ જાણે નહીં તેમ ત્યાંથી તે નાશી ગયો.

ઉપર કહ્યા પ્રમાણે કોળી નિત્ય રાત્રે આવી રાજકન્યા સાથે વિષય સુખ ભોગવતો હતો થોડા દિવસો વિત્યાબાદ રાજકન્યાના શરીરના અવયવો પ્રફુલિત અને પુરૂષે તેને ભોગવી હોય તેવા થવાથી દાસીઓ

આશ્ચર્ય ચકિત્ થઇ અને ભયથી રાજા પાસે જઇ કહેવા લાગી કે મ-હારાજ, રાજકન્યાના અંતઃપુરમાં કોઇ પુરૂષ પ્રવેશ કરે છે માટે તેની રક્ષા કરો.

આ વાત સાંભળી રાજા અને રાણીને પુત્રીપર ઘણો ક્રોધ ચઢયો રાણી પુત્રીના અંતઃપુરમાં ગઇ અને સર્વ વાતનો તપાસ કર્યો. પુત્રીએ પ્રત્યક્ષ વિષ્ણુ ભગવાન આવે છે એવી વાત તેની માતાને કહી. પુત્રીના મુખથી વિષ્ણુ ભગવાનની વાત સાંભળી રાણીને ઘણો આનંદ થયો. રાણીદ્વારા રાજાને સર્વ વૃતાંતની ખબર મળી. રાજા અને રાણી હર્ષ યુક્ત થયાં. રાત્રે દર્શનની ઇચ્છાથી રાજા અને રાણી એક બારીમાં ઊભા રહ્યાં. નિત્યના સમયે કોળી વિષ્ણુનું રૂપ ધારણ કરી રાજકન્યાના અંતઃપુરમાં ગયો. રાજા રાણીએ આનંદથી વિષ્ણુના દર્શન કર્યા વિષ્ણુ જેવો પર-માત્મા પોતાનો જમાઈ થએલો જાણી રાજા અતિ ગર્વિષ્ટ થયો અને આજુબાજુના રાજાઓના દ્વેષ કરવા લાગ્યો. રાજા અભિમાની થવાથી બીજા દેશના રાજાઓ એકઠા મળી તેના રાજ્યપર ચઢાઇ કરવાની તૈયારી કરવા લાગ્યા. આ વાત સાંભળી રાજાએ રાણીદ્વારા પુત્રીને કહે-વડાવ્યું કે વિષ્ણુ જેવો જમાઇ હોવા છતાં બીજા રાજાઓ મારી સામે યુદ્ધ કરવા આવે એ નવાઇની વાત છે. રાતે કોળી જ્યારે વિષ્ણુનું રૂપ ધારણ કરી કન્યાના મહેલમાં ગયો ત્યારે રાજકન્યા બોલી કે હે ભગવાન, તમારા જેવા ત્રિલોકના નાથ, મારા પિતાના જમાઇ છો તો પછી મારા પિતાને કંઈ દુઃખ આવી પડે એ તમને શરમાવા જેવું છે. આજુબાજુના દેશના સર્વ રાજાઓ મારા પિતા સાથે યુદ્ધ કરવા આવનાર છે માટે તમારે મારા પિતાની મદદે જઇ શત્રુઓનો નાશ કરવો જોઇએ.

કોળી બોલ્યો—રાજકન્યા કંઇ ચિંતા કરીશ નહીં. મારા સુદર્શન ચક્રથી તારા પિતાના સર્વ શત્રુઓનો નાશ કરીશ.

ત્યારબાદ કેટલાક દિવસો વહી ગયા પછી શત્રુઓએ તે રાજાના દેશને ઘેરી લીધો. આ જોઇ કોળીએ વિચાર કર્યો કે જો રાજાનો વિજય નહીં થાય તો તેનું રાજ્ય જશે અને રાજ્ય જશે તો રાજ-કન્યાનો મારે વિયોગ થશે. માટે આવતી કાલે ગરૂડ પર બેસી આકા-શમાં ઉડી શત્રુઓની નજરે પડવું. વિષ્ણુ ભગવાન ધારી શત્રુઓ નાશી જશે તો ઠીક છે નહીં તો યુદ્ધમાં લઢતાં લઢતાં મરી જવું. આ પ્રમાણે કોળી નિશ્ચય કરી પરોઢીએ ત્યાંથી ગરૂડ પર બેસી ચાલ્યો ગયો.

પ્રત્યક્ષ ભૂત, ભવિષ્ય અને વર્તમાન જાણનાર ભગવાન્ નારાયણે તે દિવસે ગરૂડને પૂછ્યું કે, ઓ ગરૂડ તું જાણે છે કે એક કોળી મારૂં ખોટું રૂપ ધારણ કરી એક રાજકન્યાને ભોગવે છે! રાજકન્યાના પિ-

તાની સાથે થનારા યુદ્ધમાં આજ કોળીએ મરવાનો નિશ્ચય કર્યો છે. કોળી યુદ્ધમાં મરણ પામશે તો લોકો કહેશે કે ક્ષત્રિયો સાથે લડતા પ્રત્યક્ષ વિષ્ણુ ભગવાન્ હાર્યા અને માર્યા ગયા. આવી અફવાથી મૃત્યુ-લોકમાં આપણું માન ઘટશે અને લોકો આપણી પૂજા નહીં કરે. તેમ આપણું માહાત્મ ઓછું થશે. માટે તું લાકડાના ગરૂડમાં પ્રવેશ કર ને હું કોળીના અંગમાં પ્રવેશ કરી શત્રુઓને હરાવું.

યુદ્ધની વખતે વિષ્ણુ ભગવાને કોળીના અંગમાં પ્રવેશ કર્યો અને ગરૂડે લાકડાના ગરૂડમાં પ્રવેશ કર્યો. પછી યુદ્ધ થતા સર્વ શત્રુઓ હારીને નાશી ગયા. શત્રુઓને નાઠેલા જોઇ કોળી આકાશમાંથી નીચે ઉતર્યો. કોળી જમીનપર નીચે ઉતર્યો કે ગામ લોકોએ તેને ઓળખ્યો. કપટી કોળીએ રાજાને પ્રથમથી સર્વ સત્ય વાત કહી. રાજા કોળીનું સાહસ અને યુક્તિ જોઇ ઘણો પ્રસન્ન થયો. રાજાએ પોતાની કન્યાનું તેની સાથે મોટા ભપકાથી લગ્ન કર્યું અને એક દેશ તેને ભેટ આપ્યો આવી રીતે રાજકન્યા સાથે કોળી સંસાર સુખ ભોગવવા લાગ્યો.

આ વાર્તા સાંભળી કરટક બોલ્યો કે આ રીતે સંશય ભરેલી વાત આવી પડી છે માટે હવે આપણે શું કરવું? દમનક બોલ્યો— ભાઇ, તું તેની ચિંતા કરીશ નહીં. મારી બુદ્ધિ ચાલશે ત્યાં સુધી તો હું પિંગળકને સંજીવકથી છુટો પાડીશ. હાલ હું અસમર્થ છું તો પણ તું મને સમર્થજ સમજજે કારણ:—

**उपायेन हि यत्कुर्यात्तन्न शक्यं पराक्रमैः ।**
**काकया कनकसूत्रेण कृष्णसर्पो निपातितः ॥**

જે કાર્ય ઉપાયોથી સિદ્ધ થાય છે તે કામ પરાક્રમથી સિદ્ધ થતું નથી. કાગડીએ સોનાના દોરાથી કાળા સર્પનો નાશ કર્યો હતો.

કરટક બોલ્યા ભાઇ, એ કથા કેવા પ્રકારની છે તે કહો.

---

## વારતા ૬ ઠ્ઠી.

### સોનાના દોરાથી કાળા સર્પનું મરણ.

એક વૃક્ષ ઉપર એક કાગડાનું જોડું રહેતું હતું. તે જે સમયે ઇંડાં મુકતું હતું તે સમયે ત્યાંથી નજીકના એક કોતરામાંથી એક કાળો નાગ નીકળી તે ઇંડા ખાઇ જતો હતો આ પ્રમાણે ઘણા દીવસ સુધી તે કાગડાના જોડાએ દુઃખ સહન કર્યું. આખરે દુઃખથી કંટાળી તે જોડું બીજા ઝાડ ઉપર રહેવા ગયું અને પાસેના એક ઝાડની નીચે ર-હેનારા એક શીયાળની પાસે તે કાગડો ગયો અને કહ્યું મીત્ર, પાસેના

કોતરમાંથી એક કાળો નાગ નીકળી અમારાં ઈંડા ખાઇ જાય છે તે દુરાત્માએ આજ સુધી અમને ઘણું કષ્ટ આપ્યું છે. માટે તેનાથી બચવાનો કાંઈ ઉપાય બતાવો તેના ભયથી અમને અમારા પ્રાણ સબંધી પણ ધાસ્તી રહે છે. કહ્યું છે કેઃ—

यस्य क्षेत्रं नदीतीरे भार्या च परसंगना ।
ससर्पे च गृहेवासः कथंस्यात्तस्य निर्वृतिः ॥

જેનું ક્ષેત્ર નદીના કાંઠે હોય, જેની સ્ત્રીપર પુરૂષ સાથે રમણ કરતી હોય અને જેના ઘરમાં સર્પનો પ્રવેશ થતો હોય તેને નીરાંત ક્યાંથી હોય?

આ સાંભળી શીયાળ બોલ્યો કે આ બાબત તમારે ચીંતા કરવી નહીં તે માટે હું ઉપાય યોજીશ. ઉપાયથી શત્રુનો જેવી રીતે સંહાર થાય છે તેવો શસ્ત્રની થતો નથી. ઉપાય જાણનાર અશક્ત હોય તો પણ સશક્તથી તેનો નાશ થતો નથી. એક બગલાએ ઘણાં માછલા ખાધા પછી એક કરચલાને તેણે પકડી પાડયો જેથી તે મરણ પામ્યો.

આ સાંભળી કાગડાએ પુછયું એ વાત કેવી છે? શીયાળ કહે સાંભળઃ—

---

## વારતા ૭ મી.

### ઉપાયવડે બગલાનો ગયેલો પ્રાણ.

કોઇ એક ઠેકાણે એક સરોવર હતું તેમાં ભિન્ન ભિન્ન જાતના જળચરો રહેતા હતા. તેમાં એક બગલો રહેતો હતો. બગલો વૃદ્ધ થવાથી ભક્ષ મેળવી શકતો નહીં. એક સમયે તે ભુખથી અતિ વ્યાકુળ થઇ રડવા લાગ્યો ત્યારે એક કરચલો તેની પાસે ગયો અને બોલ્યો કે મામા! તમે શા માટે રડો છો? બગલાએ જવાબ આપ્યો કે પુત્ર હમણાં મને વૈરાગ્ય પ્રાપ્ત થવાથી કાંઇ પણ ન ખાતાં અપવાસ કરૂં છું. ભુખથી વ્યાકુળ થવાથી મારી આંખમાંથી આંસુ નીકળે છે. કરચલાએ બગલાનું બોલવું સાંભળી પુછયું કે તમને વૈરાગ્ય શા માટે થયો છે? બગલાએ વિનયપૂર્વક જવાબ આપ્યો કે એક જોશીએ કહ્યું કે શનીશ્વર, મંગળ અને શુક્ર, રોહિણીના ગાડાને છેદી નાંખીને આગળ જવાના છે તેથી પૃથ્વી પર વરસાદ વરસશે નહીં. તેથી સરોવરનું પાણી સુકાઈ જશે અને જેની સાથે હું મોટો થયો છું તે સર્વ જળચરો પાણી વિના મરણ પામશે. આ દુઃખથી મને વધારે રડવું આવે છે. બગલાની વાત સાંભળી સર્વ જળચરો ગભરાઈ ગયા ને બગલા પાસે જઇ રક્ષણ માટે કંઇ ઉપાય પૂછવા લાગ્યા.

સર્વ જળચરોની વિનંતિ સાંભળી બગલો બોલ્યો—ભાઇઓ! તમે સર્વ અહીંથી થોડે છેટે એક સરોવર છે ત્યાં જાઓ એટલે તમારૂં રક્ષણ થશે. ચોવિશ વર્ષ સુધી વરસાદ પડે નહીં તોપણ તેમાંનું પાણી ખુટશે નહીં. તમે જો એક એક મારી પીઠ ઉપર બેસો તો હું તમને ત્યાં લઇ જઉં. આ સાંભળી સર્વ જળચરોને આનંદ થયો. બગલો એક એક જળચરને પીઠ પર બેસાડી દુર એક શીલા પાસે લઇ જતો અને મારી નાંખીને ખાઇ જતો. ત્યાંથી પાછો આવી બીજાઓને વળી ડાહી ડાહી વાતો કરી એક પછી એક એમ વારા ફરતી એક એક જળચરને લઇ જઇ પોતાની ક્ષુધા શાંત કરતો હતો.

બીજે દીવસે કરચલાંએ કહ્યું, મામા! તમે મને શા માટે લઇ જતા નથી! કરચલાનું બોલવું સાંભળી બગલાએ વીચાર કર્યો કે માંછલાનું માંસ ખાઇ હવે કંટાળો આવ્યો છે માટે આજે આ કરચલાનું ભક્ષણ કરીએ. આ પ્રમાણે વીચાર કરી કરચલાને પીઠપર બેસાડી બગલાએ ચાલવા માંડયું. રસ્તામાં કરચલાએ માંછલાના હાડકાનો ઢગલો જોઇ પુછયું મામા! જળાશય કેટલું દુર છે? તમો હવે થાકી ગયા હશો. મંદબુદ્ધિના બગલાએ જવાબ આપ્યો કે આજ મારૂં જળાશય. આ તો મારી ક્ષુધા શાંત કરવાની એક યુક્તિ છે માટે હવે તું તારા ઇષ્ટદેવનું સ્મરણ કર. આ શીલાપર નાંખી તને હવે હું ખાઇ જઇશ. કરચલો એકદમ સાવધ થયો અને પોતાના મોઢાના બે દાંતવડે બગલાની ધોળી ડોક પકડી કાપી નાંખી. બગલો મરણ પામ્યો એટલે તેની ડોક મોંમાં લઇ કરચલો જળાશય આગળ આવ્યો અને બગલાની ડોક બીજા જળચરોને બતાવી તેનું કપટ ઉઘાડું કર્યું. આ સાંભળી સર્વ જળચરોને આનંદ થયો.

બગલાના મરણની વાત સાંભળી કાગડો બોલ્યો પણ તે દુષ્ટ સર્પનો નાશ કેમ થાય? શીયાળે કહ્યું ભાઇ, તમો બંને કોઇ એક રાજાના મેહેલમાંથી તેનો સોનાનો દોરો ચાંચમાં પકડી લાવો અને તે સર્પના કોતર આગળ નાંખો. રાજાના માણસો દોરાની શોધ કરતા ત્યાં આવશે અને સર્પને જોઇ તેને મારી નાંખશે. શિયાળે બતાવેલી યુક્તિ પ્રમાણે કાગડી ત્યાંથી ઘણે દુર ઉંચે ઉડી અને જોયું તો કોઇ એક સરોવરની પાળપર એક રાજાની રાણી પોતાના સર્વ અલંકાર ઉતારી મૂકી નાહાતી હતી. કાગડી ઉડતી ઉડતી ત્યાં ગઈ અને ધીરે રહીને રાણીનો સોનાનો દોરો ચાંચમાં પકડી લાવી. રાણીના માણસો હાથમાં ધોકાઓ લેઇ કાગડીની પાછળ દોડયા. કાગડીએ સર્વના દેખતાં તે દોરો પેલા કોતર આગળ નાંખી લીધો. રાજાના નોકરો દોરો લેવા ત્યાં ગયા

તો એક મોટો કાળો સર્પ તેમના જોવામાં આવ્યો તેમણે ધોકાવતી સર્પને મારી નાંખ્યો અને દોરો લેઇ ગયા. આ પ્રમાણે કાળા સર્પનો નાશ કરી કાગડો અને કાગડી સુખથી દિવસો કાઢવા લાગ્યાં.

દમનક બોલ્યો, ભાઇ, બુદ્ધિમાનોથી થઈ શકે નહીં તેવું આ જગતમાં કોઇ પણ કાર્ય નથી. કહ્યું છે કે.

यस्य बुद्धिर्बलं तस्य निर्बुद्धेस्तु कुतो बलम् ।
वने सिंहो मदोन्मत्तः शशकेन निपातितः ॥

જે બુદ્ધિશાળી છે તે બળવાન છે. જેને બુદ્ધિ નથી તેને બળ નથી. એક વનમાં સસલાએ મદોન્મત્ત સિંહનો નાશ કર્યો હતો.

કરટક બોલ્યો—એ કથા કેવી છે તે કહો?

દમનકે કહ્યું કે સાંભળ, હું તે કથા કહું છું.

---

## વારતા ૮ મી.

### મદોન્મત્ત સિંહ અને સસલો.

ભાસુરક નામનો એક સિંહ એક વનમાં રહેતો હતો. તે ઘણોજ બળવાન હતો. તે સદા સર્વદા વનના પશુઓને મારીને ખાઇ જતો હતો. એક દિવસે વનના સર્વે પશુઓ એકઠા થઇને સિંહ પાસે ગયા ને બોલ્યા કે મહારાજ, રોજ તમે અમારો નાશ કરો છો તેથી તમને ફાયદો થાય છે? આજથી આપ એવો ઠરાવ કરો કે દરરોજ અમારામાંથી એક એક જણ આપની પાસે આવીશું તેને ખાઇ જજો. આમ કરવાથી ઘણાનો નાશ થશે નહીં ને તમારી ક્ષુધા શાંત થશે માટે આ રાજધર્મ માન્ય કરો. કહ્યું છે કે બુદ્ધિશાળી પુરૂષ પોતાના બળ પ્રમાણે ધીરે ધીરે રાજ્યનો ઉપભોગ કરે તો તે પુષ્ટિ પામે છે. પ્રજાનું પાલન કરવાથી કીર્તિ વધે છે ને અંતે સ્વર્ગ લોક પ્રાપ્ત થાય છે. પ્રજાને પીડવાથી ધર્મનો નાશ થઇ, પાપ અને અપજશ પ્રાપ્ત થાય છે. જેમ ગોવાળીયો ગાયનું પાલન કરી દુધ મેળવે છે તેમ રાજાએ પ્રજાનું પાલન કરી સારાં ફળ પ્રાપ્ત કરવાં જોઇએ. જે રાજા બકરીની પેઠે પ્રજાને મારી નાંખે છે તેને કોઇ દિવસ તૃપ્તિ થતી નથી. ફળની ઇચ્છાથી માળી જેમ ઝાડનું રક્ષણ કરે છે તેમ રાજાએ માન, દાન આપી પ્રજાનું રક્ષણ કરવું જોઇએ. રાજાઓને સુવર્ણ, ધાન્ય, રત્નો અને અનેક જાતનાં વાહનો મળી જે સુખ મળે છે તે સર્વ પ્રજા તરફથી મળે છે. પ્રજાપર દયા કરવાથી જ રાજાનો ઉદય થાય છે અને પ્રજાનો નાશ કરવાથી તેનો અવશ્ય નાશ થાય છે.

આ પ્રમાણે ઉપદેશ સાંભળી ભાસુરક બોલ્યો ઠીક છે, હું તમારી ઇચ્છા પ્રમાણે ચાલીશ પણ યાદ રાખજો કે જે દિવસે એક પશુ મારી પાસે નહીં આવે તે દિવસે હું તમામ પશુઓને ખાઈ જઇશ. સર્વ પ-શુઓએ સિંહનું કહેવું પણ કબુલ કર્યું અને રોજ વારા પ્રમાણે એક એક પશુ સિંહને ભોજન માટે તેની પાસે જવા લાગ્યું. એક દિવસે એક સસલાનો વારો આવ્યો તેને મરવાની ઇચ્છા નહોતી પણ સર્વ પશુઓએ બળાત્કારે તેને સિંહની પાસે મોકલ્યો. રસ્તામાં ઘણા શો-કથી તે ધીરે ધીરે ચાલતો હતો અને સિંહને મારવાનો ઉપાય યોજતો હતો. રસ્તામાં ચાલતાં ચાલતાં સસલાએ એક કુવો દીઠો. કુવાની પાળ પર ઉભો રહી જોયું તો પાણીમાં પોતાનું પ્રતિબિંબ જણાયું. આ જોઇ સસલાએ વિચાર કર્યો કે આ ઉપાય ઉત્તમ છે. પછી તે સિંહની પાસે ગયો. સસલાને આવતાં વાર થઈ હતી તેથી સિંહ કોપાયમાન થઇ બોલ્યો કે અરે નીચ સસલા, આજ આટલી વાર કેમ કરી ? તું તો નાની કાયાવાળો છે એટલે મારી દાહાડમાં ભરાઇ રહેશે તેમ છતાં વળી તેં આજે વાર કરી માટે આવતી કાલે ઠરાવ તોડી વનમાંના સર્વ પશુ-ઓનો નાશ કરીશ. આ સાંભળી સસલો વિનયપૂર્વક બોલ્યો કે, મહા-રાજ આમાં મારો તેમ બીજા પશુઓનો વાંક નથી. સર્વના વારા પ્ર-માણે આજ મારી નાની કાયાવાળાનો વારો આવ્યો, આપની ક્ષુધા મારી નાની કાયાથી શાંત થાય નહીં માટે સર્વ પશુઓએ બીજા પાંચ સસલા મારી સાથે મોકલ્યા. અમો રસ્તામાં આવતા હતા ત્યારે એક મોહોટો સિંહ અમને મળ્યો અને અમો ક્યાં જઇએ છીએ તે પૂછ્યું. અમોએ સર્વ વાત કહી ત્યારે તે બોલ્યો કે, ખબરદાર, અહીંથી જતા નહીં. ભાસુરક તો ચોર છે. આ વનનો હું રાજા છું. ચાર સસલાઓને મારી પાસે રાખી એક જણ ત્યાં જઇ તે ચોરને અહીં બોલાવી લાવો. મ-હારાજ, જે વાત બની તે આપની પાસે નિવેદન કરી છે. આ સાંભળી ભાસુરક ક્રોધાયમાન થયો ને મોટી ગર્જના કરી બોલ્યો—જો એમ હોય તો મને ઝટ તે સિંહ દેખાડ. આજ પશુપરનો કોપ ઉતારી તે સિં-હને મારીને શાંત થઇશ. જમિન, મિત્ર, અને સુવર્ણ એ ત્રણ કલેશનાં ફળ છે. તેમાંથી જો એક પણ હોય નહીં તો કલેશ થાય જ નહીં.

સસલો બોલ્યો—મહારાજ, તે વાત ખરી છે. ક્ષત્રિયો જમીન માટે લઢે છે પરંતુ તે શત્રુ કિલ્લાના આશ્રયવાળો છે. તેની સાથે લઢવું ઘણું કષ્ટ સાધ્ય છે. કહ્યું છે કે યુદ્ધમાં રાજાઓનું એક કિલ્લાથી જે રક્ષણ થાય છે તે હજારો ને લાખો હાથી ઘોડાઓથી થતું નથી. જેમ દાઢ વિનાનો હાથી સર્વને વશ થાય છે તેમ કિલ્લા વિનાનો રાજા સર્વને વશ થાય

છે. આ સાંભળી ભાસુરક બોલ્યો—ગમે તેમ હોય તોપણ તે ચોર મને દેખાડ એટલે તેનો નાશ કરૂં કારણ—

> जातमात्रं नयः शत्रुं रोगं च प्रशमं नयेत् ।
> महाबलोऽपि तेनैव वृद्धिं पाप्य स हन्यते ॥

જે માણસો ઉછરતા શત્રુનો અને રોગનો નાશ કરતા નથી તે મહા બળવાન્ હોય તો પણ રોગ અને શત્રુ તેનો નાશ કરે છે.

સુખની ઇચ્છા રાખનારાઓએ ઉદય પામતા રોગ ને શત્રુ તરફ દુર્લક્ષ કરવું નહીં. કારણ તેથી તેનો નાશ થાય છે. અભીમાનથી અલ્પબળવાળા શત્રુ તરફ જે દુર્લક્ષ કરે છે, તે પાછળથી વૃદ્ધિ પામતા શત્રુને જીતી શકતો નથી. માટે ગમે તેમ હોય પણ તે ચોરના નાશનો હાલજ ઉપાય કરવો જોઇએ.

સસલો બોલ્યો—માહારાજ આપ કહોછો તે ખરૂં છે તથાપિ તેનું બળ જાણ્યા સિવાય તેની પાસે જવું એ અયોગ્ય છે. કારણ કહ્યું છે કે જે ઉત્સાહી પુરૂષ પોતાની અને શત્રુની શક્તિ જાણ્યા સિવાય તેની સામો જાય છે તે અગ્નિમાં પડેલા પતંગની પેઠે નાશ પામે છે. આ સાંભળી સિંહ બોલ્યો કે હું તે કંઇ સમજતો નથી તું મને પ્રથમ મારો શત્રુ દેખાડ.

ઠીક છે, માહારાજ, મારી સાથે ચાલો. એમ કહી સસલો સિંહને તે કુવાની પાળ પાસે લેઇ ગયો ને બોલ્યો, માહારાજ, તમારો પ્રતાપ બહુ છે. તમને જોઇ શત્રુ કિલ્લામાં ભરાઇ બેઠો છે. જુવો આ કિલ્લો. સિંહે કુવાની પાળપરથી અંદર પાણીમાં જોયું તો તેને પોતાનું પ્રતિબિંબ દેખાયું. આ જોઇ સિંહે મોટી ગર્જના કરી. કુવામાંથી ગર્જનાનો પ્રતિધ્વનિ થયો તે સાંભળી ભાસુરકને ક્રોધ ચઢયો ને શત્રુને મારવા કુવામાં પડી પોતે મરણ પામ્યો. પછી સસલો ખુશી થઇ વનમાં ગયો ને સર્વ પશુઓને એ વૃતાંત કહી સર્વની સાથે આનંદથી રહેવા લાગ્યો.

આ પ્રમાણે વાત કહ્યા પછી દમનક બોલ્યો, ભાઇ બુદ્ધિબળથી સર્વ સિદ્ધ થાય છે માટે તું કહેતો હોય તો હું માહારાજા પાસે જઈ બન્નેના સ્નેહમાં ભંગ પાડું.

કરટક બોલ્યો—એમ હોય તો તું ભલે જા અને કાર્ય સિદ્ધ કર.

આ સાંભળી દમનક ત્યાંથી નીકળી પિંગળકની પાસે ગયો. પિંગળક તે સમયે એકલોજ બેઠો હતો. સંજીવક તેની પાસે નહોતો. દમનક પિંગળકને પ્રણામ કરી તેની પાસે ઉભો રહ્યો. ત્યારે પિંગળક બોલ્યો, ઓ ભાઇ, તું ઘણે દિવસે કેમ દેખાયો? દમનકે ઉત્તર વાળ્યો કે અમારે આપનું કંઈ પ્રયોજન નથી તેથી અમો આપની પાસે આ-

વતા નથી તોપણ રાજ્ય કાર્યમાં બગાડો થતો હોવાથી અમારો જીવ બળે છે તેથી હું આપની પાસે તે કહેવા આવ્યો છું. કહ્યું છે કે—

प्रियं वा यदि वा द्वेष्यं शुभं यदि वाशुभम् ।
अपृष्टोऽपि हितं वक्ष्येद्यस्य नेच्छेत्पराभवम् ॥

આપણે જેનો વિજય ઇચ્છતા હોઇએ તે મનુષ્યને તેનું હિત અગર તો અહિત તથા તેને ગમતી વાત હોય યા ન હોય તોપણ તેના લાભ માટે પૂછ્યા વિના પણ કહેવી.

આ સાંભળી પિંગળક બોલ્યો, દમનક તું કહેવા આવ્યો છે તે સુખેથી કહે. વિનયપૂર્વક દમનક બોલ્યો કે માહરાજ સંજીવક આપનાપર દ્રોહબુદ્ધિ રાખે છે. હું તેનો વિશ્વાસુ છું તેથી તેણે મને એકાન્તમાં કહ્યું છે કે પિંગળકને હું મારી નાખી તેનું રાજ્ય લેઇ તને મંત્રી પદપર નીમીશ. આ સાંભળી પિંગળક બોલ્યો, દમનક, સંજીવક મારો પ્રાણ સમાન સેવક છે. તે કોઇ દિવસ આવો અયોગ્ય વિચાર કરે નહીં. તે મારાપર દ્રોહ બુદ્ધિ શા માટે રાખે? મેં તેનું શું અહિત કર્યું છે? દમનક બોલ્યો, માહારાજ, રાજાના દ્રવ્યની ઇચ્છા ન કરે તેવો કોઇ પુરૂષજ નથી. સર્વત્ર અસમર્થજ પુરૂષો રાજાની સેવા કરે છે. સમર્થ પુરૂષો તેમ કરતા નથી. વળી માહારાજ, આપ કયા વિશેષ ગુણથી સંજીવકને તમારી પાસે રાખો છો? તમો એમ ધારતા હશો કે તેની સહાયથી શત્રુઓનો નાશ કરીશ પણ તેમ નથી. સંજીવક તો ખડ ખાનારો છે. તમારા શત્રુઓ તો માંસાહારી છે. માટે કોઇ પણ પ્રકારે સંજીવકનો આપને ઉપયોગ થશે નહીં. પિંગળક બોલ્યો દમનક, મેં તારા કહેવાથીજ તેને અભયદાન આપ્યું છે. હવે હું તેને કેમ મારૂં? ઝેરના ઝાડને ઉછેર્યું હોય તો તેનો પણ પોતેજ નાશ કરવો અઘટિત છે. પ્રથમ સ્નેહીને અધિકાર આપવો નહીં ને જો આપ્યો તો પછી તેને નિભાવી રાખવો. પ્રથમ ઉપર ચઢાવી પછી તેને પાડી નાખવો એ અતિ અયોગ્ય છે. ઉપકાર કરનાર સાથે સજ્જનપણાથી વર્તવું એ કંઇ અધિક નથી પણ અપકાર કરનારપર ઉપકાર કરવો એજ સજ્જનતાનું લક્ષણ છે. માટે સંજીવક મારા પ્રત્યે દ્રોહબુદ્ધિ રાખતો હોય તો પણ મારે તેની વિરૂદ્ધ આચરણ કરવું યોગ્ય નથી. દમનક બોલ્યો, માહારાજ, દ્રોહબુદ્ધિવાળાને ક્ષમા આપવી એ ધર્મ નથી. જે પુરૂષ પોતાના સમાન ધનવાળા, સામર્થ્યવાળા, મર્મજ્ઞ, અને અર્ધ રાજ્ય હરનારા સેવકને મારે નહીં તે પોતે હણાય છે. તમે આ બળદની મિત્રતાથી રાજધર્મનો ત્યાગ કર્યો છે. તમારો સર્વ સેવક વર્ગ ઉદાસ થયો છે! માંસાહાર ન કરવાના તમારા નિશ્ચ-

યથી સર્વે સેવક વર્ગ તમોને તજીને ચાલ્યા જશે. વળી ખડ ખાનારની સંગતિથી કોઇ દિવસ શિકાર કરવાનો વિચાર તમને થશે નહીં. ખડ ખાનારના ગુણ તમારામાં આવશે. એ રાજધર્મને તદન અયોગ્ય છે.

મનુષ્ય જેવા પુરૂષને સેવે છે તેના જેવો તે થાય છે. તપેલી લાલચોળ તાવડીપર પાણીનું બિંદુ પડે તો તે બળી જાય છે અને તેજ પાણી કમળના પત્રપર પડે તો મોતીના જેવું શોભે છે અને તેજ પાણી સ્વાતિ નક્ષત્રમાં સમુદ્રમાં ઉઘાડા મુખ કરી ફરતી માંછલીયોના મુખમાં પડે તો તે ઉત્તમ મોતી થાય છે. માટે મનુષ્ય ઘણું કરી સહવાસ પ્રમાણે ઉત્તમ, મધ્યમ અને અધમ ગુણનો થાય છે. સત્પુરૂષો નઠારા સંગથી નઠારા થાય છે. દુર્યોધનના સંગથી ભીષ્મ જેવો મહાપુરૂષ પણ ગાયો હરવા ગયો હતો. માટે જેનો સ્વભાવ જાણવામાં આવ્યો ન હોય તેને આશ્રય આપવો નહીં. કારણ માંકડના અપરાધથી જુને પોતાનો પ્રાણ ખોવો પડયો હતો.

પિંગળકે પૂછયું એ કથા કેવી છે? દમનક બોલ્યો, માહારાજ સાંભળો—

---

## વારતા ૯ મી.

### એકના અપરાધથી બીજાનું મરણ.

એક રાજાના મનોહર પલંગના ઓછાડમાં એક મંદવિસર્પિણી નામની જુ રહેતી હતી. તે રોજ રાજાના સ્વાદિષ્ટ લોહીનો સ્વાદ ચાખી દિવસો સુખથી ગાળતી હતી. એક દિવસ અગ્નિમુખ નામનો એક માંકડ ભટકતો ભટકતો ત્યાં આવી ચઢયો. તેને જોઈ જુ બોલી, અરે અગ્નિમુખ, તું આ અયોગ્ય સ્થળે કયાંથી આવ્યો? ઠીક આવ્યો તો આવ્યો. હવે ઝટ પાછો જા, નહીં તો તારો પ્રાણ જશે. માંકડ બોલ્યો માતાજી, દુષ્ટ પણ પોતાને ઘેર આવ્યો હોય તો તેને આ પ્રમાણે કહેવું અયોગ્ય છે. કહ્યું છે કે આવો, વિશ્રાંતિ લ્યો, આસનપર બેસો, ઘણે દિવસે દેખાયા, શા વર્ત્તમાન છે? કુશળ છો? તમારા દર્શનથી આનંદ થયો એમ કહેવું જોઇએ. પોતાને ઘેર નીચ માણસ આવ્યો હોય તો પણ સારા માણસે તેનો આદરસત્કાર કરવો એ ગ્રહસ્થને સ્વર્ગ પ્રાપ્ત કરી આપનાર ધર્મ છે. મેં અનેક માણસોના તીખાં, કડવાં લોહી ચાખ્યાં છે પરંતુ રાજાનું સ્વાદિષ્ટ લોહી ચાખ્યું નથી. માટે આજે રાજાનું સ્વાદિષ્ટ લોહી ચાખી જીભનું સુખ સંપાદન કરૂં. કહ્યું છે કે રંક અને રાજાને જીભનો સ્વાદ સરખો હોય છે. જો જગતમાં જીભને સંતુષ્ટ કરવા માટે કાર્ય કરવું ન પડત તો કોઇ પણ માણસ કોઇનો સેવક

થાત નહીં અને કોઇ કોઇને વશ થઇને પણ રહેત નહીં. મનુષ્ય જે ખોટું બોલે છે, અસત્ય કર્મ કરે છે, અયોગ્યની સેવા કરે છે, પરદેશ ગમન કરે છે તે સર્વ પેટને માટે છે. આ સાંભળી જુ બોલી–ઠીક, ત્યારે તારી મરજી મુજબ તું ભલે મારી સાથે રહે પણ પ્રથમ હું રાજાનું લોહી ચાખીશ ને પછી તું ચાખજે. મારા ચાખ્યા વિના તારે રાજાનો સ્પર્શ પણ કરવો નહીં.

આ પ્રમાણે અગ્નિમુખે કબુલ કર્યા પછી જ્યારે રાજા રાતે આવી પલંગપર સૂતો ત્યારે સર્વ સરતો બાજુપર મૂકી રાજા પૂરો ઉંઘી ગયો નહીં એટલામાં તો માંકડે તેને ચટકો ભર્યો. કહ્યું છે કે—

स्वभावो नोपदेशेन शक्यते कर्तुमन्यथा ।
सुतप्तमपि पानीयं पुनर्गच्छति शीतताम् ॥

સ્વભાવ ઉપદેશથી ફરતો નથી. પાણી ઘણું ગરમ હોય તોપણ પાછું શીતળ થાય છે.

અગ્નિ કદાચ શીતળ થાય ને ચંદ્રમા ગરમ થાય તોપણ મનુષ્યનો સ્વભાવ ફેરવી શકાતો નથી. જુઓ ઉપદેશ કર્યા છતાં પણ માંકડે તરત રાજાને ચટકો ભર્યો. તેથી રાજા એકદમ શય્યામાંથી ઉઠયો અને સેવકોને શય્યામાં શું છે તે જોવાનો હુકમ કર્યો. આ ગરબડમાં માંકડ પલંગની અંદર પેશી ગયો. સેવકોએ પલંગનો ઓછાડ કાઢયો અને તે તપાસી જોતાં વસ્ત્રની સાંધમાં એક જુ તેમને જણાઇ. રાજાને આજ જુ કરડી એમ કહી સેવકોએ તેને મારી નાંખી.

દમનક બોલ્યો—મહારાજ, અયોગ્યને આશ્રય આપવાથી આશ્રય આપનારનું મરણ થાય છે માટે તમારે સંજીવકને મારવો યોગ્ય છે. કારણ–

त्यक्ताश्चाभ्यन्तरा येन बाह्याश्चाभ्यन्तरीकृताः
स एव मृत्युमाप्नोति यथा राजा ककुद्रुमः ॥

જે પુરૂષ અંતરંગ મનુષ્યોને બહાર કાઢે છે અને બહારના લોકોને અંતરંગ કરે છે તે પુરૂષ કકુદ્રુમ રાજાની પેઠે નાશ પામે છે.

પિંગળક બોલ્યો તે કથા કેવા પ્રકારની છે તે કહો.

———•*•———

## વારતા ૧૦ મી.

### સગાવાહલા તજવાથી ચંડરવની થયેલી નઠારી સ્થિતિ.

દમનક બોલ્યો—માહારાજ, એક વનમાં ચંડરવ નામનો એક શિયાળ રહેતો હતો. તે એક દિવસે ક્ષુધાથી અતિ વ્યાકુળ થઇ એક નગરમાં દાખલ થયો. નગરનાં કુતરાં ભસતાં ભસતાં તેને કરડવા આવ્યાં.

શિયાળ ભયથી પાસેના એક ધોબીના ઘરમાં પેસી ગયો. ધોબીના ઘ-રમાં ગળીના રસથી ભરેલું એક મોટું વાસણ પડયું હતું તેમાં તે શિયાળ કુદીને પડયો. પછી તેમાંથી બહાર નીકળ્યો તેવો જ તે ગળી-ના જેવો વાદળી રંગનો થઇ રહ્યો. ત્યાં આગળ ઉભા રહેલા બીજા કુતરાઓ તેને જોઇને નાશી ગયા અને તે ત્યાંથી દુરના એક વનમાં ચાલ્યો ગયો. વનમાં સર્વ પશુ પક્ષીઓ તેને જોઇને ગભરાઇ ગયા અને ધાર્યું કે આ તો કોઇ દેવતાનું પશુ છે. શિયાળ પશુઓને ભયભિત થ-એલાં જોઇ બોલ્યો—અરે પશુઓ તમે નાશી જશો નહીં! ડરશો નહીં. મને બ્રહ્માએ પોતેજ ઉત્પન્ન કરીને કહ્યું છે કે હમણા પશુઓમાં કોઇ રાજા નથી તેથી હું સર્વ પશુઓનો રાજા તને નીમું છું. માટે વનમાં જઇ સર્વનું પાલન કર. આ પ્રમાણે સાંભળી સર્વ પશુઓ તેને આ-ધિન થયાં. સિંહ, વાઘ ઇત્યાદિને જૂદા જૂદા અધિકાર આપી ને વ-નમાં રાજ્ય કરવા લાગ્યો. રાજ્યપદ પ્રાપ્ત થયા પછી તેણે વનમાંથી પોતાની જાતના, પોતાના કુટુંબના સર્વ બીજા શીયાળોને હાંકી કાઢયા. તેમને તજી દીધા. કેટલોક સમય આ પ્રમાણે વિત્યા બાદ એક દિવસ તેણે દૂરના પ્રદેશમાં કેટલાંક શિયાળવાંઓને ચીસો પાડતાં સાંભળ્યાં. પો-તાના જાત ભાઇને ચીસો પાડતાં સાંભળી તેને આનંદ થયો અને આ-નંદમાં પોતે પણ ચીસો પાડવા લાગ્યો. ચંડરવની ચીસ સાંભળી તેના સ્વરપરથી સિંહ, વાઘ વગેરેએ જાણ્યું કે અરે, આણે તો આપણને છેતર્યા. આતો શિયાળ છે. એમ કહી એક સિંહે તેને મારી નાંખ્યો.

દમનક બોલ્યો—માટે માહારાજ, અંતરંગ મનુષ્યોને જે તજી દે છે તે દુઃખી થઇ વિનાશ પામે છે.

આ કથા સાંભળી પિંગળક બોલ્યો કે—દમનક, સંજીવક મારા પ્રત્યે દ્રોહ બુદ્ધિ રાખે છે તે બાબત તારી પાસે શી ખાતરી છે? દમનક બોલ્યો—મહારાજ, આવતી કાલે સવારે તેણે તમને મારવાનો નિશ્ચય કર્યો છે એવું તેણે મને ખાત્રીપૂર્વક કહ્યું છે માટે જે તમને યોગ્ય લાગે તે કરશો.

આ પ્રમાણે પિંગળકને કહી દમનક સંજીવકને ઘેર ગયો. દમનક આવેલો જોઇ સંજીવક વિનયપૂર્વક બોલ્યો—મિત્ર! ભલે આવ્યો, તું ઘણે દહાડે દેખાયો. કુશળ તો છે કે? તું આજ ઘણે દહાડે મારે ઘેર આવ્યો માટે કોઇને પણ ન આપવા યોગ્ય કઇ વસ્તુ તને આપું તે કહે કા-રણ જેને ઘેર સગાવાહલાં, અને સ્નેહિ આવે છે તે આ પૃથ્વિપર ભાગ્યશાળી ગણાય છે. દમનક બોલ્યો, અમારા સેવકોનું કુશળ શું પૂછવું?

**संपत्तयः परायत्ताः सदा चित्तमनिर्वृतम् ।**
**स्वजीवितेऽप्य विश्वास स्तेषां ये राजसेवकाः ॥**

જે રાજાના સેવક છે તેમની સંપત્તિ પરાધીન છે, તેમનું અંતઃકરણ સદા અસ્વસ્થ રહે છે. તેઓને પોતાના પ્રાણનો પણ વિશ્વાસ હોતો નથી. અર્થાત મરીશું કે જીવીશું એમ ચિંતા કર્યા કરે છે. સેવકો ધનની આશાથી પોતાની સ્વતંત્રતા પણ ખોઇ બેઠા છે. સંસારમાં જન્મ લેવો એજ પ્રથમ તો મહા દુઃખકારક છે તેમાં વળી દરિદ્રતા વધારે દુઃખ આપનાર છે અને તેમાં વળી સેવાની આજીવિકા વધારે દુઃખકારક છે. સારાંશ સંસારમાં દુઃખજ છે. દરિદ્ર, વ્યાધિગ્રસ્ત, મૂર્ખ, પ્રવાસ કરનારો તથા નિત્ય સેવાની આજીવિકાવાળો આ જગતમાં જીવતો છતાં પણ મરણ પામ્યા તુલ્ય છે. આ જગતમાં સેવકને ઘણું દુઃખ હોય છે. તે જાગૃત છતાં પણ નિંદ્રાવશ જેવો જણાય છે. તે નિઃશંક રીતે બોલી પણ શકતો નથી. તે સુખથી ભોજન પણ કરી શકતો નથી. લોકો કહે છે કે સેવા એ શ્વાનવૃત્તિ છે તે યથાર્થજ છે. કુતરો પણ સ્વતંત્રતાથી ફરે છે પરંતુ સેવક તો ધણીની આજ્ઞા વગર હાલી ચાલી શકતો પણ નથી. પૃથ્વિપર સુવું, બ્રહ્મચર્ય પાળવું, શરીરની દુર્બળતા અને હલકું ભોજન કરવું એ સર્વ સેવક અને બ્રહ્મચારીને સમાન છે. સારાંશ અમારો સેવકનો ધર્મ બહુ કષ્ટ આપનાર છે. અમારી કુશળતા માટે આપ શું પૂછોછો? સેવકને કુશળતા ક્યાંથી હોય?

સંજીવક બોલ્યો—દમનક ત્યારે હવે તું શું કહેવા ઇચ્છે છે! પ્રતિ ઉત્તર વાળતાં દમનક બોલ્યો કે રાજા અને પ્રધાન વચ્ચે થએલી વાત ઉઘાડી પાડવી નહી! કારણ જે પ્રધાન પોતાના રાજાની વાત ઉઘાડી પાડે છે તે રાજાના કાર્યનો નાશ કરે છે એટલું જ નહીં પણ પોતે નરક પ્રાપ્ત કરે છે. આટલું ઘોર પાતક માથે ગ્રહણ કરી તારા સ્નેહને આધિન થઇ તને રાજાની ગુપ્ત કહું છું. પિંગળકની બુદ્ધિમાં હવે ભ્રમ થયો છે. તેણે મને કહ્યું છે કે હું હવે સંજીવકને મારી નાંખી તેના માંસથી બીજા પશુ પક્ષીઓને તૃપ્ત કરીશ. કારણ સંજીવક ખડ ખાનાર છે તેને મારે સ્વાભાવિકજ વૈર હોય છે. શત્રુનો જેમ બને તેમ જલદી નાશ કરવો જોઇએ. કારણ કહ્યું છે કે છેવટે દીકરી પરણાવીને પણ કંઈ ઉપાય ન ચાલે તો શત્રુનો નાશ કરવો. આ સાંભળી સંજીવકને મુર્છા આવી અને વૈરાગ્ય ઉત્પન્ન થયો. તે બોલ્યો કે મિત્ર, સ્ત્રીઓ ઘણું કરીને દુર્જનનો સંગ કરે છે, રાજા ઘણું કરીને સ્નેહ વિનાનો હોય છે, દ્રવ્ય ઘણું કરીને કૃપણ પાસે જાય છે. જે

અલ્પબુદ્ધિવાળો પોતાના મનમાં ગર્વ રાખે છે કે હું રાજાને પ્રિય છું, માનીતો છું તે ખરેખર શીંગડા વગરનો બળદ છે. મનુષ્યે ભીક્ષા માગવી, માંદા પડવું, વનમાં ભટકવું તે સારૂં પરંતુ રાજ્યાધિકારથી સંપત્તિ મેળવવી તે સારૂં નથી. તેની સાથે મિત્રતા કરવાથી હવે મને પસ્તાવો થાય છે. ધન અને કુળ સરખા ન હોય તે મિત્રતા માટે અયોગ્ય છે. મૃગો મૃગો સાથે, બળદ બળદ સાથે, ઘોડા ઘોડા સાથે, મુર્ખ મુર્ખ સાથે જ મિત્રતા કરે છે. સરખા સ્વભાવને ગુણ હોય ત્યાંજ પ્રેમ બંધાય છે. રાજાના સેવકો રાજાપર ભક્તિ રાખતા હોય, પરકાર્ય કરતા હોય, કુશળ હોય, દ્રોહ વિનાના હોય, તોપણ તેને ઠપકો તો મળે છે. રાજાઓનું મન અનેક ભાવોથી ભરેલું હોય છે તેથી પરમ ગહન એવો જે સેવા ધર્મ તે યોગિયો પણ જાણી શકતા નથી. મારા સાંભળવામાં આવ્યું છે કે પિંગળકની પાસે રહેનારાઓથી રાજાની મારાપરની કૃપા સહન થતી નથી તેથી તેઓએ પિંગળકને કોપાવ્યો છે. એમ પણ બને છે કે પોતાની પાસે કોઇ ગુણવાન હોય તો તેના ગુણોને લીધે બીજાના ગુણો ઢંકાઈ જાય છે.

આ સાંભળી દમનક બોલ્યો—ઓ મિત્ર, તેમ હોય તો તને ભય નથી. દુર્જનોએ જો તેને કોપાવ્યો હશે તો તારા કહેવાપરથી પાછો પ્રસન્ન થશે. સંજીવક બોલ્યો—દુષ્ટ જનો નાના હોય તો પણ તેમની પાસે રહી શકાતું નથી. તેઓ તો નાશજ કરાવે છે. કહ્યું છે કે—

**बहवः पण्डिताः क्षुद्राः सर्वे मायोपजीविनः ।**
**कुर्युः कृत्यमकृत्यं वा उष्ट्रे काकादयो यथा ॥**

કપટથી આજીવિકા કરનારા કાગડા વગેરે ક્ષુદ્ર પંડિતોએ જેમ ઉંટની બાબતમાં અકાર્ય કર્યું હતું તેમજ દુષ્ટ જનો અકાર્ય કરે છે.

દમનક બોલ્યો—તે કથા કેવા પ્રકારની છે તે કહો.

સંજીવક બોલ્યો—મિત્ર, સાંભળ.

——:*:——

## વારતા ૧૧ મી.

### કપટથી ઉંટનું મરણ.

મદોત્કટ નામનો એક સિંહ એક વનમાં રહેતો હતો. તેની સાથે દીપડો, કાગડો, શિયાળ વગેરે નોકરો રહેતા હતા. એક સમયે એક ઉંટ રસ્તો ભુલી તે વનમાં ગયો. ઉંટને જોઇ સિંહ બોલ્યો કે, અરે આ તે કેવું પ્રાણી છે? ઉત્તર આપતાં કાગડાએ વિનયપૂર્વક કહ્યું, મહારાજ તે ગામડાનું પ્રાણી છે. તેને ઉંટ કહે છે. આ તો તમારૂં ભક્ષ

છે માટે તેને મારી નાખો. આ સાંભળી સિંહ બોલ્યો અરે મૂર્ખ તું આ શું વદે છે? હું મારે ઘેર આવેલા પરોણાને મારતો નથી. કહ્યું છે કે—

**गृहे शत्रुमपि प्राप्तं विश्वस्तम कुतो भयम् ।**
**यो हन्यात्तस्य पापं स्याच्छतब्राह्मण घातजम् ॥**

જો શત્રુ પણ વિશ્વાસ રાખી આપણે ઘેર આવે તો તેનો જે નાશ કરે છે તેને સો બ્રહ્મહત્યાનું પાપ લાગે છે.

માટે તું એકદમ તેની પાસે જા અને તેને અભય વચન આપી મારી પાસે લેઇ આવ. કાગડો વગેરે સિંહની આજ્ઞા પ્રમાણે ઉંટ પાસે ગયા ને તેને સિંહ આગળ લેઇ આવ્યા. સિંહે તેનું વૃતાંત પૂછી વનમાં સુખથી આનંદ સાથે રહેવા કહ્યું. ઉંટ તે દિવસથી વનમાં યથેચ્છ આહાર કરી આનંદ સાથે રહેવા લાગ્યો. એક દિવસે સિંહનું એક મોટા હાથી સાથે યુદ્ધ થયું. તે યુદ્ધમાં સિંહ ઘણો ઘાયલ થયો. સિંહ અશક્ત થવાથી હાલી ચાલી શકતો પણ નહીં. સિંહની આ દશા જોઇને સર્વ પશુઓ ઘણા દુઃખી થયા. એક દિવસે સિંહે તેઓને કહ્યું. ઓ અનુચરો, તમે કોઈ ઠેકાણે કોઇ પ્રાણીની શોધ કરો એટલે તેને મારીને તમારૂ ભોજન તૈયાર કરૂં. આ સાંભળી કાગડો ને શિયાળ ઘણે દૂર ભટકી આવ્યા પણ કોઇ પ્રાણી હાથ આવ્યું નહીં. તેથી તે બન્નેએ વિચાર કર્યો કે આ કથનક નામનો ઉંટ છે તેનેજ મારી નાંખવા માહારાજને કહીએ. આ પ્રમાણે વિચાર કરી તેઓ સિંહ પાસે ગયા અને બોલ્યા—માહારાજ, આખુ વન ફરી વળ્યા પણ કોઇ પ્રાણી જડી આવતું નથી. માટે આપની આજ્ઞા હોય તો પેલા કથનક ઉંટને મારીને ભોજન કરીએ. આ સાંભળી સિંહ ક્રોધથી બોલ્યો—અરે પાપી, તને ધિક્કાર છે! જેને મેં અભયદાન આપ્યું છે તેનો નાશ શી રીતે કરૂં? ગાયદાન, અન્નદાન, પૃથ્વિદાન, વગેરે સર્વે દાનોમાં અભયદાન મુખ્ય છે માટે હું કથનકને કોઇ દિવસ મારનાર નથી. આ સાંભળીને શિયાળ બોલ્યો—માહારાજ, અભયદાન આપી મારવો એ દોષ છે પણ જો કોઇ સેવક ભક્તિથી પોતે મરવા તૈયાર થાય તો તેમાં તમને દોષ નથી. આપ અશક્ત થઇ ગયા છો આવી વખતે અમારા પ્રાણ ધણીના ઉપયોગમાં આવે નહીં તો પછી તે શા કામના? વળી મહારાજાનું કંઇ પણ અનિષ્ટ થાય તો અમો પાછળથી અગ્નિ પ્રવેશ કરશું. જે પુરૂષ જે કુળમાં મુખ્ય હોય તેનું સર્વ પ્રયત્નોથી રક્ષણ કરવું યોગ્ય છે. મુખ્ય પુરૂષના નાશથી સર્વસ્વ નાશ થાય છે. આ સાંભળી મદોત્કટ બોલ્યો—જો એમ હોય તો જેમ તમને ગમે તેમ કરો. સિંહનું વચન સાંભળીને શિયાળ પોતાના મિત્રો પાસે ગયો અને બોલ્યો કે—

માહારાજાની અવસ્થા ઘણી ભયંકર છે. કદાચ કંઇ વિપરિત થાય તો તેમના વિના આ વનમાં આપણું કોણ રક્ષણ કરશે! માટે આ વખતે તેમને આપણા શરીરનું દાન કરી તેમની કૃપાના અનૃણી થઇએ. કહ્યું છે કે જે સેવકના જીવતા છતા તેનો ધણી દુઃખ પામે છે તે સેવક નર્કમાં પડે છે.: આ પ્રમાણે સાંભળી સર્વ પશુઓ રડી પડયાં ને માહારાજ પાસે ગયાં. તેમને જોઇ સિંહ બોલ્યો—અરે સેવકો, તમે કોઇ જનાવર મેળવ્યું કે નહીં! આ સાંભળી વચ્ચેથી કાગડો બોલી ઉઠયો કે—મહારાજ આખા વનમાં રખડયા પણ કોઇ જનાવરનો પત્તો ખાતો નથી માટે આજે મારૂં ભક્ષણ કરીને આપના પ્રાણનું પોષણ કરો. જે સેવક ધણીને માટે પ્રાણ ત્યાગ કરે છે તે પરંપદને પામે છે. કાગડાનું બોલવું સાંભળી શિયાળે કહ્યું. કાગડાનું માંસ અને શ્વાનનું માંસ ઉચ્છિષ્ટ ને ખોટું હોય છે. તથાપિ ધણીની ભક્તિ માટે તું મરવા તૈયાર થયો તેથી તું પરંપદને પામ્યો છું હવે તું દુર જા. માહારાજ, આજે મારૂં ભક્ષણ કરીને આપના પ્રાણનું રક્ષણ કરો. આ પ્રમાણે કાગડાની શિખવણીથી સર્વ પશુઓ ડાહી ડાહી વાતો કહી મારૂ ભક્ષણ કરો, મને મારો એમ કહેવા લાગ્યાં. આ સાંભળી કથનક ઉંટે મનમાં વિચાર કર્યો કે સર્વએ પોતાનો દેહ ભક્ષણ કરવા વિનંતી કરી પણ મહારાજાએ કોઇને પણ માર્યો નહીં તેમ મારતા નથી. માટે મારે પણ ઉપર ઉપરથી વિવેક કરવો જોઇએ. એમ ધારી તે પણ બોલ્યો કે અરે તમે સર્વ અહીંથી દૂર જાઓ. જે ઉત્તમ સેવક પોતાના ધણીને માટે પ્રાણ અર્પણ કરે છે ને પછી તે જે ગતિ પામે છે તેવી ગતિ યજ્ઞ કરનાર ને યોગિ પણ પામતા નથી. મારી કાયા મોટી છે એટલે મારૂં ભક્ષણ કરવાથી આપને તેમ આપના સેવક વર્ગને સંતોષ થશે.

કથનકે આવી રીતે કહ્યું એટલે તરતજ શિયાળ વગેરેએ ઉંટનું પેટ ચીરી તેને મારી નાંખ્યો અને સર્વ તેને ખાઇ ગયા.

માટે ભાઇ હું ધારૂં છું કે રાજાનો પરિવાર પણ ક્ષુદ્ર છે. રાજાનું કારભારી મંડળ ક્ષુદ્ર હોય તો રાજા પ્રજાને રંજન કરી શકતો નથી અને તે ગીધ પક્ષીથી વિંટાયલા હંસની પેઠે વર્ત્તે છે. કદાપિ રાજા ગીધ પક્ષી જેવો હોય ને તેના સેવકો હંસ પક્ષી જેવા હોય તો તે રાજાની સેવા કરવી. રાજાના સભાસદોપર આ સર્વ અવલંબી રહે છે. માટે અવસ્ય કોઇ દુષ્ટે તેને મારાપર કોપાવ્યો છે તેથી તે મને મારવા તૈયાર થયો છે. જેના કાન કાચા છે તે મૂર્ખ માણસ જગત્માં શું કરતો નથી? તે સાધુ થઇ મનુષ્યની ખોપરી વડે મદિરાનું પાન કરે છે. સર્પને લાકડી મારનારાઓ પૈકી તે એકનેજ દાઢથી કરી તેનો નાશ

કરે છે. પણ ચાડીયો તો એકના કાનનો સ્પર્શ કરી ઘણાનો નાશ કરાવે છે. અરે, દુષ્ટ મનુષ્ય રૂપી સાપ તો એકના કાનનો સ્પર્શ કરે અને મરે બીજો. મિત્ર, આવી વાત બની છે માટે હવે મારે શું કરવું તે તુંજ કહે. દમનક બોલ્યો—હવે તારે પરદેશમાં જવું યોગ્ય છે. પરંતુ આવા દુષ્ટ પ્રાણીની ચાકરી કરવી યોગ્ય નથી. ગુરૂ હોય તો પણ જો તે અભિમાની હોય, કાર્ય અકાર્ય, સમજતો ન હોય, આડે માર્ગે ચાલતો હોય તો તેનો પણ ત્યાગ કરવો.

આ સાંભળી સંજીવક બોલ્યો–એ વાત તો ઠીક છે. પણ ધણી કોપાયમાન થયો હોય ત્યારે અન્ય ઠેકાણે જવાય નહીં. કારણ ત્યાં તેને સુખ મળતું નથી. જે મનુષ્ય મોટા લોકોનો અપરાધ કરી દૂર રહે છે તેમણે દુર છું એમ માનવું નહીં. કેમકે બુદ્ધિશાળીના હાથ લાંબા હોય છે. તેને મારવાથી તે પોતાના બાહુઓ વડે પોતાનો નાશ કરે છે. માટે હવે યુદ્ધ વિના મારે માટે બીજો ઉપાય નથી. ધીર અને સારા સ્વભાવવાળા માણસો યુદ્ધમાં પ્રાણ તજી સ્વર્ગમાં જે સ્થળે જાય છે ત્યાં તીર્થ યાત્રા અને તપ કરનાર પણ જતા નથી. શૂરવીરો લડતાં લડતાં મરી જાય તો સ્વર્ગમાં ઉત્તમ સુખ ભોગવે છે. માટે મારો તો યુદ્ધ કરવાનો વિચાર છે.

તે સાંભળી દમનક મનમાં વિચાર કરવા લાગ્યો કે આ દુરાત્માએ તો યુદ્ધનો નિશ્ચય કર્યો. કદાચ તે તેના તીક્ષ્ણ શીંગડાથી મહારાજાને મારશે તો મોટો અનર્થ થશે. માટે આને ફરી ફરી સમજાવી પરદેશમાં જાય તેમ કરૂં. આ પ્રમાણે વિચાર કરી તે બોલ્યો–મિત્ર, તેં કહ્યું તે સત્ય છે. પરંતુ ધણીને ચાકર વચ્ચે લડાઇ શી? બળવાન શત્રુને જોઇને નિર્બળે છુપાઇ જવું અને સામર્થ્યવાને શત્રુને જોઇને પ્રગટ થવું જોઇએ. તેમ વળી શત્રુનું જોર જાણ્યાવગર તેની સાથે વેર બાંધવાથી, ટીટોડાથી જેમ સમુદ્ર હારી ગયો તેમ હારી જવાય છે.

સંજીવક બોલ્યો–મિત્ર, તે કથા કેવા પ્રકારની છે? દમનક બોલ્યો.

## વારતા ૧૨ મી.

### નિર્બળ અને બળવાન વચ્ચેના યુદ્ધમાં બળવાનની હાર.

સમુદ્રના એક કિનારાપર એક ટીટોડાનું જોડું વસતું હતું એક સમયે ટીટોડી ગર્ભવંતી થઇ ત્યારે તેણે ટીટોડાને કહ્યું કે વાહાલા, મારે ઇંડા મૂકવાનો સમય હવે નજીક આવ્યો છે. માટે કોઇ સારી જગા શોધી કાઢો. ટીટોડો બોલ્યો, પ્રિયા, આ સમુદ્ર કિનારો રમણિય છે માટે તારે અ-

હીંજ ઈંડાં મૂકવાં. આ સાંભળી ટીટોડીએ જવાબ આપ્યો કે પૂનમને દિવસે અહીં સમુદ્રની ભરતી ચઢે છે તે સમયે મારાં ઈંડા સમુદ્રનું પાણી ખેંચી જશે. ટીટોડીનું આ વાક્ય સાંભળી ટીટોડાએ જવાબ આપ્યો કે, પ્રિયા, તું ફીકર કર નહીં. તું વિશ્વાસ રાખીને રહે. સમુદ્રના શા ભાર છે કે તે આપણા ઇંડા ખેંચી જશે. તેનો મારી આગળ કંઇજ હિસાબ નથી. જે પુરૂષ હાર ખાઇને પોતાના સ્થળનો ત્યાગ કરે છે તેવા પુત્રથી માતા પુત્રવાળી ગણાય નહીં પણ તે વાંઝણી ગણાય છે.

ટીટોડાનું આ ગર્વિષ્ટ ભાષણ સાંભળી સમુદ્ર વિચારમાં પડયો કે ઓહોહો ! આ અધમ પક્ષી કેવો અભિમાની છે. આકાશ તૂટી પડવાના ભયથી તે પોતાના પગ આકાશ તરફ કરીને બેસે છે ! જગતમાં કોને ગર્વ ઉત્પન્ન થતો નથી ? આ નાનકડું ટીટોડું મને શું કરશે ? તેની ગમંત જોવા તેના ઇંડા ખેંચી જાઉં. પછી જોઈશ કે તે મને શું કરેછે ? સમય પૂરો થયા પછી ટીટોડીએ ઇંડા મૂકયાં તે સમુદ્ર ઘસડી ગયો. ઇંડાં ઘસડાઇ ગએલા જોઇ ટીટોડીએ ઘણો વિલાપ કર્યો અને ટીટોડાને કહ્યું કે મેં તેમને કહ્યું હતું તેમજ થયું. તમોએ એકાંત સ્થળ શોધ્યું નહીં તેથી સમુદ્ર ઇંડાં ઘસડી ગયો. તમે મૂર્ખપણાથી અભીમાન રાખી કહેવું માન્યું નહીં. કહ્યું છે કે—

**सुहृदां हितकामानां न करोतीह योवचः ।**
**स कूर्म इव दुर्बुद्धिः काष्ठाद्भ्रष्टो विनश्यति ॥**

જે માણસ પોતાનું કલ્યાણ ઇચ્છનાર સંબંધિયોનું કહેવું માનતો નથી તે દુષ્ટ બુદ્ધિવાળો કહેવાય છે અને લાકડામાંથી નાશી જનાર કાચબાની પેઠે નાશ પામે છે.

ટીટોડાએ પૂછયું તે વાત કેવી છે ? ટીટોડી કહે સાંભળો—

## વારતા ૧૩ મી.

### કંબુગ્રીવ અને તેના મિત્રો.

એક સરોવરમાં એક કંબુગ્રીવ નામનો કાચબો રહેતો હતો સંકટ અને વિકટ નામના તેના બેપરમ સ્નેહિ હતા. તે રોજ સરોવરની પાળપર આવીને બેસતા અને અનેક પ્રકારની કથાઓ કહી સાયંકાળે પાછા ચાલ્યા જતા. એક સમયે વરસાદ ન પડવાથી સરોવરનું પાણી સુકાઇ ગયું તે જોઇ સંકટ અને વિકટ બોલ્યા કે મિત્ર આ સરોવરનું પાણી સુકાઇ ગયું છે હવે તું અહીં શી રીતે રહીશ

એ વાતની અમને રાત્ર દિવસ ચિંતા થયા કરે છે! કાચબો બોલ્યો કે તે વાત ખરી છે હવે તેને માટે કંઇ ઉપાય છે? સંકટ સમયે ધૈર્ય છોડવું નહીં. ધૈર્યથી દુઃખનો નાશ થાય છે. વળી મનુ કહે છે કે બુદ્ધિશાળી માણુસો સંકટ વખતે સદા સર્વદા પોતાના મિત્રો માટે પ્રયત્ન કરે છે માટે તમે એક પાણીવાળું સરોવર શોધી કાઢો ને એક લાકડું લાવો. તે લાકડાને હું વચ્ચેથી મારા દાંત વડે પકડી રાખીશ એટલે તમારે બન્નેએ લાકડીનો એક એક છેડો ચાંચવતી પકડી આકાશમાં ઉડી મને સરોવરપર લેઇ જવો. બન્ને મિત્રો એક સરોવર શોધી કાઢી એક લાકડું લેઇ આવ્યા. કાચબાને દાંતવડે લાકડું પકડવા કહ્યું ને બન્નેએ બે છેડા ચાંચવતી પકડયા. પછી કાચબાને કહ્યું કે સરોવર આવતા સુધી તારે મૂંગા રહેવું બોલવું નહીં.

આ પ્રમાણે કહી લાકડું ચાંચવડે પકડી બન્ને આકાશ તરફ ઉડયા. આકાશમાં ચઢતા કાચબાએ નીચે એક નગર જોયું. નગરના લોકો તે જોઇને બોલવા લાગ્યા કે ઓહોહો, જુઓ તો આશું? બે પક્ષીઓ કંઇ ગોળાકાર ચીજ લઈ જાય છે. નગરવાસીઓનો બુમાટો સાંભળી, તમે આ બુમાટો શા માટે કરો છો એમ બોલવાની ઇચ્છાથી કાચબાએ અડધું મોં ઉઘાડું કર્યું કે ધબ લઇને નીચે પડયો ને મરણ પામ્યો. માટે બીજાના હિત વચનો તરપ પૂર્ણ લક્ષ આપવું. તેમજ વળી કહ્યું છે કે,

अनागत विधाता च प्रत्युत्पन्न मतिस्तथा ।
द्वावेतौ सुख मेधेते यद्भविष्यो विनश्यति ॥

વિપત્તિ આવ્યા પહેલાં તેનો ઉપાય કરનાર અને વિપત્તિ સમયે તેનો ઉપાય કરનાર સુખ ભોગવે છે. ભવિષ્યપર આધાર રાખનાર વિનાશ પામે છે.

ટીટોડે પૂછ્યું એ કથા કેવા પ્રકારની છે તે કહે.

---

## વારતા ૧૪ મી.

### માંછલાં અને પારધીઓ.

કોઇ એક મહા નદીમાં અનાગત વિધાતા, પ્રત્યુત્પન્ન મતિ, અને યદ્દ્ ભવિષ્ય નામના ત્રણ માંછલાં રહેતાં હતાં. તે રસ્તેથી કેટલાક પારધીઓ જતા હતા તેઓ નદી તરફ જોઇ બોલ્યા, અરે, જુઓ તો ખરા, આ નદીમાં ઘણાં માંછલાં છે. આજ તો સાયંકાળ થઈ ગયો છે માટે હવે આવતી કાલે અહીં આવી માંછલાં પકડવાં. પારધીઓના ગયા

પછી અનાગત વિધાતાએ સર્વ માંછલાંઓને કહ્યું કે પેલા પારધીઓએ શું કહ્યું તે તમે સાંભળ્યું કે? આવતી કાલે સવારે તેઓ અહીં આવી આપણને પકડશે માટે આજ રાત્રે આપણે કોઇ પાસેના સરોવરમાં ચાલ્યા જઇએ કારણ કહ્યું છે કે

अशक्तै र्बलिनाशत्रोः कर्त्तव्यं प्रपलायनम् ।
संश्रितव्योऽथवा दुर्गोनान्या तेषां गतिर्भवेत् ॥

અશક્ત મનુષ્યે બળવાન શત્રુ પાસેથી નાસી જવું અથવા તો કીલ્લામાં રહેવું. આ વીના બીજો રસ્તો નથી માટે આપણે પણ અહીં એક ક્ષણવાર પણ રહેવું નહીં. તે સાંભળીને પ્રત્યુત્પન્ન મતિએ કહ્યું મીત્ર તમારૂં કહેવું યથાર્થ છે. આપણે અન્ય સ્થળે જવું જોઇએ. કહ્યું છે કે પરદેશ જવાના ભયથી ડરનાર, અતિ કપટવાળો, નપુસક, કાગડો, હલકા લોકો અને મૃગો પોતાના દેશમાં મરણ પામે છે કારણ તેઓ પરદેશ ખેડતા નથી. આ કુવો અમારા વડીલોનો છે એમ માની જે ખારૂં પાણી પીએ છે તેને બાયલા પુરૂષ જાણવા. આ સાંભળી યદ્ભવિષ્ય મોટેથી હસીને બોલ્યો કે પારધીઓના કહેવાથી આપણું સ્થાનક તજી દેવું એ આપણું આયુષ્ય નાશ કરવા જેવું છે. જ્યાં જઇશું ત્યાં મોત તો છે જ કારણ જેનું રક્ષણ દૈવ કરે છે તેને કોઇના રક્ષણની જરૂર નથી જેનું રક્ષણ દૈવ કરતું નથી તેનું રક્ષણ કોઇથી થતું નથી. અનાથને વનમાં મુકીએ તોપણ દૈવના રક્ષણથી તે બચે છે અને ઘરમાં કાળજી રાખી ઉછેરીએ પણ દૈવથી નાશ થવાનો હોય તો તે મરી જાય છે માટે હું બીજે જઇશ નહીં તમે ગમે તે કરો.

બીજે દીવસે સવારે પારધીઓએ આવીને તળાવમાં જાળ નાંખી યદ્ ભવીષ્યની સાથે સર્વ માંછલાંને પકડી લીધાં. અનાગન વીધાતા અને પ્રત્યુત્પનમતિ બંન્ને ચાલ્યા જવાથી બચી ગયા માટે જે સંકટ સમયે પ્રયત્ન કરે છે તે બચે છે.

એ સાંભળી ટીટોડો બોલ્યો પ્રીયા તું શું મને યદ્ભવીષ્ય જેવો સમજે છે હું હમણાં આ દુષ્ટ સમુદ્રને શોષી જાઉં છું. ટીટોડી બોલી તમે સમુદ્ર સાથે શી રીતે લઢશો? અશક્ત પુરૂષનો કોપ પોતાને જ હાનીકર્તા થઇ પડે છે. પેટ ઉકળતું હોય ત્યારે પડખાંઓનેજ બાળે છે. ઉત્સાહી માણુસ બીજાની શક્તિ જાણ્યા સીવાય ચઢાઇ કરે છે તે અગ્નિમાં પડેલા પતંગીયાની પેઠે નાશ પામે છે. આ સાંભળી ટીટોડો બોલ્યો, વ્હાલી! અઘટીત બોલીશ નહીં. ઉત્સાહવાળો માણુસ મોટાનો પણ પરાજય કરે છે. જે માણુસ અસહનશીલ છે તે પરીપૂર્ણ શત્રુ

સામે થાય છે. ચંદ્રમા પરીપૂર્ણ છે ત્યારે હજી સુધી રાહુ પણ તેની સાથે લડે છે. મદોન્મત્ત હાથી વધારે મોટા હોય છે તેમના ગંડ-સ્થળમાંથી મદ ઝરે છે તેના મસ્તક ઉપર પણ સીંહ ચઢે છે. સૂર્ય નાનો છે તોપણ તેના કીરણો મહાન્ પર્વતો પર પડે છે. જેઓ જન્મથી તેજસ્વી છે તેઓની અવસ્થા ઉપર કયાં આધાર રાખવામાં આવે છે? માટે મારી ચાંચવતી સમુદ્રનું પાણી ચુસી તેને સુકો કરીશ. આ સાંભળી ટીટોડી બોલી અરે, પ્રિયતમ જ્યાં ગંગા જેવી મહાન અઢાર સો નદીઓ પ્રવેશ કરે છે. એવા મહાનસાગરને તમે કેવી રીતે ચુસી લેશો! ટીટોડો બોલ્યો, કલ્યાણી! ઉત્સાહના મુળમાં લક્ષ્મી વાસ કરે છે. મારી ચાંચ લોઢાના જેવી છે ને રાત્ર દીવસો લાંબા છે માટે શું સમુદ્ર સુકો નહીં કરી શકાય? જ્યાં પુરૂષાર્થ નથી ત્યાં સંપત્તિ નથી. સૂર્યતુલામાં આરૂઢ થાય છે ત્યારેજ મેઘ મંડળનો પરાજય કરે છે. ટીટોડી બોલી, જો તમારે સમુદ્રના દુશ્મન થવું હોય તો બીજા પક્ષીઓ અને સગા વહાલાની મદદ લો. ઘણી નીર્બળ વસ્તુઓ એક જથામાં હોયતો તેપણ અજીંક્ય થાય છે. તણખલાની દોરી બને છે અને તે દોરીથી હાથી બંધાય છે. કહ્યું છે કે

> चटका काष्ट कूटेन मक्षिकादुर्दुरैस्तथा ।
> महाजन विरोधेन कुञ्जरः प्रलयंतगः ॥

ચકલી, કાષ્ટકુટ, માંખી, દેડકો વીગેરે ઘણા જનની સાથે દુશ્મનાવટ કરવાથી હાથી મરણ પામ્યો હતો. ટીટોડાએ કહ્યું એ કથા કેવી છે? તે કહે.

## વારતા ૧૫ મી.

### ઝાઝી કીડીઓ સાપને હણે.

એક વનમાં એક વૃક્ષપર એક ચકલાનું જોડું રહેતું હતું કેટલાક દીવસ પછી તેને બચ્ચાં ઉતર્યાં. એક સમયે એક ગાંડો હાથી ગાભરો થઇને તે ઝાડ નીચે આવ્યો. તેણે અભીમાનથી ચકલાના માળાવાળી ડાળી ખેંચીને ભાગી નાંખી તેથી સર્વ ઇંડાઓ નીચે પડી ગયાં. ચકલી જીવતી રહી તે બચ્ચાંઓના દુઃખને લીધે રડવા લાગી. તે સમયે એક વૃષ્ટિ કૂટ નામનું પક્ષી તેની પાસે આવ્યું અને કહેવા લાગ્યું કે હવે, નાહક વીલાપ કરવાથી શો લાભ છે? કારણ ખોવાઇ ગયેલાનો, મરણ પામેલાનો, અને વીતી ગયેલી વાતનો વીદ્વાનો શોક કરતા નથી પંડીત અને મૂર્ખ વચ્ચે આજ તફાવત છે દુનીયામાં પ્રાણીઓ શોક ક-

રવા યોગ્ય નથી. જે મૂઢ શોક કરે છે તે દુઃખ પામે છે સગાવહાલાઓ મરણ પામેલાની પાછળ આંસુ પાડે છે તે મૃત પ્રાણી પરવશ થઇને ખાય છે માટે મરી ગયેલાની પાછળ રડવું નહીં. પણ યત્નથી ઉત્તર ક્રિયાઓ કરવી. ચકલી બોલી, અરે! પણ તે દુષ્ટ હાથીએ મારાં બચ્ચાંનો નાશ કર્યો છે માટે જો તું મીત્ર હોય તો તે હાથીને મારવાનો ઉપાય શોધી કાઢ. જે માણસ સંકટમાં ઉપકાર કરે છે. તે સુજ્ઞ ગણાય છે. કાષ્ટકુટ બોલ્યું બાઇ ખરી વાત છે. દુઃખની વખતે ભાગ લે તેનેજ સગો અથવા મીત્ર જાણવો. જે પુત્ર માતાપીતાની ભક્તિ કરે તેનેજ પુત્ર જાણવો. જે ચાકર કાર્ય કરે તેનેજ ચાકર જાણવો. માટે મારી બુદ્ધિનો પ્રભાવ જો મારે પણ એક માંખી મીત્ર છે. તેની મદદે દુષ્ટ હાથીનો નાશ કરીશ. પછી તે કાષ્ટકુટ ચકલીની સાથે માંખી પાસે ગયું અને તેને સર્વ વૃત્તાંત કહ્યો. તે સાંભળી માંખી બોલી અરે, ભાઇ એ બાબતમાં તમારે શું કહેવું પડે?

**पुनः प्रत्युपकाराय मित्राणां क्रियते प्रियम् ।**
**यत्पुन र्मित्र मित्रस्य कार्यं मित्रै र्न किंकृतम् ॥**

લોકો મિત્રના ઉપકારનો બદલો વાળવા તેનું કલ્યાણ કરે છે. પણ જગત્માં મિત્રે મિત્રના મિત્રનું પણ શું હિત કર્યું નથી! એ વાત ખરી છે માટે ચાલો આપણે મારો મેઘનાદનામનો એક દેડકો મિત્ર છે તેની પાસે જઇએ. કારણ કલ્યાણ ઇચ્છનારા, સારા વર્ત્તનવાળા, શાસ્ત્રજ્ઞ અને બુદ્ધિશાળી જે ઉપાયો શોધી કાઢે છે તે કોઇ દિવસ બેમતવાળા થતા નથી. પછી ત્રણે જણ મેઘનાદ પાસે ગયા અને સર્વ હકિકત કહી એ સાંભળી દેડકો બોલ્યો જ્યારે ઘણા જણ એકઠા થાય ત્યારે બીચારો હાથી તેનો હીસાબ શો. તમારે મારા કહેવા પ્રમાણે કરવું. અરે, માંખી તારે મધ્યાન્હ વખતે મદોન્મત્ત હાથીના કાનમાં વીણાના જેવો ગણગણાટ કરવો જેથી હાથી આનંદથી આંખો મીચી જશે તે પછી કાષ્ટ કુટે તેની બંન્ને આંખો ફોડી નાંખવી પછી તે આંધળો થશે અને આકળો થઇ પાણી પીવા આવશે એટલે એક ખાડાના તીર ઉપર બેસી હું મારા પરિવાર સાથે ડરા ડરા શબ્દો કરીશ એટલે તે જળાશય સમજી ખાડામાં પડીને મરણ પામશે માટે તમારે સર્વેએ આ પ્રમાણે કરવું આખરે દેડકાની યુક્તિ પ્રમાણે કરવાથી હાથી મરણ પામ્યો. સારાંશ ઝાઝી કીડીઓ સાપને તાણે છે. ટીટોડો બોલ્યો ભલે તેમ કરીએ. પોતાની સ્ત્રી સાથે વાતચીત કરીને તે પોતાનો મીત્ર વર્ગ બગલા, સારસ, મોર વીગેરે પાસે ગયો અને સર્વને પોતાના દુઃખની વાત કહી પોતાનો નીશ્ચય જણાવ્યો. તે સાંભળી સર્વ

પક્ષીઓ બોલ્યા કે આપણે સમુદ્ર શોષવાને અસમર્થ છીએ માટે આપણા સ્વામી રાજા ગરૂડ છે તેની પાસે જઇએ અને તેને આપણું દુઃખ કહીએ કારણ મનુષ્ય પોતાના મિત્રની આગળ, ગુણવાન સેવકની આગળ, અનુકુળ સ્ત્રીની આગળ, અને સમર્થ શેઠની આગળ દુઃખ નીવારણ કરી સુખી થાય છે. આમ વીચાર કરી સર્વે પક્ષીઓ રડતાં રડતાં ગરૂડ પાસે ગયા. અને બોલ્યા કે અરે હવે દુઃખની સીમા રહી નહી બીચારા ટીટોડાના ઇંડાઓ તમો રાજા બેઠા છતા સમુદ્ર હરિ ગયો છે. હવે પક્ષીનું કુળ વીનાશ થયું જાણવું. તે બીજાનો પણ પ્રાણ આ રીતે હણશે એકનું હલકું કામ સમજીને બીજો પણ તે કામ કરે છે. કારણ લોકો ગાડરીઆ પ્રવાહવાળા છે. પરંતુ પરમાર્થ કરનાર નથી. વળી જે દુષ્ટ લોકો પ્રજાને પીડે છે તે લોકોને શિક્ષા કરી પ્રજાનું રક્ષણ કરવું એ રાજાનો ધર્મ છે. પ્રજાનું રક્ષણ કરનાર રાજાને પ્રજાના ધર્મમાંથી છઠો ભાગ મળે છે. જે રાજા પ્રજાનું રક્ષણ કરતો નથી તેને પ્રજાના પાપમાંથી છઠો ભાગ મળે છે. સંબંધી વિનાના મનુષ્યનો રાજા એજ સંબંધી છે. આંધળાની આંખ રાજા છે. રાજા સર્વેનો માત પિતા છે. આ પ્રમાણે પક્ષિયોનું ભાષણ સાંભળી ગરૂડ પણ તેમના દુઃખથી દુઃખી થયો અને વિચાર કરવા લાગ્યો કે આ પક્ષિયોનું કહેવું યથાર્થ છે. આપણે તેમની રક્ષા કરવી જોઇએ. આવતી કાલે સવારે સમુદ્રને શોષી લેઇશ. ગરૂડ આ પ્રમાણે વિચાર કરતો હતો એટલામાં વિષ્ણુના દુતે આ રીતે કહ્યું કે ભગવાન નારાયણ અમરાવતી નગરીમાં જનાર છે માટે તું ઝટ ચાલ આ સાંભળી ગરૂડે અભિમાન સાથે કહ્યું કે, મારા જેવા હલકા સેવકથી ભગવાનનું શું કાર્ય થશે? માટે મારા પ્રણામ સાથે તેમને કહેજે કે મારી જગાએ તે બીજા કોઇની યોજના કરે. આ અયોગ્ય ભાષણ સાંભળી દૂત બોલ્યો કે, અરે ગરૂડ, ભગવાને કોઇ દિવસ તને આવું વચન કહ્યું નથી તેમ છતાં તેમનું તું શા માટે અપમાન કરે છે? ગરૂડ બોલ્યો ભગવાનનો આશ્રિત સમુદ્ર અમારા ટીટોડાના ઇંડા લેઇ ગયો છે. માટે જો ભગવાન તેને શિક્ષા કરશે નહીં તો હું ભગવાનનો સેવક નથી. દૂત ભગવાન પાસે ગયોને ગરૂડની સર્વ હકીકત કહી. ભગવાને વીચાર્યું કે ગરૂડ મારા પ્રત્યેના સ્નેહથી કોપાયમાન થયો છે માટે હું પોતેજ તેને તેડી લઉં. જે પુરૂષ પોતાના હિતની ઇચ્છા રાખતો હોય તેણે ભક્તિવાળા, સમર્થ, ગુણી અને કુળવાન નોકરનું અપમાન ન કરતાં પુત્રની પેઠે પાલન કરવું. આ પ્રમાણે વીચાર કરી ભગવાન ગરૂડ પાસે ગયા. ગરૂડ પ્રણામ કરી બોલ્યો! મહારાજ સમુદ્રે તમારા આશ્રયથી ઉન્મત્ત થઇને

મારા નોકરના ઈંડાં લઇ લીધાં છે. આપની શરમથી હું તેને શીક્ષા કરતો નથી કારણ નોકરે તે કામ કરવાથી શેઠની હલકાઇ થાય અથવા તો તેના દીલમાં દુઃખ થાય એવું કામ સેવકે કરવું નહીં. આ સાંભળી ભગવાન બોલ્યા, ઓ! ગરૂડ, તારી વાત સત્ય છે. સેવક અપરાધ કરે ને તે અપરાધ નીમીત્તે શેઠને દંડ થાય તેમજ તે શીક્ષાથી ઉત્પન્ન થએલી દાઝ શેઠને લાગે છે માટે તું મારી સાથે ચાલ એટલે સમુદ્રની પાસેથી ઈંડા લઇને ટીટોડાંને આપીએ. પછી ત્યાંથી અમરાવતી જઇએ. આ પ્રમાણે વીચાર કરી બંન્ને સમુદ્ર પાસે ગયા. ભગવાને કહ્યું કે તું ટીટોડાના ઈંડાં પાછાં આપ નહીં તો તને સુકવી નાખીશ. સમુદ્રે ભયભીત થઇને ઈંડાં પાછાં આપ્યાં. ટીટોડાએ તે લઈ પોતાની સ્ત્રીને આપ્યાં.

માટે મનુષ્યે ઉધમ છોડવો નહીં. સંજીવન બોલ્યો કે તે મારા ઉપર ગુસ્સે થયો છે તે હું શી રીતે જાણી શકુ? દમનકે જવાબ આપ્યો કે એમાં શું જાણવાનું છે? તું ત્યાં જાય ત્યારે તેના મુખપરના ચિન્હથી જાણી શકીશ. માટે ફરી ફરી તને કહું છું કે આ સાયંકાળે તારે અહીંથી ચાલ્યા જવું. હવે હું જાઉં છું આ પ્રમાણે કહીને દમનક કર્તકની પાસે ગયો. કર્તકે તેને જોઇને પુછયું કે ભાઈ શું કર્યું? દમનકે ઉત્તર વાળ્યો કે મેં નીતિનું બીજ રોપ્યું છે. પરિણામ દૈવના આધીન છે. નસીબ અવળું હોય તો પણ ડાહ્યાને પોતાનો અપરાધ દુર કરવા માટે અને પોતાના મનના સમાધાન માટે કામ કરવું તે યોગ્ય છે. મેં તે બંન્ને વચ્ચે ભેદ પાડી દીધો છે. બંન્નેના મનમાં ક્રોધ ઉત્પન્ન કરાવ્યો છે. આ સાંભળી કર્તક બોલ્યો કે આ કામ તેં ઠીક કર્યું નથી. કારણ મનુષ્ય અપકાર કરવા શક્તિમાન હોય છે પરંતુ ઉપકાર કરવા શક્તિવાન હોતો નથી. દમનક બોલ્યો હું નીતિશાસ્ત્રથી અજાણ્યો છું. કહ્યું છે કે શત્રુને અને રોગને તરત શાંત કરવો જોઇએ. આપણું મંત્રીપદ હરી લેવાથી તે આપણો શત્રુ થયો છે કારણ જે પુરૂષ જેના બાપદાદાની જગો હરી લેવા ઇચ્છા કરે છે તેને શત્રુ ગણવો અને તેનો નાશ કરવો. તેથીજ મેં તેનો નાશ કરવા આ ઉપાય યોજ્યો છે આ વાત તારા સીવાય બીજો જાણે નહીં. આ કામ સ્વાર્થને માટે કર્યું છે. વિદ્વાન પુરૂષે હૃદયને તલવાર જેવું તીક્ષ્ણ ને વાણીને રસ જેવી મધુર કરીને શત્રુનો નાશ કરવો. તે કામમાં દીલગીર થવું નહીં માટે તું મને દોષ દઇશ નહીં. કહ્યું છે કે.

परस्य पीडनं कुर्वन्स्वार्थ सिद्धिंच पण्डितः ।
मूढ बुद्धिर्न भक्षेत वने चतुरको यथा ॥

પારકાને પીડા ઉત્પન્ન કરનાર અને પોતાનો સ્વાર્થ સાધનાર વિદ્વાન ચતુરકની પેઠે જો ખાય નહીં તો તેને મૂર્ખ જાણવો કરટકે પૂછયું, ભાઇ એ કથા કેવી છે? તે કહે.

## વારતા ૧૬ મી.

### સિંહ અને શિયાળ.

વજ્રદંષ્ટ્ર નામનો એક સિંહ એક વનમાં રહેતો હતો. ચતુરક અને ક્રવ્યમુખ નામના તેને બે નોકર હતા. એક શિયાળને બીજો નહાર હતો સિંહે એક વખતે એક ગર્ભવંતી ઉંટડીને ચીરીને તેનું માંસ ખાધું અને તેના પેટમાંથી એક જીવતું બચ્ચું નીકળ્યું તેને તે સ્નેહથી ઘેર લાવ્યો. તેને અભયદાન આપી તેનું નામ શંકુકર્ણ પાડયું. શંકુકર્ણ સદા સર્વદા આનંદથી સિંહની પાસે રહેવા લાગ્યો. એક સમયે એક હાથી સાથેની લડાઇમાં સિંહ ઘાયલ થયો ને અશક્ત થઇ ગયો. તેથી તેણે પોતાના નોકરને કોઇ એક પ્રાણી લાવવાને કહ્યું. આ સાંભળી ચતુરકે વિચાર કર્યો કે જો આ શંકુકર્ણને મારીએ તો સર્વેનું પેટ ભરાય પણ માહારાજ, તેના સ્નેહને લીધે માનશે નહીં. પણ હું એવો પ્રયત્ન કરૂં કે જેથી કરીને તે માર્યો જાય. આ જગતમાં એવી કોઇ વસ્તુ નથી કે જે બુદ્ધિશાળીની બુદ્ધિથી નાશ થતી નથી. ચતુરક શંકુકર્ણ પાસે ગયો ને બોલ્યો કે અરે મિત્ર, મહારાજા ક્ષુધાથી વ્યાકુળ થાય છે. જો તેઓ મરણ પામશે તો આપણો પણ નાશ થશે. માટે જો તારે બીજા જન્મમાં બમણું શરીર જોઇતું હોયતો ધર્મને સાક્ષી રાખી તારૂં શરીર માહારાજાને અર્પણ કર. આ સાંભળી શંકુકર્ણ બોલ્યો, ભલે ભાઇ, એમ જ હોયતો સારૂં છે હું ધર્મને સાક્ષી રાખીને મારૂં શરીર માહારાજાને અર્પણ કરીશ. સિંહને સર્વ વૃત્તાંત કહ્યા પછી, શંકુકર્ણને, ધર્મને સાક્ષી રાખીને માર્યો અને તેનું પેટ ચીર્યું. પછી શંકુકર્ણના માંસનું રક્ષણ કરવાનું કહી સિંહ નદીપર નાહાવા ગયો. સિંહના ગયા પછી ચતુરકે પોતે એકલાએજ સર્વ માંસ રાખવાની ઇચ્છાથી ક્રવ્યમુખને કહ્યું, ભાઇ તને ક્ષુધા લાગી છે માટે સિંહના આવતા પહેલાં થોડું માંસ ખાઇ લે. ક્રવ્યમુખ માંસ ખાઇ ગયો વગેરે વાત સિંહને કહી ચતુરકે સિંહને કોપાવ્યો. ક્રવ્યમુખ મરણના ભયથી દૂર નાશી ગયો. આ હકીકત બની એટલામાં ટણુંગ, ટણુંગ એક ઘંટડીનો અવાજ થયો. અવાજ સાંભળી સિંહે ચતુરકને શું છે તેનો તપાસ કરવા મોકલ્યો. ચતરકે તપાસ કરી

સિંહને કહ્યું કે માહારાજા તમે ઝટ ચાલ્યા જાવ. નહીં તો મરણ પા-
મશો. તમો ઉંટને મારી નાંખ્યો માટે ધર્મરાજા તમારાપર કોપાયમાન
થયા છે તે ઉંટના માત પિતા સહ હજારો ઉંટ લેઇ તમને મારવા
આવે છે. આગળ જે ઉંટ ચાલે છે તેના ગળામાંની ઘંટડીનો આ અ-
વાજ થાય છે. આ સાંભળી સિંહ ભયથી નાશી ગયો અને ચતુરક
ધીરે ધીરે તે ઉંટનું માંસ ખાવા લાગ્યો માટે ભાઇ ચતુરકની પેઠે જો
ભક્ષણ કરે નહીં તો તેને મૂઢ જાણવો. દમનકના ગયા પછી સંજીવકે
વિચાર કર્યો કે આમાં મારી જ ભૂલ છે. હું ખડ ખાનારો હોઈ માં-
સાહારી સાથે મિત્રતા કરી. કારણ જે પુરૂષ અગમ્યોની પાસે જાય છે
ને સેવા કરવા યોગ્ય નહીં તેવાને સેવે છે તે મૃત્યુ પામે છે. માટે
હવે મારે કરવું શું? હું નાશી જઉં તેના કરતાંતો સિંહને હાથે મ-
રવું વધારે યોગ્ય છે. કારણ કહ્યું છે કે મોટા પુરૂષો સાથે ચડસા
ચડસી કરનારને સંકટ પ્રાપ્ત થાયતો તે સંકટ ઉત્તમ સમજવું. પર્વ-
તને તોડતાં હાથીના દાંત ભાગે એજ યોગ્ય છે.

આ પ્રમાણે વિચાર કરી સંજીવક પિંગળકની પાસે ગયો અને
પ્રણામ કર્યા વિનાજ દૂર બેઠો. દમનકે અરસપરસ બન્નેના અંતઃકર-
ણમાં વિષ રેડયું હતું. તેથી બન્નેનું યુદ્ધ થયું, બન્નેના શરીરમાંથી લો-
હીની ધારા વહેવા લાગી. આ દેખાવ જોઇને કરટકે દમનકને કહ્યું કે
અરે મૂઢ, તેં આ બન્ને વચ્ચે વિરોધ કરાવ્યો તે સારૂં કર્મ કર્યું નથી.
આ કરવાથી તને મંત્રીપદ મળશે નહી! તારા મનોરથ ફોગટ છે.
બ્રહ્માએ પણ સામ, દામ, ભેદ ને દંડ એ ઉપાયો પૈકી દંડને મહાપાપી
ઉપાય ગણ્યો છે. જ્યાં સામથી કામ થાય ત્યાં સુજ્ઞ પુરૂષે દંડનો ઉ-
પયોગ કરવો નહી! જો સાકરથી પિત્તની શાંતિ થતી હોય તો કડવા
ઓસડો આપવાનું પ્રયોજન શું? આવા કપટથી તું મંત્રીપદ લેવાની
ઇચ્છા રાખે છે તે પણ અયોગ્ય છે. કારણ તું રાજમંત્ર જાણતો નથી.
અરે મૂર્ખ, નીચ માણસ પારકાનું કામ બગાડવાનેજ સમર્થ છે. પણ
સુધારવાને સમર્થ હોતો નથી. ઉંદરની શક્તિ અન્નની છાબડી નીચે
પાડવાની હોય છે પરંતુ ઉંચે ચઢાવવાની હોતી નથી. વળી આ દોષ
તારો નથી, માહારાજાનો છે, કારણ તેમના કાન કાચા છે. કારણ જે
રાજાઓ નીચ મનુષ્યપર વિશ્વાસ રાખી સારે માર્ગે ચાલતા નથી તે
અનર્થ કરે છે. તું જો આ રાજાનો મંત્રી હોઇશ તો બીજો કોઇ સારો
માણસ આ રાજા પાસે આવશે નહી! રાજા ગુણવાન હોય પણ જો
તેનો પ્રધાન નઠારો હોય તોપણ ગુણીજનો તેની પાસે જતા નથી. તું
મંત્રી થઇશ તો ખરેખર રાજાને કોઇપણ પ્રકારનું હિત થશે નહી!

તારા જેવા મૂર્ખને ઉપદેશ કરવાથી ફાયદો થતો નથી. માત્ર હાની થાય છે! કહ્યું છે કે--સુકું વાકું વાળી શકાય નહીં તેવું લાકડું વાંકુ વળતું નથી પત્થરથી સજૈયાનું કામ થતું નથી. એ બાબતમા તું સચીમુખનો વિચાર કર. જે શિષ્ય ન હોય તેને ઉપદેશ કરવામાં આવતો નથી. દમનકે પૂછયું, એ કથા કેવી છે તે કહે.

## વારતા ૧૭ મી.

### મૂર્ખને ઉપદેશ કરતાં સુચીનું મરણ.

એક પર્વતપર વાનરાનું ટોળું રહેતું હતું. એક દિવસે વર્ષા ઋતુમાં ઘણો સખ્ત ઠંડો પવન વાયો ને વરસાદ પડયો. સર્વે વાનરાં વરસાદથી ભીજાઇ ગયાં ને ટાઢથી ધ્રુજવા લાગ્યાં. એટલામાં એક ચણોઠીનું ઝાડ તેમના જોવામાં આવ્યું. નીચે પડેલા ચણોઠીના ઢગલાને અગ્નિ સમજી સર્વે તેને વિંટળાઇ તાપવા બેઠા. ત્યાં રહેતા એક સુચીમુખ નામના પક્ષીએ વાનરાને જોઇને કહ્યું, અરે ભાઇઓ, તમે વૃથા શ્રમ શા માટે કરો છો. આ અગ્નિ નથી પણ અગ્નિના રંગ જેવી ચણોઠીયોનો ઢગલો છે. તમે કોઇ પવન વિનાનો પ્રદેશ ખોળી કાઢો અગર તો કોઇ ગુફા શોધી ત્યાં ચાલ્યા જાઓ. આ સાંભળી એક વૃદ્ધ વાનરાએ ઉત્તર આપ્યો, કે તારે અમારી પંચાત શા માટે કરવી જોઇએ. અહીંથી ચાલ્યો જા.

જે માણુસ પોતાનું હિત ઇચ્છતો હોય તેણે વારંવાર હારેલા જુગારીને બોલાવવા નહી! જે માણુસ નિષ્ફળ ઉતરેલા મૃગયા અને દુઃખમાં આવી પડેલા મૂર્ખની સાથે વાત કરે છે તે પોતાનેજ નુકશાન કરી લે છે.

સચીમૂખે તે ઘરડા વાનરાના બોલ તરફ લક્ષ આપ્યું નહી ને ફરીથી ઉપદેશ કરવા લાગ્યો એટલામાં એક વાનરે ક્રોધથી તેની બે પાંખો પકડી તેને નીચે પછાડયો જેથી તે મરણ પામ્યો. માટે મૂર્ખને ઉપદેશ કરવામાં કંઇજ ફાયદો નથી. તેમાં તો કેવળ હાનીજ છે. કહ્યું છે કે—

**उपदेशो न दातव्यो यादृशे तादृशे जने ।**
**पश्य वानर मूर्खेण सुगृही निर्गृही कृतः**

મૂર્ખને ઉપદેશ આપવાથી તે તેને કોપાવવાનું કારણ થઇ પડે છે પણ શાંતિનું કારણ થતું નથી. સર્પને દૂધ પાવાથી ઝેરજ થાય છે. ગમે તેવા માણસને ઉપદેશ કરવો નહીં. કારણ ઉપદેશ કરવાથી મૂર્ખ વાનરાએ સુગ્રીને શિક્ષા કરી હતી. તે લક્ષમાં લે.

દમનકે પૂછ્યું, ભાઇ, એ કથા કેવી છે ?
કરટક બોલ્યો—સાંભળ.

## વારતા ૧૮ મી.

### ઉપદેશ કરનારને શિક્ષા.

એક ખીજડીના ઝાડપર એક સુગ્રીનું જોડું માળો કરીને રહેતું હતું. એક દિવસે વરસાદ ઘણો પડવાથી, તેથી ભીંજાઇ જઇને એક વાનરો તે ઝાડ નીચે આવીને બેઠો. તે ટાઢથી થર થર ધ્રુજવા લાગ્યો કડકડ દાંત કકડાવવા લાગ્યો. તે જોઇ સુગ્રી બોલી, અરે મૂર્ખ, તું ચાર હાથવાળો પુરૂષ જેવો દેખાય છે, છતાં ટાઢથી દુઃખ પામે છે. તું તારે માટે ઘર કેમ કરતો નથી ? આ સાંભળીને વાનરાને ક્રોધ ચઢયો ને બોલ્યો કે અરે મૂર્ખી તું મુંગી રહે. નાહક શામાટે બકવાદ કરે છે ? જે પૂછતો હોય તેનેજ ઉપદેશ કરવો. પણ શ્રદ્ધાહીન માણુસને કહેવું તે રૂદન કરવા જેવું છે. માટે તારે મારી ચિંતા કરવાનું શું કારણ છે ?

આટલું કહ્યા છતાં સુગ્રી છાની રહી નહી ને આગળ ઉપદેશ કરવો ચાલુ રાખ્યો. વાનરાને આથી ઘણી રીસ ચઢી તે એકદમ કુદકો મારી ઝાડપર ગયો ને સુગ્રીનો માળો ભાંગી નાંખ્યો. માટે તારા જેવા મૂર્ખને ઉપદેશ કરવાથી મનેજ શિક્ષા થશે.

મેં તને શિખામણ આપી પણ તને જ્ઞાન આવ્યું નહીં તેમાં તારો દોષ નથી. કારણ સારા માણસનેજ શીખામણની અસર થાય છે. કુપાત્રમાં પાંડિત્ય મૂકવામાં આવે તો તેથી કંઇજ ફાયદો થતો નથી ! અંધારાથી છવાઇ ગએલા ઘડામાં દીવો મૂકવાથી તેનો પ્રકાશ બહાર આવતો નથી.

તું ફોગટ પંડીતાઇનું ડોળ ઘાલે છે. સારૂં હિતનું કહેવું સાંભળતો નથી. દુષ્ટ પારકાને દુઃખ દેવામાં આનંદ સમજે છે. પણ પોતાના અહિતનો વિચાર કરતો નથી રણસંગ્રામમાં શીર કપાઇ જાય ત્યારે ધડ નાચે છે. કારણ

> धर्म बुद्धिः कुबुद्धिश्च द्वावेतौ विदितौ मम ।
> पुत्रेण व्यर्थ पाण्डित्या पिता धुमेन घातित :॥

ધર્મબુદ્ધિ તથા પાપબુદ્ધિ એ બન્ને મારા જાણવામાં છે. પુત્રે ફોગટ વિદ્વતાથી પિતાનો નાશ કર્યો હતો.

## વારતા ૧૯ મી.

### પિતા ને પુત્ર.

એક દેશમાં ધર્મબુદ્ધિ અને પાપબુદ્ધિ નામના બે મિત્રો રહેતા હતા. એક દિવસે પાપબુદ્ધિએ વિચાર કર્યો કે હું મહામૂર્ખ છું ને દરિદ્ર છું માટે મારા મિત્ર ધર્મબુદ્ધિને સાથે લેઇ પરદેશમાં જાઉં. પછી તેને પણ છેતરીને સુખી થઇશ. આ પ્રમાણે વિચાર કરી તેણે ધર્મબુદ્ધિને પરદેશ જવા સમજાવ્યો ને બોલ્યો કે ભાઇ, જે મનુષ્યે પરદેશમાં જઇ અનેક પ્રકારના રીતરીવાજ, ભાષા, વેશો વગેરેની માહીતી મેળવી નથી તેનો જન્મ વ્યર્થ ગયો જાણવો. જ્યાં સુધી માણસ ઉત્સાહથી એક દેશમાંથી બીજે દેશ જતો નથી ત્યાં સુધી તે વિદ્યા, કળા ને ધન સંપાદન કરતો નથી.

આ પ્રમાણે સાંભળી ધર્મબુદ્ધિ ખુશી થયો ને પિતાની આજ્ઞા લેઇ પાપબુદ્ધિ સાથે પરદેશમાં ગયો. ત્યાં તેમણે ઘણું દ્રવ્ય એકઠું કર્યું પછી તેઓ પાછા ઘર તરફ વળ્યા. પરદેશમાં રહી, વિદ્યા, ધન, અને યશ પ્રાપ્ત કર્યા પછી એક ગાઉ જેટલો પ્રદેશ પણ સો યોજન જેવડો થઇ પડે છે.

ત્યાર પછી બન્ને પોતાના નગરની પાસે આવી પહોંચ્યા એટલે પાપબુદ્ધિએ ધર્મબુદ્ધિને કહ્યું કે આપણે બધું ધન સાથે લેઇ જઇશું તો કુટુંબીયો અને બાંધવો માગશે કારણ બુદ્ધિશાળી માણસે કોઇને થોડું પણ ધન દેખાડવું નહીં. ધન જોવાથી મુનિનું અંતઃકરણ ચળે છે તો માણસની વાતજ શી કરવી.?

ત્યાર પછી બન્નેએ એક વૃક્ષ નીચે ધન દાટી મૂક્યું અને બન્ને ઘેર ગયા. બે ચાર દિવસ વિત્યાબાદ પાપબુદ્ધિએ એક દિવસે રાતે જઇ સર્વ ધન જમીનમાંથી કાઢી લીધું. બીજે દિવસે પાપબુદ્ધિએ ધર્મબુદ્ધિને કહ્યું કે ભાઇ, આપણું કુટુંબ ઘણું મોટું છે. માટે ચાલ થોડું ધન લેઇ આવીએ. ધર્મબુદ્ધિએ હા કહ્યાથી બન્ને મિત્રો ધન લેવા ગયા. જમીન ખોદી જોતાં ધન જોયું નહીં એટલે પાપબુદ્ધિ માથુ કૂટતો બોલ્યો, અરે દુષ્ટ, તુંજ બધું ધન કાઢી ગયો. કારણ આ વાત બીજો કોઇ જાણતો નથી. મને અડધું ધન પાછું આપ નહીં તો સરકારમાં જાહેર કરીશ. ધર્મબુદ્ધિ બોલ્યો,઼ઓ પાપી એવું બોલીશ નહીં હું ચોરી કરતો નથી કારણ

> **मातृवत्पर दाराणि, पर द्रव्याणि लोष्ठवत् ।**
> **आत्मवत्सर्व भूतानि वीक्षन्ते धर्मबुद्धयेः ॥**

જે માણસ પરસ્ત્રીને માતા સમાન, પારકા ધનને માટી સમાન, ને સર્વ જીવોને પોતાના સમાન જુવે છે તેનેજ દેખતો જાણવો.

ઘણીવાર તકરાર કર્યા પછી બન્નેએ સરકારમાં જાહેર કર્યું. ન્યાયાધિશે બન્નેને શિક્ષા આપવા યોજના કરી. પણ પાપબુદ્ધિએ વિનંતી કરી કે આવતી કાલે તમો સર્વ તે વૃક્ષ નીચે ચાલો એટલે વૃક્ષ દેવતાઓ મારી સાક્ષી પૂરશે. આ પ્રમાણે કહી પાપબુદ્ધિ પોતાને ઘેર ગયો ને પોતાના પિતાને કહ્યું કે પિતાજી ધર્મબુદ્ધિનું સર્વ ધન હું ચોરી લાવ્યો છું. માટે હું કહું તેમ તમે કરો નહીં તો સવારમાં ધન જશે ને મારો પ્રાણ પણ જશે. તમો રાતે ગામ બહારના ખીજડાના ઝાંડની ગુફામાં સંતાઇ રહો. સવારે જ્યારે અમો તમને પૂછીએ ત્યારે ધર્મબુદ્ધિ ચોર છે એમ કહેશો.

બીજે દીવસે સવારે સરકારના માણસો અને ધર્મ તથા પાપબુદ્ધિ ખીજડાના ઝાડ પાસે ગયા. અને બોલ્યા કે હે વન દેવતાઓ, અમારા બેમાં ચોર કોણ છે તે કહો. ખીજડાની ગુફામાંથી પાપબુદ્ધિનો પિતા બોલી ઉઠ્યો કે ધર્મબુદ્ધિ ચોર છે. આ સાંભળી સર્વને નવાઇ લાગી અને ધર્મબુદ્ધિને શિક્ષા કરવા ફરમાવ્યું. એટલામાં ધર્મબુદ્ધિએ છાણાને લાકડાં એકઠાં કરી ખીજડાની ગુફા સળગાવી. એટલે અર્ધ બળેલા શરીરે વિલાપ કરતો કરતો પાપબુદ્ધિનો પિતા ગુફાની બહાર આવ્યો. અધિકારીએ તેને પૂછ્યું કે તું કોણ છે? એટલે તેણે પોતાના પુત્રની સર્વ વાત કહી દીધી. પછી ધર્મબુદ્ધિનાં વખાણ કરી પાપબુદ્ધિને શિક્ષા કરી. અધિકારીએ કહ્યું કે ડાહ્યા માણસે ઉપાય અને નાશ બન્નેનો વિચાર કરવો જોઇએ. એક નોળિયાએ બગલાના દેખતા બીજા બગલાનો ઘાણ કાઢી નાંખ્યો હતો.

ધર્મબુદ્ધિએ પૂછ્યું, એ કથા કેવી છે?

અધિકારીએ કહ્યું કે સાંભળ.

## વારતા ૨૦ મી.

### નોળિયો અને બગલાં.

કોઇ એક વડના ઝાડપર ઘણા બગલાં રહેતાં હતાં. અને તેનીજ નીચે કોતરમાં એક કાળો સર્પ રહેતો હતો. તે રોજ પાંખો ન આવેલાં બગલાંના બચ્ચાંઓને ખાઈ જતો હતો. એક દિવસે એક બગલો આથી ઘણો શોકાતુર થઇ એક સરોવરના કિનારાપર રડતો ઉભો રહ્યો. તેને જોઈ એક કરચલાએ પૂછ્યું મામા, તમે કેમ રડોછો? આ સાં-

બળી બગલાએ પોતાનું સર્વ દુઃખ તેને કહ્યું. તે સાંભળીને કરચલાએ વિચાર કર્યો કે આ બગલો પણ આપણો સહજ વેરી છે. તેને એવો ખોટો ઉપાય બતાવું કે જેથી સર્વ બગલાંઓનો નાશ થાય. કારણ માણસે મીઠી વાણીથી હૃદયને નિર્દય કરીને એવો ઉપદેશ કરવો કે જેથી શત્રુનો નાશ થાય.

આ પ્રમાણે વિચાર કરી તે બોલ્યો, મામા તમને એક ઉપાય બતાવું છું. નોળિયાના દરથી તે સાપના દર સુધી માછલાના માંસના કકડા પાથરો. એટલે નોળિયો માંસ ખાતો ખાતો સર્પના દર સુધી જશે ને સર્પને પણ ખાઇ જશે. બગલાએ તે પ્રમાણે કર્યું એટલે માંસ ખાતો ખાતો એક નોળિયો સર્પને ખાઇ ગયો ને પછી ધીરે રહીને ઝાડપર ચઢી, સર્વ બગલાને પણ ખાઇ ગયો.

કરટકે કહ્યું, દમનક આજ પ્રમાણે તું ઉપાય શોધે છે પણ વિનાશ તરફ લક્ષ આપતો નથી. માહારાજાને ખોટું સમજાવી તું વિનાશને આમંત્રણ કરે છે. તું મૂર્ખ માહારાજાની આ દશા કરે છે તો પછી અમારા જેવાની વાત શી ? માટે તારો ત્યાગ કરવો એજ યોગ્ય છે. કહ્યું છે કે,

तुलां लोह सहस्रस्य यत्र खादन्ति मूषिकाः ।
राजंस्तत्र हरेच्छयेनो बालकं नात्र संशयः ॥

જ્યારે ઉંદરો હજાર ભાર લોઢાનું તોલું ખાઇ જાય ત્યાં આગળ શકરો બાળકને પણ આકાશમાં ઉપાડી જાય એમાં સંદેહ નથી.

દમનકે પૂછ્યું એ કથા કેવા પ્રકારની છે ? તે કહે.

## વારતા ૨૧ મી.

### ઉંદર અને લોઢાનાં તોલાં.

જીર્ણધન નામનો એક વાણીયો પોતાની પાસે ધન ખુટવાથી તેના પૂર્વજોએ સંપાદન કરેલા લોઢાના હજાર ભારનાં તોલાં કોઇ એક વાણીયાને ઘેર મૂકીને પરદેશ ગયો અને ઘણાં વર્ષો સુધી ભટકીને પોતાને ઘેર પાછો આવ્યો અને પેલા શેઠ પ્રત્યે બોલ્યો કે, મારાં લોઢાનાં તોલાં તમારે ત્યાં મેં થાપણ તરીકે મુકેલાં છે તે પાછાં આપો. શેઠ બોલ્યો, ભાઇ અરે તે તોલાં તો ઉંદર ખાઇ ગયા. આ સાભળી જીર્ણધન બોલ્યો. ઠીક શેઠજી, તોલાં ઉંદરો ખાઇ ગયા હોય તો તેમાં તમારો

વાંક નથી. સંસાર એવોજ છે. કંઇપણ હમેશાં રહેતું નથી. હવે હું નદીએ નાહાવા માટે જવું છું માટે નાહાવાની સામગ્રી લેઇ તમારા પુત્રને મારી સાથે મોકલો. શેઠે તેને સારૂં લગાડવાને પોતાના છોકરાંને તેની સાથે નદીએ મોકલ્યો. જીર્ણધને નદી પાસેની એક ગુફામાં શેઠના પૂત્રને પુરી મુક્યો ને પોતે ઘેર ગયો. શેઠે જીર્ણધનને એકલો જોઇ પૂછ્યું અરે ભાઇ, મારો છોકરો ક્યાં છે? જીર્ણધને જવાબ આપ્યો શેઠ, તમારા છોકરાને શકરો ઉપાડી ગયો. આ સાંભળી શેઠ બોલી ઉઠયો કે અરે ચોર, શકરો તે વળી બાળકને લેઇ જાય કે? માટે મારો છોકરો મને ઝટ સોંપી દે નહીં તો સરકારમાં ફરીયાદ કરીશ. જીર્ણધન બોલ્યો અરે શાહુકાર, શકરો જેમ બાળકને ઉપાડી શકે નહીં તેમ ઉંદર પણ લોઢાંના તોલાં ખાઇ શકે નહીં. માટે તમારે છોકરાની જરૂર હોય તો મારાં તોલાં મને પાછા આપો. બન્ને વચ્ચે ઘણો વાદવિવાદ થયા બાદ શેઠે સરકારમાં ફરીયાદ કરી. ન્યાયાધીશે જીર્ણધનને કહ્યું કે શેઠનો છોકરો પાછો આપી દે. જીર્ણધને જવાબ આપ્યો કે, હું શું કરૂં? નદીના કિનારે મારા દેખતા શકરો છોકરાને ઉપાડી ગયો. ન્યાયાધીશે કહ્યું, અરે શકરો તે વળી છોકરાને ઉંપાડી શકે કે? જીર્ણધને કહ્યું માહારાજ, જ્યાં લોઢાંના હજાર ભારનાં તોલાં ઉંદરો ખાઇ જાય છે ત્યાં શકરો બાળકને ઉપાડી જાય તેમાં સંદેહ નથી. ન્યાયાધીશે પૂછયું એ વાત શી છે? જીર્ણધને પોતાની હકીકત કહી સંભળાવી. પછી ન્યાયાધીશે તોલાં ને છોકરો એક બીજાને અપાવીને રાજી કર્યા.

માટે ઓ મુર્ખ, માહારાજાની સંજીવકપર થએલી કૃપા તારાથી સહન ન થવાથી તેં આ કામ કર્યું છે. આ જગતમાં નીચ કુળમાં જન્મેલા ઘણું કરીને કુળવાનની નિંદા કરે છે। કૃપણો દાતારની, લુચ્ચા સજ્જનની, કુરૂપ રૂપવાનની, પાપી ધર્માત્માની, ને મૂર્ખ વિદ્વાનની સદા નિંદા કરે છે. મૂર્ખ પંડિતનો, નિર્ધન શ્રીમંતનો, પાપી ધર્મવાનનો અને છીનાળ પતિવ્રતાનો દ્વેષ કરે છે.

અરે મૂર્ખ તને વધારે કહેવામાં સાર નથી. કહ્યું છે કે—

पण्डितोऽपि वरं शत्रु न मूर्खो हितकारकः ।
वानरेण हतो राजा विप्राश्चौरेण रक्षिताः ॥

ડાહ્યો દુસ્મન સારો પણ હિતકારી મૂર્ખ સારો નહીં. વાંદરાએ રાજાનો નાશ કર્યો અને ચોરે બ્રાહ્મણોને ઉગાર્યા.

દમનકે કહ્યું ભાઇ, એ કથા કેવી છે? તે કહે.

# વારતા ૨૨ મી.

## મુર્ખમિત્ર દુશ્મન સમજવો.

એક રાજા પાસે એક વાંદરો હતો તેનાપર રાજાની બહુ પ્રિતિ ને વિશ્વાસ હતો. એક દિવસે રાજા પલંગપર સૂતો હતો અને વાંદરો તેને પવન નાંખતો હતો. થોડીવાર પછી રાજાની છાતીપર એક માંખ બેઠી. વાંદરાએ પંખાથી તેને ઉડાડી. વાંદરો વારંવાર તે માંખને ઉડાડતો હતો, પણ માંખ વારંવાર રાજાની છાતીપર આવીને બેસતી. આથી મૂર્ખ વાંદરાને અતિ રીસ ચઢી. તે ઉઠીને એક તીક્ષ્ણ ધારવાળી તલવાર લેઇ આવ્યો ને માંખ બેઠી તેજ વખતે તેણે જોરથી માંખપર તલવાર મારી કે રાજાની છાતીના બે કડકા થઇ ગયા ને મરણ પામ્યો. માટે કોઇ રાજાએ મૂર્ખ મિત્ર કરવો નહીં ને મૂર્ખ નોકર રાખવો નહીં.

એક નગરમાં એક બ્રાહ્મણ રહેતો હતો તે ઘણો વિદ્વાન હતો પણ ચોરીનો ધંધો કરતો હતો. એક દિવસ ચાર બ્રાહ્મણો તેના નગરમાં ઘણી વસ્તુઓ વેચવા લાવ્યા તે જોઇને ચોર બ્રાહ્મણની દાનત બગડી. ચોર બ્રાહ્મણ તેમની પાસે ગયો અને શાસ્ત્રનાં સારાં વચનો કહી તેમની સેવા કરવા મંડયો. વેશ્યા સ્ત્રીને લાજ હોય છે, ખારૂં પાણી થંડુ હોય છે. દંભી પુરૂષ વિવેકી હોય છે અને મીઠું મીઠું બોલનાર ધૂતારા હોય છે.

પેલા બ્રાહ્મણોએ સર્વ વસ્તુઓ વેચી નાંખી અમુલ્ય રત્નો ખરીદ કર્યાં. સર્વ રત્નોને જાંઘની અંદર નાંખીને, પછી તેપર ડગળી મારીને પોતાને દેશ જવા નીકળ્યા. પેલા ચાર બ્રાહ્મણને તેમનું ધન હાથ ન લાગવાથી તે પણ તેમની સાથે જવા નીકળ્યો. ઘણી વિનંતી તથા વીનવણી કરવાથી બ્રાહ્મણોએ ચોર બ્રાહ્મણને પણ પોતાની સાથે લીધો. ચોર બ્રાહ્મણે વિચાર કર્યો કે એમને રસ્તામાં ઝેર આપીને મારી નાખીશ અને સર્વ રત્નો લેઇ લઇશ. તે સર્વ રસ્તામાં ભિલના એક ગામમાંથી જતા હતા ત્યારે તે ગામના વૃક્ષોપરના કાગડા બોલી ઉઠયા કે, અરે ભિલો દોડો, આ બ્રાહ્મણો સવાલાખ નાણું લેઇ જાય છે. માટે તેમને મારીને ધન લેઇ લ્યો. કાગડાઓનું કહેવું સાંભળીને ભિલો દોડી આવ્યા ને બોલ્યા અરે વટેમાર્ગુઓ, તમારી પાસે જે ધન હોય તે સોંપી દો. અમારા કાગડાઓનું કહેવું સદા ખરૂં પડે છે. જો તમે માનશો નહીં તો તમને મારી નાંખીને તમારા શરીરની ચામડી ઉતારીને તમારા સર્વ અંગો તપાસી જોઇશું. આ સાંભળીને ચોર બ્રાહ્મ-

એણે વિચાર કર્યો કે જો આ ભિલો બ્રાહ્મણોને મારી નાંખીને તેમનાં શરીર તપાસી જોશે ને જાંઘમાંથી રત્નો નીકળશે તો રત્નો લેઇ લેશે ને દ્રવ્યલોભથી મને પણ મારશે. માટે પ્રથમ મારૂં શરીર લુટારૂઓને અર્પણ કરીને આ બ્રાહ્મણોને મૃત્યુમાંથી બચાવું. આ પ્રમાણે વિચાર કરીને તેણે પોતાનું શરીર લુટારૂઓને અર્પણ કરી બ્રાહ્મણોને મૃત્યુ-માંથી બચાવ્યા.

માટે અરે મૂર્ખ, તું મરણથી કેમ ડરે છે? આજ નહીં તો કાલે અથવા સો વરસ પછી મૃત્યુ તો થશેજ. જે મનુષ્ય ગાયો ને બ્રાહ્મણો તથા પારકા માટે પ્રાણ ત્યાગ કરે છે તે સૂર્ય મંડળ ભેદીને પરમ ગતિ પામવા સ્વર્ગલોકમાં જાય છે.

આ પ્રમાણે બન્ને ભાઇઓ પરસ્પર વાદ કરતા હતા એટલામાં સંજીવકને સિંહે મારી નાંખ્યો. સંજીવકને મરી ગએલો જોઇ પિંગળ-કને ઘણું ખોટું લાગ્યું ને તે રૂદન કરવા લાગ્યો. કહ્યું છે કે.

**मित्रद्रोही कृतघ्नश्च यश्च विश्वासघातकः ।**
**ते नरा नरकं यान्ति यावच्चन्द्रदिवाकरौ ॥**

મિત્રદ્રોહી, કૃતઘ્ની અને વિશ્વાસઘાતી મનુષ્યો ચંદ્ર સૂર્ય તપે ત્યાં સુધી નરકમાં પડયા રહે છે.

આ રીતે જોઇને દમનક પિંગળકને હર્ષ સાથે ભેટી પડયો ને બોલ્યો, તમારો આ ન્યાય મહાકાયર જેવો જણાય છે. રાજાઓને શોક કરવો ઘટતો નથી. કારણ પિતા, પુત્ર, ભાઇ, સ્ત્રી, કે મિત્ર, આ-પણા પ્રાણ લેવાનો પ્રયત્ન કરે તો તેમને મારવા એ પાપ નથી. રાજા દયાળુ હોય, બ્રાહ્મણ સર્વ ભક્ષ કરનાર હોય, સ્ત્રી સ્વતંત્ર હોય, નોકર શત્રુ રૂપ હોય, અધિકારી જો પ્રમાદી હોય તો તેમનો ત્યાગ કરવો.

વેશ્યા સ્ત્રી કોઇ વખત સાચું બોલે છે, કોઈ વખત ખોટું બોલે છે, કોઇવાર દયાળુ થાય છે કોઇ વાર ઉદારતા બતાવે છે, કોઇ વાર કૃપણ બને છે વગેરે જે અનેક સ્વરૂપ ધારણ કરે છે તેજ પ્રમાણે રાજનીતિ અનેક સ્વરૂપવાળી છે માટે તમે શોક કરશો નહીં. આ પ્ર-માણે દમનકના સમજાવ્યાથી રાજા સમજ્યો અને સંજીવક બદલનો શોક કરવો છોડી દઇ દમનકને મંત્રીપદ આપી, રાજ્યનો સર્વ કારભાર સોંપી પોતે રાજ્ય કરવા લાગ્યો.



# તંત્ર બીજું.

## મિત્ર સંપ્રાપ્તિ.

---

### વારતા ૧ લી.

#### ચાર મિત્રોનું અપૂર્વ પ્રેમ.

પાછળ લખ્યા પ્રમાણે વિષ્ણુશર્માએ વારતાઓ કહ્યા પછી તેણે રાજપૂત્રોને કહ્યું કે હે રાજપૂત્ર, મિત્રનો લાભ કેવી રીતે થાય છે તે સાંભળો કહ્યું છે કે,

**असाधना अपि प्राज्ञा बुद्धिमन्तो बहुश्रुताः ।**
**साधयन्त्याशु कार्याणि काकाखुमृगकूर्मवत् ॥**

જે મિત્ર બુદ્ધિમંત હોય છે, તે દ્રવ્ય ન હોય, સાહિત્ય ન હોય, તો પણ પરસપર અત્યંત મદદ કરે છે. કાગડો, ઉંદર, મૃગ અને કાચબાએ એક બીજાનું રક્ષણ કર્યું. આ સાંભળી રાજપુત્ર બોલ્યો, મહારાજ તે કથા કેવા પ્રકારની છે તે કહો.

વિષ્ણુશર્માએ કહ્યું તે કથા અતિ બોધદાયક છે, સાંભળો.

ગોદાવરી નદીના કાંઠે એક મોટું વડનું વૃક્ષ હતું. તે વૃક્ષપર લઘુપતન નામનો કાગડો રહેતો હતો. એક દિવસે એક શિકારી હાથમાં જાળ લેઇ ત્યાં ગયો. તેને જોઇ કાગડાએ વિચાર કર્યો કે આ દુરાત્મા અહીં આવી સર્વ પક્ષીઓનો નાશ કરશે. પેલા પારધીએ તે વૃક્ષ નીચે જાળ પાથરી તેનાપર થોડા ચોખાના દાણા નાંખ્યા અને તે ત્યાંથી થોડે દૂર જઇ બેઠો. આ સર્વ યુક્તિ જોઇ લઘુપતને પોતાના મિત્રોને કહ્યું કે, ભાઇયો, તમો પારધીની યુક્તિથી ફસાઇ જાળમાં સપડાશો નહીં. આ ચોખાના દાણા વિષ સમાન સમજજો. લઘુપતન પોતાના મિત્રોને આ પ્રમાણે ઉપદેશ કરતો હતો એટલામાં ચીત્રગ્રીવ નામનો એક પક્ષીનો રાજા પોતાના પરિવાર સાથે ચારો ચરવા ઉડતો ઉડતો ત્યાં આવ્યો. લઘુપતને તેને પણ તેજ પ્રમાણે ઉપદેશ કર્યો પણ જીભના રસને લીધે ચીત્રગ્રીવે લઘુપતનનો ઉપદેશ ન સાંભળતાં તે સહ પરિવાર જાળપર પડયો ને સપડાઇ ગયો.

જીભના રસને આધિન થઇ ગએલા પ્રાણીનો અણધાર્યો નાશ થાય છે. વિપત્તિ પાસે આવે છે ત્યારે મૂર્ખ જનની બુદ્ધિનો નાશ થાય છે, રાવણે સીતાનું હરણ કરવામાં, રામે સોનાના મૃગ પાછળ પડવામાં અને યુધિષ્ટિરે જુગાર રમવામાં દુઃખ વહોરી લીધું હતું કારણ વિપત્તિ નજીક

આવતાં તેમની બુદ્ધિ અશક્ત થઇ હતી. તેવીજ રીતે ચીત્રગ્રીવની બુદ્ધિને ભ્રમ થઇ તે પારધીની જાળમાં સપડાઇ ગયો. પારધીને નજીક આવતો જોઇ ચીત્રગ્રીવ બોલ્યો કે, અરે હોલાઓ તમો ડરશો નહીં. ધૈર્યથી દુઃખનો નાશ થશે. પારધી અહીં આવે ત્યાર પહેલાં આપણે સર્વ જોર એકત્ર કરી જાળ સહ આકાશમાં ઉડીએ. તે સાંભળી સર્વ હોલાઓ જાળ સાથે આકાશમાં ઉડયા. હોલાઓને આકાશમાં ઉડતા જોઇ પારધી નિરાશ થયો ને બોલ્યો કે હમેશાં સંપથી મહાન્શત્રુનો પણ પરાજય થાય છે ત્યારે મારો તે હિસાબ શો? આ પ્રમાણે બોલી પારધી ત્યાંથી પાછો વળ્યો. લઘુપતન ચારો ચરવો છોડી દઇ આનું પરિણામ શું આવે છે તે જોવાની ઇચ્છાએ તે પણ હોલાઓની પાછળ પાછળ ગયો. હોલાઓ ઉડતા ઉડતા મહિલારોપ્ય નગરના ઇશાનખુણા તરફ ગયા. ત્યાં ગયા બાદ ચીત્રગ્રીવ બોલ્યો કે, હોલાઓ, તમો હવે હિંમત રાખો. અત્રે એક ઉંદર મારો પરમસ્નેહિ છે તે આપણી જાળ કાપી આપણને મૂક્ત કરશે. તે પછી ચીત્રગ્રીવ એક દર પાસે ગયો અને ઓ મિત્ર, હિરણ્યક, જલદી આવી અમને દુઃખથી મુક્ત કર એવી બુમો પાડી. એકાએક બુમોનો મોટો અવાજ સાંભળી ઉંદર દરની બહાર નીકળ્યો ને પોતાના સ્નેહિને સહપરિવાર બંધનમાં જોઇ અતિ દુઃખિ થયો. હિરણ્યકે પોતાના દાંતવડે જાળ કાપી ચીત્રગ્રીવને તેના પરિવાર સહ છુટો કર્યો અને બોલ્યો કે મિત્ર, હવે તું તારા સ્થળે જા અને ફરીથી જ્યારે કંઇ સંકટ પ્રાપ્ત થાય ત્યારે અત્રે આવજે. મારાથી બનશે તેટલી મદદ કરીશ. કારણ કહ્યું છે કે જેને મિત્ર છે તે કષ્ટથી પણ કાર્ય સાધી શકે છે. પ્રત્યેક મનુષ્યે પોતાની બરોબરીનો મિત્ર કરવો જોઇએ. મનુષ્ય સુજ્ઞ ને વિદ્વાન હોય તોપણ તેને મિત્રની જરૂર છે. સમુદ્ર મોટો છે તો પણ તે ચંદ્ર ઉદયની ઇચ્છા રાખે છે. આ પ્રમાણે વાત થયા પછી હિરણ્યકની રજા લેઇ ચિત્રગ્રીવ ત્યાંથી ચાલ્યો ગયો. પેલો લઘુપતન આ સર્વ જોતો હતો. હોલાની ને ઉંદરની સાચી પ્રીતિ જોઇ તેને આનંદ થયો. સંકટ સમયે આવા મિત્રની ખાસ જરૂર છે એમ વિચારી તે ઉંદરના દર પાસે ગયો ને પોતાની સાથે સ્નેહ કરવા વિનંતી કરી તેની વિનંતી સાંભળી ઉંદર બોલ્યો કે ભાઇ તારો મારો આહાર વિહાર તદન જૂદો છે માટે તારી મારી મિત્રતા થવી તદન મુસ્કેલ છે. કારણ જેનું ધનને કુળ સરખું હોય છે તેનીજ મિત્રતા શોભે છે. સબળને નિર્બળની મિંત્રતા કોઇ દિવસ થતી નથી. જે મૂર્ખ પોતાના બરોબરીયા સિવાય અન્ય જનની મિત્રતા કરે છે તે હાંસીને પાત્ર થાય છે. માટે ભાઇ, તું

અહીંથી ચાલ્યો જા. તારી ઇચ્છા પ્રમાણે થવું અશક્ય છે. આ સાંભળી કાગડાએ તેને મિત્ર ધર્મનાં ઘણાં તત્વો કહી ખુબ સમજાવ્યો ત્યારે ઉંદરે તેની સાથે મિત્રતા કરી, પણ તેણે કાગડાને કહ્યું કે તારે કોઇ દિવસ મારા દરમાં પગ મૂકવો નહીં.

આ પ્રમાણે કાગડા અને ઉંદર વચ્ચે મિત્રતા થઇ. બન્ને ઉપદેશની વાતો કરતા કરતા કાળ ગાળવા લાગ્યા. બન્ને અરસપરસ એક બીજાને ખાવાનું આપી પ્રીતિને દ્રઢ બનાવતા હતા. કહ્યું છે કે આપવું, લેવું, ગુપ્ત કહેવું, સલાહ પૂછવી, જમવું અને જમાડવું એ છ પ્રીતિનાં ચિન્હ છે.

એક દિવસે લઘુપતન આંખમાં આંસુ આણી હિરણ્યકને કહેવા લાગ્યો કે મિત્ર, હવે મને આ દેશપર વૈરાગ ઉત્પન્ન થયો છે માટે હું બીજા દેશમાં જઇશ. અહીં વરસાદના અભાવથી મોટો દુકાળ પડ્યો છે તેથી કોઇ પણ માણસ બળી પણ નાંખતું નથી. દક્ષિણ દેશમાં એક સરોવરને કાંઠે મંથરક નામનો કાચબો મારો પરમ મિત્ર છે તેની પાસે જઇશ. તે મને માંછલાના માંસના કડકા આપી મારા પ્રાણનું રક્ષણ કરશે. આ સાંભળી હિરણ્યક ઘણો દુખિ થયો અને મિત્ર વિયોગ સહન ન થવાથી તે પણ તેની સાથે જવા તૈયાર થયો. મિત્રની ઇચ્છા સાથે આવવાની જોઇ લઘુપતન તેને પોતાની પીઠ પર બેસાડી આકાશ માર્ગે રસ્તો કાપતો કાપતો ઉડવા લાગ્યો. લઘુપતન મિત્રને પીઠપર લઇને ઉડતો હતો ત્યારે હિરણ્યક બોલ્યો, મિત્ર મને એક મોટું દુઃખ છે તે હું તને સરોવર તીરે ગયા પછી કહીશ. આ પ્રમાણે બન્ને મિત્રો સુખ દુખની વાતો કરતા કરતા એક સરોવરને કાંઠે આવી પહોંચ્યા. સરોવરને કાંઠે પહોંચ્યા બાદ મંથરક નામના કાચબાને પોતાના મિત્રને જોવાથી ઘણો આનંદ થયો. અરસપરસ કુશળ પ્રશ્નો પૂછ્યા બાદ મંથરકે લઘુપતનને પૂછ્યું કે મિત્ર, આ ઉંદર કોણ છે? લઘુપતન બોલ્યો કે ભાઈ, આ મારો પરમ સ્નેહિ છે. તે મારા પ્રાણ સમાન મને પ્રિય છે. તે ગુણનો ભંડાર છે. આ સાંભળીને હિરણ્યકે મંથરકને પ્રણામ કર્યા. ત્રણે સ્નેહથી દિવસ કાઢવા લાગ્યા. એક દિવસે લઘુપતને હિરણ્યકને પૂછ્યું કે ભાઇ તને શું દુઃખ છે ને તને કયા દુઃખથી વૈરાગ્ય પ્રાપ્ત થયો છે તે કહે. તે સાંભળીને ઉંદરે કહ્યું કે—

---

## વારતા ૨૭.

### સંન્યાસી અને ઉંદર.

દક્ષિણ દેશમાં શ્રી શંકરનો એક મઠ હતો. ત્યાં તામ્રચૂડ નામનો એક સંન્યાસિ રહેતો હતો. તે સંન્યાસી નગરમાં ભિક્ષા માગીને અન્ન

લાવતો, પેટ ભરાઇ રહે તેટલું ભોજન કર્યા બાદ, વધેલું અન્ન ભિક્ષાપાત્રમાં મુકી તેને ભીંતે લટકાવી તે સુઇ જતો. બીજે દીવસે તે વાશી અન્ન કામકાજ કરનાર માણુસોને આપી તેમની પાસે મઠ વળાવી લીપાવતો હતો. એક દિવસે હું મારા મિત્રો સાથે ત્યાં ગયો અને તેમની મદદથી તે ખીંટીપર ચઢી તેમાંનું અન્ન મિત્રોને આપી હું પણ ખાવા લાગ્યો. આ પ્રમાણે મારા મિત્રો સાથે હું રોજ તે સંન્યાસીનું અન્ન ખાઇ જતો હતો. સંન્યાસી અમારાથી તદન કંટાળી ગયો ત્યારે તે એક દીવસ એક વાંસનો દંડુકો લેઇ આવ્યો. તે દીવસથી તે રોજ રાત્રે સુતાં સુતાં આખી રાત દંડુકો ભિક્ષાપાત્રપર ઠોકતો હતો. મારની બીકથી તે દિવસથી દંડુકાનો અવાજ સાંભળી અમો નાશી જતા હતા. એક દિવસે બૃહત્સ્ફિક નામનો એક સંન્યાસી અતિથી રૂપે ત્યાં આવ્યો. તેનો સત્કાર કર્યા પછી બન્નેએ ભોજન કર્યું અને રાત્રે એક દર્ભની પથારીપર બન્ને સુતા. સુતાં સુતાં અતિથિ ઉપદેશની વાતો કરતો હતો પણ તામ્રચૂડનું સર્વ ચિત્ત લાકડીવડે ભીક્ષાપાત્ર ઠોકવામાં રોકાયાથી તે અતિથિની વાતો બરાબર સાંભળતો નહોતો. આ જોઇ અતિથિને ક્રોધ ચઢયો ને બોલ્યો કે અરે તામ્રચૂડ, તું મારો ખરો મિત્ર નથી. તને મારી વાતો ગમતી નથી તેથી હમણા રાત્રિ છે તો પણ આ મઠ છોડી હું અન્ય મઠમાં જઇશ. કારણ કહ્યું છે કે.

> **एह्यागच्छ समाश्रयासनमिदं कस्माच्चिराद्दृश्यसे**
> **का वार्ता अति दुर्बलोऽसि कुशलं प्रीतोऽस्मि ते दर्शनात्**
> **एवं ये समुपागतान्प्रणयिनः प्रह्लादयन्त्यादरा**
> **त्तेषां युक्तमशङ्कितेन मनसा हर्म्याणि गन्तुं सदा**

આવો, બેસો, આ આસન તૈયાર છે, કેમ બહુ દિવસે દેખાયા? શા સમાચાર છે? કેમ બહુ દુબળા થયા? તમારા દર્શનથી હું પ્રસન્ન થયો છું. આ પ્રમાણે જે મનુષ્યો પોતાને ઘેર આવેલા સ્નેહિને પૂછે છે તેને ઘેર સદા જવું યોગ્ય છે. તારા જેવાને ત્યાં ગમન કરવું યોગ્ય નથી. એક મઠ મળવાથી તને ગર્વ થયેલો જણાય છે. આ સાંભળી તામ્રચુડ ભયભિત થઇને બોલ્યો કે અરે ભગવાન્, એમ બોલો માં. મારે આપના જેવો બીજો કોઈ મિત્ર નથી. તમારી વાતોમાં ધ્યાન રાખી શકતો નથી તેનું કારણ એ છે કે હું ભીક્ષાનું પાત્ર ઉંચું મુકું છું. તેમાંનું શેષ રહેલું અન્ન દુષ્ટ ઉંદરો ખાઇ જાય છે. આમ થવાથી કામકાજ કરનાર માણુસોને અન્ન આપવા રહેતું નથી અને તેથી કરીને આ મઠ પણ તેમની પાસેથી વળાવી સાફ થઇ શકતો નથી. દુષ્ટ ઉંદરો વાંદરાના જેવા ઠેકડા મારે છે. બૃહત્સ્ફિક બોલ્યો કે—ઠીક હવે ખઇ

કારણ મારી ધ્યાનમાં આવ્યું. ભંડારની ઉપર ઉંદરનું દર હોવું જોઇએ, તે ભંડારની ઉંચથી કુદયા કરે છે. શાંડિલીની આ એકાએક ફોતરાવાળા તલને માટે લુછેલા તલો વેચે નહીં માટે આમાં કંઇ કારણ હોવું જોઇએ.

તામ્રચૂડે પુછયું, એ કથા કેવા પ્રકારની છે તે કહો. અતિથિ તે કથા કહેવા લાગ્યો કે,

---

## વારતા ૩ જી.

### બ્રાહ્મણ અને તેની સ્ત્રી.

વર્ષા રૂતુમાં હું એક બ્રાહ્મણને ત્યાં રહેતો હતો. એક દિવસે પરોઢીયામાં હું જાગૃત થયો ત્યારે મેં બ્રાહ્મણ બ્રાહ્મણીનો સંવાદ થતો સાંભળ્યો. બ્રાહ્મણ બોલ્યો, અરે સ્ત્રી આજ પ્રભાતમાં મકર સંક્રાંતિ થશે, માટે હું સવારમાં દાન લેવા બીજે ગામ જઇશ. તું કોઇ બ્રાહ્મણને ભગવાન સૂર્ય નારાયણ નિમિત્ત ભોજન જમાડજે. આ સાંભળીને બ્રાહ્મણીને અતિ ક્રોધ ચઢયો ને બોલી કે તમે જ ધનહિન છો, ગરીબાઇથી પીડા પામો છો, તમને ખાવાનું પુરૂં મળતું નથી અને વળી બીજાને ભોજન જમાડવાની કયાં વાત કરો છો? તમારી સાથે લગ્ન કર્યા પછી એક પણ સુખ મેં ભોગવ્યું નથી. દરિદ્રીને ઘેર સુખ કયાંથી હોય? આ સાંભળીને બ્રાહ્મણને ઘણો ત્રાસ થયો ને ધીરે રહી બોલ્યો કે અરે બટાણી આમ અયોગ્ય બોલીશ નહી, કારણ કહ્યું છે કે એક કોળીયામાંથી પણ અડધો ભાગ યાચકને આપવો. કયા માણસને તેની ઇચ્છા પ્રમાણે વૈભવ મળે છે! કોઇને મળતો નથી. રાજાને પણ દાન સિવાય રાજા નામ શોભતું નથી. મેઘ સર્વને પાણી આપે છે તેથી તે પ્રીતિપાત્ર થઇ પડયો છે. પાત્ર ઉત્તમ હોય, શ્રદ્ધા હોય, દેશ અને કાળ દાનને ઘટતા હોય, આ સમયે જે વિવેકી નર દાન આપે છે તે અનંત ફળને પામે છે. તેમજ વળી કહ્યું છે કે

> अति तृष्णा न कर्तव्या तृष्णां नैव परित्यजेत्
> अति तृष्णाभिभूतस्य शिखा भवति मस्तके ॥

અતિ તૃષ્ણા કરવી નહી તેમ તૃષ્ણાનો ત્યાગ પણ કરવો નહીં. અતિ તૃષ્ણાતુર શિયાળના મસ્તકમાંથી ધનુષની અણી બાહાર નિકળી હતી.

બ્રાહ્મણીએ પૂછયું એ વારતા કેવા પ્રકારની છે તે કહો. બ્રાહ્મણે કહ્યું કે સાંભળ—

---

## વારતા ૪ થી.

### એક લોભી શિયાળ

ગ્રીષ્મ રૂતુના એક દિવસે કોઈ એક વનમાં રહેનાર એક ભીલે એક ડુક્કરને તીરકામઠાંથી મારી નાખ્યું, પરંતુ મરતાં પડેલા ડુક્કરે ક્રોધાતુર થઇને દુષ્ટ ભિલનો પ્રાણ લીધો. આમ થયા પછી બન્નેના શરીર પ્રાણ વિનાના થઈ પૃથ્વિપર પડી રહ્યાં, એટલામાં કોઇ એક શિયાળ ભટકતો ભટકતો ત્યાં આવી ચઢયો અને અણચિંત્યું ભક્ષ જોઇ મનમાં અતિ રાજી થયો અને મનમાં બોલ્યો કે વાહરે વાહ, આ ભક્ષ મને ઘણા દિવસ સુધી પહોંચશે. પ્રથમ તો આ ધનુષની અણીપરની તાંત ખાઇને ક્ષુધા શાંત કરીશ. આ પ્રમાણે વિચાર કરીને ધનુષની વાંકી વાળેલી અણીને મોમાં ઘાલીને પેલી તાંત ખાવા લાગ્યો. ખાતાં ખાતાં ધનુષપર બાંધેલી તાંત જેવી તુટી કે ધનુષની અણી તાળવાને ચીરીને બહાર નીકળી કે શિયાળ મરણ પામ્યો માટે બહુ તૃષ્ણા કરવી નહીં, તેમ તૃષ્ણાનો ત્યાગ પણ કરવો નહીં, અતિ તૃષ્ણાતુર થવાથી શિયાળની પેઠે મરણ પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે બ્રાહ્મણે બ્રાહ્મણીને ઉપદેશ કર્યો એટલે બ્રાહ્મણી બોલી કે આપણા ઘરમાં થોડા તલ છે તેના ફોતરાં ઉતારીને તેની સાની કરીને બ્રાહ્મણને જમાડીશ. બ્રાહ્મણીએ તલને પલાળી તડકે સુકવવા મૂકયા અને તે ઘરના કામકાજમાં વળગી એટલામાં એક કુતરો આવી સુકવેલા તલપર મુતરી ગયો. આ જોઇને બ્રાહ્મણી મનમાં ઘણી શોકાતુર થઇ. થોડી વાર પછી તેણે વિચાર કર્યો કે આ ફોતરાં વિનાના તલ કોઇને આપી બદલામાં ફોતરાંવાળા તલ લેઇ આવું.

આ પ્રમાણે વિચાર કરી, હું જે ઘરમાં ભિક્ષા માગવા પેઠો હતો તેજ ઘરમાં તે બાઈ પણ આવી અને બોલી કે આ ફોતરાં ઉતારેલા તલ લેઇને કોઇ ફોતરાંવાળા તલ આપશો કે? તે ઘરની ધણીયાણીને તે વાત પસંદ પડી અને ફોતરાંવાળા આપી બદલામાં ફોતરાં ઉતારેલા તલ લેવાની તૈયારીમાં હતી તે સમયે તેનો પુત્ર બોલ્યો કે ઓ મા, આ તલ લેવા લાયક નથી. આમાં કંઇ પણ ભેદ હોવો જોઇએ કારણ આ બ્રાહ્મણી કંઈ ભેદ વિના ફોતરા વિનાના તલ આપી, ફોતરાવાળા તલ લે નહી? પોતાના પૂત્રનું આ પ્રમાણે કહેવું સાંભળી તે ઘર ધણીયાણીએ તલ લેવાનો વિચાર માંડી વાળ્યો.

આ પ્રમાણે કહી અથિતિએ તામ્રચૂડને કહ્યું કે ઉંદરો સંબંધમાં પણ આવીજ રીતે કંઇ કારણ હોવું જોઇએ. ઉંદરોના આવવાનો રસ્તો

તમારા જાણવામાં હોય તો કહો. તામ્રચૂડે ઉત્તર આપ્યો કે ઉંદરના આવવાના રસ્તા સંબંધી હું કંઇજ જાણતો નથી. એક ઉંદર અત્રે આવતો નથી પણ અસંખ્ય ઉંદર અત્રે આવે છે?

આ સાંભળીને અથિતિએ એક કોશ મંગાવીને પરોઢીયામાં સર્વથી વહેલો ઉઠી, તામ્રચૂડને ઉઠાડીને તે બન્ને મારી પાછળ પાછળ આવી મારો ભંડાર જોઇ તેને કોશથી ખોદી નાંખ્યો અને મને દ્રવ્યહિન્ બનાવી દીધો. આ તેના કૃત્યથી મેં ઘણો વિલાપ કર્યો. દ્રવ્યહિન્ થયા પછી સર્વ સંબંધી જેમ મનુષ્યનો ત્યાગ કરે છે તેમ સર્વ ઉંદરોએ મારો ત્યાગ કર્યો. બીજા ઉંદરપર હું જે આધિપત્ય ભોગવતો હતો તે નષ્ટ થયું. ધન વિનાના જીવતરને ધિક્કાર છે! આ પ્રમાણે હું ધનહિન્ થયો એટલે વિચાર કર્યો કે તામ્રચૂડ સંન્યાસીની પેટીમાં એક ચીંથરામાં સો રૂપીયા બાંધેલા છે તે લેઇ આવું એટલે ફરીથી સર્વ વૈભવ પ્રાપ્ત થાય. ધન લેવાની ઇચ્છાથી હું રાત્રે પાછો તેજ મઠમાં ગયો. તામ્રચૂડ નિદ્રાવશ થયા પછી તેની પેટીને હું કાણું પાડવા લાગ્યો. એટલામાં તે દુષ્ટ જાગી ઉઠયો ને વાંસનો દંડુકો મને માર્યો. મારા સુભાગ્યે તે મને મારા હાથમાં વાગ્યો તેથી હું બચ્યો. મારની વેદનાથી વ્યાકુળ થઇ અતિ કષ્ટે હું ત્યાંથી બહાર નીકળ્યો. કહ્યું છે કે—

> प्राप्तव्यमर्थं लभते मनुष्यः
> देवोपि तं लंघयितुं न शक्तः
> तस्मान्न शोचामि न विस्मयो मे
> यदस्मदीयं नहि तत्परेषाम् ॥

મનુષ્ય કર્મ પ્રમાણે મળવા યોગ્ય વસ્તુ પ્રાપ્ત કરી લેછે. દૈવ પણ તે છિનવી લેવા શક્તિમાન નથી. માટે હું શોક કરતો નથી તેમ મને આશ્ચર્ય પણ થતું નથી. જે આપણું છે તે પારકાનું થવાનું નથી.

આ સાંભળીને કાગડાએ કાચબાને પૂછયું કે એ કથા કેવા પ્રકારની છે? તે સાંભળી હિરણ્યક બોલ્યો કે ભાઇ તે કથા સાંભળ.

---

## વારતા ૫ મી.

### એક વણિક પુત્રે વેચાણ લીધેલો એક શ્લોક.

એક શહેરમાં સાગરદત્ત નામનો શ્રીમંત વાણિયો રહેતો હતો. તેના પુત્રે સો રૂપીયા આપી એક પુસ્તક વેચાતું લીધું તેમાં નીચે પ્રમાણે એક શ્લોક લખ્યો હતો.

प्राप्तव्यमर्थं लभते मनुष्यः
देवोऽपि तं लंघयितुं न शक्तः
तस्मान्न शोचामि न विस्मयो मे
यदस्मदीयं नहि तत्परेषाम् ॥

મનુષ્ય કર્મ પ્રમાણે મળવા લાયક વસ્તુ મેળવે છે, દેવ પણ તે છિનવી લેવાને શક્તિમાન નથી. માટે હું શોક કરતો નથી તેમ મને આશ્ચર્ય પણ લાગતું નથી. જે આપણું છે તે પારકાઓનું થવાનું નથી.

બે ચાર દિવસ પછી સાગરદત્તને આ વાતની ખબર પડી એટલે તેણે પુત્રને બોલાવીને ઠપકો આપ્યો કે અરે મૂર્ખ તને ધિક્કાર છે. એક જ શ્લોક લખેલા પુસ્તકના તેં સો રૂપીયા આપ્યા તો આવી બુદ્ધિથી તું શી રીતે કમાઇ ખાઇશ? માટે હવે આજથી તારે મારા ઘરમાં આવવું નહી? પિતાનાં આવાં વચનો સાંભળીને તે ઘર છોડી દૂરદેશમાં જતો રહ્યો. તે એક મોટા નગરમાં આવીને રહ્યો. નગરમાં કોઇ તેને પૂછે કે તમારૂં નામ શું? તમે કયાંથી આવ્યા? તો જવાબમાં વણિક પુત્ર કંઇ બોલતો નહીં પણ ઉપર લખેલો શ્લોક કહેતો આ પ્રમાણે નગરમાં જે કોઇ તેને કંઇ પૂછે તો જવાબ ન આપતાં તે શ્લોક બોલ્યા કરે આ ઉપરથી નગરના લોકોએ તેનું નામ "प्राप्तव्यमर्थ" પાડ્યું.

એક દિવસે તે નગરના રાજાની યૌવન અને રૂપવાળી ચંદ્રવતી નામની રાજકન્યા પોતાની સખી સાથે નગર નિહાળવા નીકળી હતી. તે નગરમાં કોઇ એક રાજપુત્ર આવ્યો હતો. ચંદ્રવતી તે સ્વરૂપવાન અને યુવાન રાજપુત્રને જોઇને અતિ કામાતુર થઇ તેણે પોતાની સખી સાથે રાજપુત્રને કહેવડાવ્યું કે જો તમો મારી કામવાસના પૂર્ણ નહીં કરો તો હું મરણ પામીશ. સખીએ રાજપુત્રને સર્વ હકીકત નિવેદન કરીને કહ્યું કે તમો રાત્રે ચંદ્રવતીના મહેલપર આવજો. મહેલની બારીએ એક મજબુત દોરી લટકતી રાખીશું તેને આધારે તમે મહેલમાં દાખલ થજો.

આ પ્રમાણે રાજપુત્ર સાથે ઠરાવ કરી ચંદ્રવતીની સખી ત્યાંથી ચાલી ગઇ. રાત્રિ થયા પછી રાજપુત્રે વિચાર કર્યો કે અરેરે આ તો મોટું પાતક છે કારણ જે પુરૂષ ગુરૂની પુત્રી સાથે, મિત્રની સ્ત્રી સાથે તથા શેઠ અને નોકરની સ્ત્રી સાથે વ્યભિચાર કરે છે તેને જગતમાં બ્રહ્મહત્યા કરનારો કહે છે. વળી કહ્યું છે કે જે કામથી યશ મળતો નથી, જે કામથી માણસ અધમ ગતિને પામે છે, અને જે કામથી સ્વર્ગમાંથી ભ્રષ્ટ થવાય છે તે કામ મનુષ્યે કરવું નહીં. આવી રીતે સારા નરસા કર્મનો વિચાર કરી રાજપુત્ર ચંદ્રવતી પાસે ગયો નહીં.

તે પછી પ્રાપ્તવ્યમર્થ રાત્રે ત્યાં ફરતો ફરતો ગયો. ચંદ્રવતીના મહેલની બારીમાંથી લટકતી દોરી જોઇને તેના મનમાં અનેક તર્ક વિતર્ક ઉત્પન્ન થયા. આમાં કંઇક કૌતક હશે એમ ધારીને તે દોરી ઝાલી ચઢીને મહેલમાં ગયો. ચંદ્રવતીએ વણિક પુત્રને રાજકુમાર ધારીને તેને આવકાર આપ્યો. ભોજન વગેરે કર્યા બાદ બન્ને શયન ગૃહમાં ગયાં. ચંદ્રવતી ઘણી નમ્રતા સાથે બોલી કે, પ્રિય, તમારા દર્શન કરતાની સાથેજ હું તમારાપર આસક્ત થઇ છું. તમારા સિવાય અન્ય પુરૂષને હું પતિ તરીકે માનતી નથી છતાં આપ મારી સાથે શા માટે બોલતા નથી? આ સાંભળીને વણિક પુત્રે ઉત્તર આપ્યો કે **प्राप्तव्यमर्थं लभते मनुष्यः** "મનુષ્ય કર્માનુસાર મેળવવાની વસ્તુ મેળવે છે" આ પ્રમાણે તેનું બોલવું સાંભળીને રાજકન્યા ચેતી ગઇ કે આતો કોઈ બીજો માણસ છે. રાજકન્યાએ તેનાપર ક્રોધ કરીને તેને મહેલમાંથી નીચે ઉતારી મૂક્યો. વણિક પુત્ર ત્યાંથી નીકળી એકાંતમાં દેવ મંદિરમાં જઇને સૂતો. થોડીવાર પછી તે નગરનો કોટવાળ કોઇ વ્યભિચારિણી સ્ત્રીએ કરેલા વાયદા પ્રમાણે ત્યાં ગયો. દેવ મંદિરમાં વણિક પુત્રને એકલો જોઇ કોટવાળે પૂછયું કે તું કોણ છે? વણિક પુત્રે ઉત્તર આપ્યો કે **प्राप्तव्यमर्थं लभते मनुष्यः** આવો ઉત્તર સાંભળીને કોટવાળે કહ્યું કે આ એકાંત જગો છે માટે તું અહીંથી દૂર જઇ સુઇ જા. વણિક પુત્ર ત્યાંથી ઉઠી દૂર જઇ સુવા ગયો. થોડે દૂર એક પથારી હતી તેમાં તે કોટવાળની પુત્રી અંધારામાં પોતાના યારની રાહ જોતી સૂતી હતી. વણિક પુત્ર તેજ પથારી તરફ સુવા ગયો. કોટવાળની પુત્રીએ તેને આવકાર આપ્યો અને તેની સાથે પથારીમાં સુતી. થોડીવાર પછી કોટવાળની પુત્રી બોલી ઓ પ્રિયતમ, તમે મારી સાથે વિશ્વાસથી કેમ વાત કરતા નથી? વણિક પુત્ર બોલ્યો **प्राप्तव्यमर्थं लभते मनुष्यः** આ વચન સાંભળીને પેલી તરૂણીએ વિચાર કર્યો કે આતો કોઇ બીજો માણસ છે. પછી તરૂણીએ તેને ત્યાંથી હાંકી કાઢયો. વણિક પુત્ર ત્યાંથી ચાલતો થયો. નગરમાં દાખલ થયા પછી તેને એક વરરાજાનો વરઘોડો સામો મળ્યો. વણિક પુત્ર પણ તે વરઘોડામાંના માણસોની પાછળ પાછળ ચાલવા લાગ્યો. વરઘોડો કન્યાના ઘર આગળ આવી પહોંચ્યો. સર્વે લગ્નની તૈયારી કરવા લાગ્યા એટલામાં કોઈ હાથી મદથી ગાંડો થઇ મસ્તી કરતો કરતો ત્યાં આવી ચઢયો. હાથીની બીકથી વિવાહમાં આવેલા સર્વે માણસો ત્યાંથી નાસી ગયા. કન્યા બિચારી એકલી ત્યાં આગળ ઉભી રહી અને ભયથી કંપવા લાગી. બીજી તરફ પ્રાપ્તવ્યમર્થ પણ ત્યાંજ ઉભો હતો. તે એકદમ કન્યા પાસે ગયો અને બોલ્યો કે

ઓ સુંદરિ, તું ભય પામીશ નહી. હું તારૂં રક્ષણ કરીશ. આ પ્રમાણે કન્યાને ધીરજ આપી તેણે હાથીને કઠણ વચનો કહી તેનો ધિક્કાર કર્યો. દૈવયોગે હાથી ત્યાંથી નાશી ગયો. કન્યાએ પોતાનો પ્રાણ બચાવનાર પ્રાપ્તવ્યમર્થને દેહ અર્પણ કર્યો ને પતિ તરીકે તેને ગણ્યો. હાથી ગયા પછી, વર, વરનો બાપ અને બીજા સર્વ ચોરી આગળ આવ્યા ત્યાં કન્યા તરફ જોયું તો તે પ્રાપ્તવ્યમર્થનો હાથ ઝાલી ઉભેલી જણાઈ. કન્યાના બાપે, તથા સસરાએ કન્યાને પુછ્યું કે આ કોણ છે? ત્યારે કન્યાએ જવાબ આપ્યો કે, મારા પ્રાણનું રક્ષણ કરનાર આ મારો સ્વામિ છે. હું જીવતી છું ત્યાં સુધી આના સિવાય બીજા કોઇનું પાણિ ગ્રહણ કરીશ નહીં. બીજે દિવસે સવારે આ વાતનો ખુલાસો કરવા સર્વ મહાજન ત્યાં આગળ એકઠું થયું. મહાજન એકઠું થનાર છે સાંભળી રાજા, રાજકન્યા અને કોટવાળની દીકરી પણ ત્યાં આવી સર્વ મહાજન એકત્ર થયા પછી તે વણિક્ પુત્રને પુછ્યું કે ભાઇ, જે સત્ય વાત છે તે કહો એટલે તે બોલ્યો કે—**प्राप्तव्यमर्थं लभते मनुष्य:**

તે પછી રાજકન્યા સંભારીને બોલી કે,

**देवोऽपि तं लंघयितुं न शक्तः**

તે પછી કોટવાળની પુત્રી બોલી કે,

**तस्मान्न शोचामि न विस्मयो मे**

તે સર્વ સાંભળીને વણિક્ પુત્રી બોલી કે,

**यदस्मदीयं नहि तत्परेषाम् ॥**

આ સાંભળી સર્વ મહાજન પ્રસન્ન થયું. વણિકે પુત્રીનું સર્વાનુમતે તેની સાથે લગ્ન કર્યું. રાજા પણ આ સાંભળી ખુશી થયો ને ચંદ્રવતી કન્યાનું તેની સાથે લગ્ન કર્યું. લગ્નની પહેરામણીમાં ચાર ગામ તેને બક્ષીસ આપ્યાં. કોટવાળે પણ પોતાની પુત્રીનું તેની સાથે લગ્ન કર્યું. આ પ્રમાણે ત્રણ કન્યા સાથે લગ્ન કર્યા બાદ, રાજાને પુત્ર ન હોવાથી તેને યુવરાજ પદ પર અભિષેક કર્યો. પછી વણિક પુત્રે પોતાના માત પિતાને ત્યાં સન્માન પૂર્વક તેડાવ્યા અને સર્વ સાથે નાના પ્રકારના વૈભવો ભોગવતો સુખથી દિવસો ગાળવા લાગ્યો માટે હું કહું છું કે,

મનુષ્ય કર્માનુસાર મેળવવા યોગ્ય વસ્તુ મેળવે છે. દેવતા પણ તે છિનવી લેવાને શક્તિમાન નથી. માટે હું શોક કરતો નથી તેમ મને આશ્ચર્ય પણ થતું નથી. જે આપણું છે તે પારકાઓનું થવાનું નથી.

માટે આ સર્વ સુખ દુઃખનો અનુભવ કરીને હું પરમ ખિન્ન થયેલ હતો. આ મિત્ર મને તારી પાસે લાવ્યો છે. આ સર્વ મારા વૈરાગ્યનું

કારણ છે. આ સાંભળીને મંથરક બોલ્યો કે ભાઇ, તું ખરો સ્નેહિ છે. ઉત્તમ કુળમાં જન્મેલા મિત્રનું ચિત્ત સામાનું ધન જોઇને કોઇ દિવસ ચલાયમાન થતું નથી તેવો ઉત્તમ મિત્ર કરવો જોઇએ. આપત્તિ કાળ આવે ત્યારે જે કસોટીએ ચઢે છે તેજ ખરો મિત્ર ગણાય છે. સારા અને ઉદયના સમયે દુર્જન પણ મિત્ર થાય છે. આજ મારી પણ ખાત્રી થઈ છે કે માંસાહારી કાગડો અને જળચર વચ્ચે સંબંધ થવો વિરૂદ્ધ છે પણ આપણે બધા ખરા સ્નેહિ છીએ. માટે ભલે તું અહીં રહે. મારાથી શકય તે તને મદદ કરીશ. તારૂં ધન નાશ પામ્યું અને વિદેશમાં તારો વાસ થયો તેનો તું ખેદ કરીશ નહીં. કારણ વાદળાની છાયા, ખળની પ્રીતિ, રાંધેલું અન્ન, સ્ત્રી, જુવાની અને ધન સદાકાળ ઉપભોગમાં આવતાં નથી. માટેજ વિવેકી પુરૂષો ધનની ઇચ્છા કરતા નથી. વળી તારે વિદેશમાં વાસ કર્યા બદલ પણ શોક કરવો નહીં. કારણ ધીર અને મનસ્વી પુરૂષને પોતાનો દેશ કયો અને પારકો દેશ કયો છે? તે જે દેશમાં વાસ કરે છે તેજ દેશને પોતાના બાહુના પ્રતાપથી વશ કરી લેછે. પુરૂષ નિર્ધન હોય ને તે વિદેશમાં ગયો હોય તો પણ તે બુદ્ધિમાન હોય તો કોઇ દિવસ દુખી થતો નથી. તું બુદ્ધિનો ભંડાર છે. વળી બીજું કહેવાનું કે ધન મળ્યું હોય તો પણ કર્મને લીધે નાશ પામે છે. ધન પોતાની મેળે આવી મળ્યું હોય તો પણ દૈવ તેને હરી જાય છે કહ્યું છે કે,

**अर्थस्योपार्जनं कृत्वा नैव भोगं समश्नुते**
**अरण्यं महदासाद्य मूढः सोमिलको यथा ॥**

મૂર્ખ સોમિલકે અરણ્યમાં જઇને ધન સંપાદન કર્યું હતું પણ તેનો ઉપભોગ કર્યો નહોતો. મૂર્ખ મનુષ્યો ધન મેળવીને તેનો ઉપભોગ કરતાજ નથી.

હિરણ્યકે પુછ્યું એ કથા કેવા પ્રકારની છે? કાચબો કથા કહેવા લાગ્યો કે,

---

## વારતા ૬ઠ્ઠી.

### ભાગ્ય અને કોળી.

કોઇ એક નગરમાં સોમિલક નામનો એક કોળી રહેતો હતો. તે કોળી હમેશાં રાજાને પહેરવા લાયક ઝીણાં વસ્ત્રો વણી રંગતો હતો. તે કોળી અનેક જાતનાં વસ્ત્રો વણવામાં અતિ કુશળ હતો છતાં તેને ખાવા અને પહેરવા કરતાં વધારે ધન મળતું નહોતું. તેનીજ જોડે એકબીજા

કોળી રહેતો હતો. તે વસ્ત્રો વણવામાં કુશળ નહોતો. જાડા અને જેવાં તેવાં વસ્ત્રો વણતો છતાં તેને પુસ્કળ ધન મળતું. તેથી તે ઘણો શ્રીમંત થયો હતો. એક દિવસે ઝીણાં વસ્ત્રો વણનારે પોતાની સ્ત્રીને કહ્યું કે, વાહલી, પેલો જાડાં કપડાં વણનાર થોડા સમયમાં શ્રીમંત થયો છે. નશીબનો ચમત્કાર જો! આ જગા મને ધારણી દેખાતી નથી માટે આપણે બીજા ગામમાં જઇએ. તે સાંભળીને તેની સ્ત્રી બોલી કે આ તમારૂં કહેવું ખોટું છે કારણ જે પક્ષીયો આકાશમાં ઉડે છે અને પૃથ્વિપર પડે છે તેમને પણ દૈવે આપ્યા સિવાય મળતું નથી. તેમજ વળી જે થવાનું નથી તે થાતું નથી અને ન થનારી બાબત પ્રયત્ન વિના પણ બની આવે છે. જે વસ્તુનું અસ્તિત્વ હોતું નથી તે વસ્તુ હાથમાં છતાં પણ નાશ પામે છે. વાછરડું જેમ હજારો ગાયોમાંથી પોતાની માતાને ઓળખી કાડે છે તેમ પૂર્વ જન્મમાં કરેલું કર્મ કર્તાને ઓળખી કાઢે છે. કર્તા અને કર્મ એક બીજા સાથે જોડાઇ રહેલા છે. માટે તમે રહી રહીને જ ઉદ્યોગ કરો. આ સાંભળીને કોળી બોલ્યો, પ્રિયા, ઉદ્યોગ વિના કર્મનું ફળ મળતું નથી. જેમ એક હાથે તાળી પડતી નથી તેમજ ઉદ્યોગ વિના કર્મનું ફળ મળતું નથી. વળી કહ્યું છે કે લક્ષ્મી ઉદ્યોગી ને પરાક્રમી પુરૂષને મળે છે. નશીબમાં લખ્યું હશે તે પ્રમાણે થશે એમ કાયર લોકો બોલે છે માટે નશીબ પર આધાર ન રાખતાં શક્તિ પ્રમાણે પ્રયત્ન કરવો. સદાસર્વદા કાર્યો ઉદ્યમથી સિદ્ધ થાય છે. સૂતેલા સિંહના મોંમા મૃગો પોતાની મેળે પેસતા નથી માટે મારે અવસ્ય પરદેશમાં જવું જોઇએ. આવો વિચાર કરીને તે વર્ધમાનપુર નામના નગરમાં ગયો અને ત્યાં પોતાનો ધંધો ચલાવ્યો. ધંધામાં ઘણો નફો મળ્યો. થોડા સમયમાં તેણે બસો સોનામોહોર પ્રાપ્ત કરી અને પોતાને સ્વદેશ જવા નિકળ્યો. રસ્તામાં રાત્રિ પડવાથી સિંહ વગેરેના ભયથી તે એક ઝાડપર ચઢીને બેઠો. અર્ધ રાત્રિએ તેણે બે પુરૂષ ને પરસપર વાતો કરતા સાંભળ્યા. એક પુરૂષ બોલ્યો—ઓ કર્તા, તને ખબર નથી કે આ સોમિલકના નશીબમાં ખાવા, પીવા અને પહેરવા સિવાય વધારે ધન નથી, એમ છતાં તેં તેને બસો સોનામોહોર શા માટે આપી? કર્તા બોલ્યો—અરેકર્મ, મારે ઉદ્યોગી મનુષ્યને તેના ઉદ્યોગનું ફળ આપવું જોઇએ. પણ તેમાં પરિણામ તારે સ્વાધિન છે. આ બે પુરૂષોના ગયા બાદ સોમિલકે પોતાની કોથળી ઉઘાડી જોયું તો તેમાં કંઇ દીઠું નહીં. આ જોઇ સોમિલક અતિ શોકાતુર થયો ને પાછો વર્ધમાનપુરમાં ગયો. થોડા દિવસ પછી તે પાંચસો સોનામોહોર ક્માયો અને પોતાને સ્વદેશ જવા નિકળ્યો. રસ્તામાં રાત્રિ થવાથી

પ્રથમ પ્રમાણે એક ઝાડપર ચઢી ગયો. મધ્ય રાત્રિએ પ્રથમના જ બે પુરૂષો તેણે જોયા. એક પુરૂષ બોલ્યો ઓ કર્તા, આ સોમિલકના ભાગ્યમાં ખાવા, પીવાને પહેરવા સિવાય વધારે ધન નથી છતાં તેં તેને ૫૦૦ સોનામોહોર શા માટે આપી ? કર્તા બોલ્યો—અરે કર્મ, મેં તને એક વખત કહ્યું છે કે ઉદ્યોગી પુરૂષને તેની મહેનતનું ફળ હું અવસ્ય આપુછું પણ તેનું પરિણામ તારા હાથમાં છે. સોમિલકે બન્નેની વાત સાંભળ્યા બાદ પોતાની કોથળી ઉઘાડી અંદર જોયું તો સોનામોહોર દીઠી નહીં તેથી તે અતિ દીલગીર થયો અને મારા નશીબમાં ધન નથી, હવે મારે નિર્ધનને જીવીને શું કામ છે એમ વિલાપ કરી, ગળે ફાંસો ખાઇ મરવા તૈયાર થયો એટલામાં આકાશમાંથી એક પુરૂષ બોલ્યો કે, અરે, તું સાહસ કરીશ નહીં. હું તારૂં ધન હરણ કરનારો છું. માટે તું ઘેર જા. તારા નશીબમાં વધારે ધન નથી. ઘેર જતાં પહેલા તને કહું છું કે તને મારાં દર્શન થયાં છે, માટે તું ઇચ્છિત વર માગ. આ સાંભળી સોમિલક બોલ્યો કે, જો તમારે વર આપવાની ઇચ્છા હોય તો મને ઘણું ધન આપો. એટલે કર્મે કહ્યું કે, અરે ઉપભોગ વિનાના ધનને તું શું કરીશ ? તારા ભાગ્યમાં ખાવા, પીવા કરતાં વધારે ધન નથી. સોમિલક બોલ્યો—જો કે ધનનો ઉપભોગ કરી શકીશ નહીં તો પણ મને ઘણું ધન આપો. કારણ કહ્યુ છે કે માણસ કૃપણ હોય, નીચ કુળમાં જન્મેલો હોય, તોપણ તેની પાસે જો ધન હોય તો તેની બીજાં માણુસો સદા સેવા કરે છે તેમજ વળી કહ્યું છે કે, હે કલ્યાણિ, મેં શિથિલ છતા મજબુત રીતે વળગી રહેલા બે માંસના પિંડો પડશે કે નહીં પડે એવી ઇચ્છાથી પંદર વર્ષો સુધી તેવા તે તેવાજ દીઠા હતા. કર્મે પુછયું કે તે કથા કેવી છે, પુરૂષ બોલ્યો કે—

## વારતા ૭ મી.

### લોભી સિંયાળ.

કોઇએક નગરમાં એક બળદ રહેતો હતો. તે ઘણો મદોન્મત્ત થવાથી જંગલમાં ભટકતો હતો. એક દિવસે તે એક નદીને કાંઠે પાણી પીવા ગયો. તેજ નદીના કીનારે એક પ્રલોભક નામનો શિયાળ પોતાની સ્ત્રી સાથે રહેતો હતો. શિયાળની સ્ત્રીએ પાણી પીવા આવેલા બળદના બે લટકતા વૃષણુ જોઇને પોતાના પતિને કહ્યું કે, સ્વામીનાથ આ બળદના બે માંસના પિંડો એક પ્રહરમાં પડી જશે માટે તમે તેની પાછળ જાવો. આ સાંભળીને શિયાળ

બોલ્યો કે, પ્રિયા, તું મને વૃથા પરિશ્રમ કરવા કહે છે. તે માંસ પિંડ કોઇ દિવસ પડવાના નથી. આપણે ઉંદરો ખાઇનેજ રહીશું કારણ કે,

**यो ध्रुवाणि परित्यज्य अध्रुवाणि निषेवते**
**ध्रुवाणि तस्य नश्यंन्ति अध्रुवं नष्टमेवच ॥**

જે ધ્રુવ વસ્તુઓને તજીને અધ્રુવ વસ્તુઓને સેવે છે તેની ધ્રુવ વસ્તુઓ નાશ પામે છે અને અધ્રુવ વસ્તુ તો નાશવંતજ હોય છે.

આ સાંભળીને શિયાળની સ્ત્રી બોલી કે અરે તમે કાયર છો અને જે કંઇ વસ્તુ મળે તેનાથીજ સંતોષ પામો છો. મનુષ્યે સદાકાળ ઉત્સાહ રાખવો જોઇએ. કારણ જે મૂઢ અલ્પ મળવાથીજ સંતોષ પામે છે તે કમનશીબ પુરૂષને લક્ષ્મી આપેલી હોય તો પણ તે નાશ પામે છે. માટે તમે બળદની પાછળ જાઓ. વળી હવે મને ઉંદરના માંસનો કંટાળો આવ્યો છે. બળદના માંસના બે લોચા થોડા વખતમાં ખાત્રીથી પડશે માટે તમે તેની પાછળ જવાનો પ્રયત્ન કરો.

આ પ્રમાણે સ્ત્રીનું ભાષણ સાંભળીને શિયાળ બળદની પાછળ ગયો. પુરૂષ જ્યાં સુધી સ્ત્રીના અંકુશમાં હોતો નથી ત્યાં સુધી તે સર્વ કાર્યો કરી શકે છે. બુદ્ધિશાળી પુરૂષ પણ જ્યારે સ્ત્રીના કહેવાથી દોરાય છે ત્યારે અકાર્યને કાર્ય માને છે અગમ્ય વસ્તુને ગમ્ય માને છે અને અભક્ષ્ય વસ્તુને ભક્ષ્ય માને છે.

આવી રીતે સ્ત્રીના કહેવાથી શિયાળ બળદની પાછળ પંદર વર્ષ સુધી ભટક્યો પણ માંસના લોચા પડ્યા નહીં. આખરે પંદરમે વર્ષે શિયાળે ખેદથી પોતાની સ્ત્રીને કહ્યું કે, હે કલ્યાણી, શિથિલ થઇ ગએલા છતાં સારી રીતે વળગી રહેલા માંસના બે પિંડો પડશે કે નહીં પડે એવી ઇચ્છાથી મેં પંદર વર્ષ સુધી જોયા કર્યું. હવે હું હારીને પાછો આવ્યો છું.

આ પ્રમાણે પેલો પુરૂષ બોલ્યો કે, જો એમ છે તો ફરી તું વર્ધમાનનગરમાં જા. ત્યાં વાણિયાના બે પુત્રો રહે છે. એકનું નામ ગુપ્તધન છે, અને બીજાનુ નામ ઉપભુક્તધન છે. ગુપ્તધન પૈસાનો સંગ્રહ કરે છે અને ઉપભુક્તધન દાન વગેરે કાર્યોમાં ધનનો સારો વ્યય કરે છે. આ પ્રમાણે બોલી પેલો પુરૂષ અંતરધાન થઇ ગયો. સોમિલક મનમાં વિસ્મય પામી પાછો વર્ધમાનપુર ગયો અને ગુપ્તધનને ત્યાં ઉતર્યો. ગુપ્તધને તેને માન આપ્યું નહીં તેમ ખાવાની વખતે અતિ અપ્રીતિથી તેને થોડું ખાવાનું આપ્યું. બીજે દિવસે મહેમાનને ખાવાનું આપવું પડશે ધારીને ગુપ્તધનના સર્વ માણસોએ અપવાસ કર્યો. આથી સોમિલક કંટાળીને ઉપભુક્તધનના ઘેર ગયો. ઉપભુક્તધને તેને માન આપી તેનો સત્કાર કર્યો અને પ્રસન્ન મુદ્રાથી તેને

ભોજન આપ્યું. આ જોઇને સોમિલકે વિચાર કર્યો કે ઉપભુક્તધન દ્રવ્યનો સંગ્રહ કરતો નથી તો પણ તે સારો છે અને ગુપ્તધન ધનનો સંગ્રહ કરે છે તે સારો નથી કારણ કહ્યું છે કે વેદનું ફળ અગ્નિહોત્ર કરવું તે છે, શીયળનું ફળ શાસ્ત્ર શ્રવણ કરવું તે છે. સ્ત્રી સંભોગ કરવાનું ફળ પુત્ર છે અને ધનનું ફળ તેનું દાન કરવું તથા ઉપભોગ કરવો તેજ છે માટે, ઓ ભાગ્યદેવ, મને દાનમાં તથા ઉપભોગમાં આવે તેવું ધન આપો. મારે ધનનું રક્ષણ કરવું નથી. આ ઉપરથી ભાગ્યદેવે તેને ઉપભુક્તધનના જેવો બનાવ્યો. તે પછી સોમિલક સદા ધનનો દાનમાં તથા ઉપભોગમાં ઉપયોગ કરવા લાગ્યો.

માટે ભાઇ હિરણ્યક, તારે ધન માટે સંતાપ કરવો નહીં જે ધનનો ઉપભોગ કરવામાં આવતો નથી તે ધન નહીં જેવુંજ છે. ધનની ત્રણ સ્થિતિ થાય છે. દાન, ઉપભોગ અને નાશ. જે પુરૂષ તેનું દાન કરતો નથી, તેનો ઉપભોગ કરતો નથી તે ધનની ત્રીજી સ્થિતિ એટલે નાશ થાય છે. જે શાંત મનવાળા હોય છે તે સદા સુખી થાય છે. ધન લોભી કોઇ દીવસ સુખી થતો નથી માટે તારે સદા સર્વદા સંતોષ રાખવો. મંથરક નામના કાચબાનું આ પ્રમાણે કહેવું સાંભળીને કાગડો બોલ્યો, ભાઇ, મંથરકનો ઉપદેશ તારે ધ્યાનમાં રાખવો કારણ હમેશા મધુર બોલનારા પુરૂષો સુલભ હોય છે પણ કડવું છતાં હિતકારક બોલનારા અને સાંભળનારા પુરૂષો દુર્લભ છે.

આ પ્રમાણે સર્વ મિત્રો વાતો કરતા હતા તે સમયે ચિત્રાંગ નામનો એક મૃગ પારધીથી ભય પામીને તેજ સરોવરને તીરે આવ્યો. આ જોઇને લઘુપતનક, હિરણ્યક અને મંથરક પોતપોતાના સ્થાને ભરાઇ બેઠા. ચિત્રાંગને બરાબર જોઇને મંથરક બોલ્યો કે, આ મૃગ ઘણો હાંફે છે. આની પાછળ પારધી પડેલા છે, માટે ઓ લઘુપતનક, તું તપાસ કર કે પારધીઓ ક્યાં છે? આ સાંભળીને ચિત્રાંગ બોલ્યો કે ભાઇ, મારા ભયનું કારણ તું બરાબર સમજ્યો છું. મારો પ્રાણ બચે તેવો ઉપાય તું મને ઝટ બતાવ. આ સાંભળીને મંથરક બોલ્યો કે, આ જંગલની ઝાડીમાં અભય સ્થળે તું સંતાઇ બેસ એટલે તારો પ્રાણ ભયથી મુક્ત થશે. થોડીવાર પછી પારધીઓ ઘર તરફ ચાલ્યા ગયા. બાદ સર્વ મિત્રો એકઠા થયા. મૃગસહ સર્વ મિત્રો રોજ આનંદની વાતો કરી પોતાનો કાળ કાઢતા હતા. એક દિવસે ચિત્રાંગમૃગ વાતો સાંભળવા આવ્યો નહીં એટલે સર્વે મિત્રો ઘણા શોકાતુર થયા ને બોલ્યા કે અરેરે, બિચારો ચિત્રાંગ ક્યાં ગયો? કોઇ સિંહે તેને મારી તો નહીં નાખ્યો હોય? પોતાનો વાહલો મનુષ્ય ઘરથી થોડે દૂર

ગયો હોય તો પણ તેઓ મોહને લીધે તેનું ભુંડું થયું હશે એમ શંકા કરે છે. તે પછી મંથરકે કાગડાને કહ્યું કે અરે 'ભાઈ લઘુપતનક, હું અને હિરણ્યક ધીમી ગતિને લીધે ચિત્રાંગની શોધ કરવા શક્તિમાન નથી. તારી ગતિ ઝડપવાળી છે માટે તું પ્રિય ચિત્રાંગનો શોધ કરવા જા. લઘુપતનક મિત્રનો શોધ કરવા ઘણે દુર ગયો એટલે તેણે ચિત્રાંગને એક અટપટી ફાંસીમાં ફસાઇ જઇ ઉભેલો દીઠો. મૃગને જોઇને લઘુપતનક ઘણો વ્યાકુળ થઇ ગયો અને બોલ્યો કે અરે મિત્ર, આ તારી દશા? મૃગ પણ મિત્રને જોઇને વધારે ખિન્ન થયો કારણ દુઃખનો ઉભરો મંદ થયો હોય અગર મટી ગયો તોપણ સ્નેહીને જોવાથી ફરીને અધિક થઇ આવે છે. પ્રાણનો અંત થવા આવે ત્યારે પણ મિત્રનું દર્શન સુખદાયી થાય છે. મિત્રને જોઇને મૃગ આંખમાં આંસુ લાવી બોલ્યો કે, ભાઇ, સ્નેહથી જો મેં તને કંઇ કહ્યું હોય તો મને ક્ષમા કરજે અને હિરણ્યક તથા મંથરકને મારા પ્રણામ કહી ક્ષમા માગી કહેજે કે જાણતાં અથવા અજાણતાં જે કડવું વચન મેં કહ્યું હોય તેની કૃપા કરી મને ક્ષમા આપશો. આ સાંભળીને લઘુપતનક બોલ્યો કે ભાઇ, ધીરજ રાખ. જે પુરૂષને સંપત્તિમાં હર્ષ થતો નથી, વિપત્તિમાં વિષાદ હોતો નથી, રણમાં ભય પામતો નથી તે ત્રિલોકના તિલક સમાન કોઇક જ પુત્રને માતા જન્મ આપે છે. માટે મિત્ર, ધૈર્ય ધારણ કર હમણાં હું હિરણ્યકને તારી પાસે લાવું છું તે તને બંધન મુક્ત કરશે.

લઘુપતનકે સરોવર પાસે આવી ચિત્રાંગની સર્વ હકીકત પોતાના મિત્રોને કહી. હિરણ્યક ને મંથરક એ સાંભળીને અતિ શોકાતુર થયા. હિરણ્યક, લઘુપતનકની પીઠપર બેશી ચિત્રાંગને મદદ કરવા ગયો. ચિત્રાંગ ઉંદરને જોઇને બોલ્યો કે, વાહ, સુજ્ઞ પુરૂષોએ સંકટ નિવારણાર્થે નિર્મળ સ્નેહિ કરવા જોઇએ. આ જગતમાં જે મિત્ર વિનાનો છે તે કોઇ પણ સંકટ તરી શકતો નથી. લઘુપતનકે, હિરણ્યકને કહ્યું કે ભાઇ તારી દાઢથી મિત્રનું બંધન જલદી તોડી નાંખ. વાર થશે તો પારધી આવી સર્વનો પ્રાણ લેશે. ડાહ્યા પુરૂષો પણ જ્યારે સંકટમાં બંધાઇ જાય છે ત્યારે તેમની બુદ્ધિનો નાશ થાય છે. વિધિએ જે કંઈ લખ્યું છે તે મહાન્ પંડિતોથી પણ ફેરવી શકાતું નથી. આ પ્રમાણે ત્રણે મિત્રો વાતચિત કરતા હતા એટલામાં મંથરક પણ ધીરેધીરે ચાલતો ત્યાં આવી પહોંચ્યો. મંથરકને જોઇને લઘુપતનક બોલ્યો કે મિત્ર, તું અહીં આવ્યો એ ખરેખર તેં ખોટું કર્યું છે કારણ જો અહીં પારધી આવશે તો હું ઉડી જઇશ, મૃગ નાશી જશે ઉંદર દરમાં ભરાઇ

બેસશે અને તારાથી અહીંથી જરા પણ દુર જવાશે નહીં. આ સાંભળીને મંથરક બોલ્યો ભાઇ, હું શું કરૂં ? ત્યાં રહી મિત્ર વિયોગ મારાથી સહન થયો નહીં. પ્રિયજનનો વિયોગ અને ધનની હાની જો ઉત્તમ ઓષધોના સમૂહ રૂપ મિત્રજનનો સમાગમ ન હોય તો કોણ સહન કરી શકે ? સર્વ મિત્રો વાતો કરતા હતા એટલામાં પારધી ત્યાં આવ્યો. પારધીને જોઇને સર્વ પોતપોતાની શક્તિ પ્રમાણે ઝટ નાશી ગયા. બિચારો મંથરક એકલો પડી રહ્યો તેને જોઇને પારધી ખુશ થયો ને બોલ્યો કે મૃગ ન મળ્યો કાચબો મળ્યો એ પણ ઠીક થયું. એમ બોલી કાચબાને પીઠપર નાંખી ત્યાંથી ચાલતો થયો. હિરણ્યક આ જોઇને અતિ દુઃખિ થયો. સર્વના ચિત્ત વ્યાકુળ થયાં ને મંથરકના જેવો બીજો કોઇ મિત્ર મળશે નહીં એમ બોલી રડવા લાગ્યા. દરિદ્રતાના સમયમાં ઉત્તમ પ્રકારનો લાભ કરી આપવો, ગુપ્ત વાત કહેવી, અને સંકટમાંથી છુટકારો કરવો આ ત્રણ મિત્રતાનાં ફળ છે. અરેરે હવે પછી આવો મિત્ર મળશે નહીં. ભય પ્રાપ્ત થતાં રક્ષણ રૂપ પ્રીતિ અને વિશ્વાસનું પાત્ર એવું બે અક્ષરનું રત્ન ( મિત્ર ) કોણે સરજ્યુ હશે ? આ પ્રમાણે સર્વ મિત્રો રડતા હતા તે સમયે કાગડો ધીરજ રાખી બોલ્યો કે, ભાઇ, પારધી નજર આગળથી દુર જાય નહીં એટલામાં તેના છુટકારાનો કંઇ ઉપાય કરો. રડવાથી શું મળશે ? જે દુઃખમાં આવી પડયા પછી મૂર્ખતાથી કેવળ ખેદ કરે છે તે દુઃખના છેડાને પામતો નથી. માટે દુઃખનો નાશ કરવા ઉપાય શોધો. આ પ્રમાણે બોધ કરી તે બોલ્યો કે ભાઇ, ચિત્રાંગ તું કોઇ તળાવ અને પારધીના જવાના રસ્તા વચ્ચે ચેતના વિનાનો થઇને પડ. અને હું પણ તારા માથાપર બેશીને ચાંચથી ધીમે ધીમે તારૂં માથું ખોતરૂં. આથી પેલો પારધી તને મરી ગયો સમજી મંથરકને તળાવના કિનારાપર મૂકી તારી પાસે આવશે. પારધી જેવો મૃગને લેવાને દોડે કે હિરણ્યક મંથરકના શરીરે વિંટાળેલી દર્ભની દોરી તોડી નાંખશે એટલે મંથરક ઝટ તળાવમાં પેશી ઉંડા પાણીમાં જતો રહેશે. આ યુક્તિ સર્વને પસંદ પડી. તેઓ ત્યાંથી આડે માર્ગે જઇ, એક તળાવ આગળ, પારધીના જવાના રસ્તા વચ્ચે ગયા. અને મૃગ ચેતના વિનાનો થઇ પડયો. કાગડો તેના માથાપર બેશી તેનું માથું ખોતરવા લાગ્યો. થોડા સમય પછી પારધી ત્યાં આવ્યો. મૃગના માથાપર કાગડાને માથું ખોતરતો જોઇ પારધી મનમાં રાજી થયો ને બોલ્યો કે વાહ, નશીબ વાહ, પાશની વેદનાથી આ મૃગ મરણતોલ થયો છે. આજ તો બેવડો શિકાર મળ્યો. એમ વિચાર કરી કાચબાને તળાવ આગળ મૂકી પારધી મૃગ તરફ દોડયો. પારધી દોડયો

કે હિરણ્યકે ઝટ લઇ કાચબાના શરીરે વિંટાળેલી દર્ભની દોરી કાપી નાંખી, એટલે તુરત મંથરક તળાવમાં પેશી પસાર થઇ ગયો, હિરણ્યક દરમાં ભરાઇ બેઠો. પારધી આવે છે એટલામાં કાગડો ને મૃગ બન્ને પસાર થઇ ગયા. આ પ્રમાણે કાચબો અને મૃગ બન્ને પસાર જઈ જવાથી પારધી ઘણો શોકાતુર થયો ને વિલાપ કરતો કરતો પોતાને ઘેર ચાલ્યો ગયો.

પારધીના ગયા પછી કાગડો, કાચબો, ઉંદર અને મૃગ સર્વ એકઠા થયા. પરસ્પર પ્રેમાલિંગન કરવા લાગ્યા પછી સર્વે પ્રથમના સરોવર તીરે ગયા અને મહા સુખથી દિવસો ગુજારવા લાગ્યા. માટે વિવેકી મનુષ્યે સદાસર્વદા મિત્રનો સંગ્રહ કરવો જોઇએ. મિત્ર સાથે કપટ વિના વર્તવું જોઇએ કહ્યું છે કે,

**यो मित्राणि करोत्यत्र न कौटिल्येन वर्तते**
**तैःसमं न पराभूतिं संप्राप्नोति कथंचन ॥**

જે મનુષ્ય આ જગતમાં મિત્રો કરે છે અને કપટથી વર્તતો નથી તે મનુષ્ય કોઇ પણ રીતે પરાભવનું દુઃખ પામતો નથી.





# ત્રીજું તંત્ર.

## કાલોલૂકીય.

પાછળ લખ્યા પ્રમાણે વારતા કહ્યા પછી વિષ્ણુશર્મા બોલ્યો કે, રાજપુત્ર, હવે હું તમને કાગડા અને ઘુવડના કલહની કથાદ્વારા રાજનીતિનું વર્ણન કરી બતાવુંછું તે સાંભળો.

---

## વારતા ૧ લી.

### કાગડા અને ઘૂવડ.

દક્ષિણ દેશમાં મહિલારોપ્ય નામનું એક શહેર હતું તેની નજીકમાં એક મોટું વડનું ઝાડ હતું. તે કેટલાએક પક્ષીઓ અને ઘણા પાંદડાંથી ઢંકાઇ ગયેલું હતું. તેના ઉપર મેઘવર્ણ નામનો કાગડાનો રાજા સહ પરિવાર રહેતો હતો. સામેની બાજુએ અરીમર્દન નામનો રાજા અસંખ્ય ઘુવડો સહીત પહાડોની ગુફા રૂપી કિલ્લામાં રહેતો હતો અને જે કાગડો તેના હાથમાં આવતો તેને મારી નાંખતો. આ પ્રમાણે તેણે તે ઝાડપરના માળાને કાગડા વિનાનો કરી નાંખ્યો. અથવા તો એમ કરવું ઘટિત છે. કારણ કે—

> जातमात्रं नयः शत्रुं व्याधिं च प्रशमं नयेत् ।
> अतिपुष्टाङ्गः युक्तोऽपि स पश्चात्तेन हन्यते ॥

જે રોગને અને શત્રુને ઉગતાજ દાબી દેતો નથી તે પોતે બળવાન હોય તો પણ તે રોગ અને શત્રુથી વિનાશ પામે છે ત્યાર પછી બીજે દિવસે તે કાગડાના રાજાએ સર્વ મંત્રીની સભા ભરી અને કહ્યું કે હે મંત્રીઓ આપણા શત્રુનું આપણે કેવી રીતે વેર લેવું? કારણ આપણે રાત્રે દેખતા નથી માટે હવે સંધિ, વિગ્રહ યાન, આસન, સંશ્રય અને દ્વૈધી ભાવ એમાંના કયા પ્રયોગ કામે લગાડવા? મંત્રીઓ બોલ્યા કે પૃથ્વીનાથ, આપણે એકાંતમાં બેસી વિચાર કરીએ કે જેથી આપણે તેનો નિયમ તથા કારણ યોજી શકીએ ત્યાર પછી કાગડાના

રાજાએ તેના પાંચ મંત્રીઓ ઉજ્જીવી, સંજીવી, અનુજીવી, પ્રજીવી અને ચિરંજીવી હતા તેમાંથી પ્રથમ ઉજ્જીવીને પૂછ્યું કે હવે આપણે શું કરવું મંત્રીએ જવાબ આપ્યો કે બળવાનની સાથે યુદ્ધ કરવું નહીં પણ સંધી કરવી કારણ કહ્યું છે કે, માણસે પ્રાણનો નાશ થવાનો યોગ જાણીને અનાર્યની સાથે પણ સંધિ કરવી જોઇએ કારણ પ્રાણની રક્ષા કરવાથી સર્વે વસ્તુઓની રક્ષા થાય છે.

યુદ્ધને આવેલું જોઇને શત્રુ સાથે સંધી કરી યુદ્ધ થવા ન દેવું કારણ કે વિચાર કર્યા વિના યુદ્ધમાં પડવું નહીં તેમજ વળી બળવાનની સામે થવું યોગ્ય નથી. વૃષ્ટી પવન સામે ટકી શકતી નથી. હવે રાજાએ સંજીવીને પૂછ્યું ભાઇ એમાં તમારો શું મત છે તે વિદિત કરો. મંત્રી બોલ્યો કૃપા નિધાન શત્રુ સાથે સુલેહ કરવી એ મને રૂચતું નથી. કહ્યું છે કે શત્રુની સાથે કોઇ દિવસ સંધિ કરવી નહીં. કારણ પાણી અતિશય તપી ગયું હોય તો પણ તે અગ્નિને ઠારીજ નાખે છે.

એમ છતાં આપણો શત્રુ લોભી, ક્રૂર અને ધર્મરહિત છે માટે વિશેષે કરી સંધિ કરવા યોગ્ય નથી. માટે તેની સાથે યુદ્ધ કરવું એવી મારી સલાહ છે. કારણ અસત્ય ભાષણ કરનાર અને ધર્મભ્રષ્ટ સાથે સલાહ કરવામાં લાભ નથી કારણ તેમની દુર્જનતાને લીધે તેઓ બોલેલાં વચનો પ્રમાણે વર્તતા નથી.

વળી તેણે આપણો નાશ કર્યો છે માટે જો સંધી કરશો તો ફરી આપણા લોકોનો તે નાશ કરશે. જેનું તેજ, તેજસ્વીઓના તેજને નિસ્તેજ કરતું નથી તેનો જન્મ માતાનું યૌવન હરનારો અને નિષ્ફળ છે. જે રાજાની ભૂમી શત્રુના લોહીથી ભિંજાયલી નથી તે રાજાના વખાણ શાં કરવાં? આ પ્રમાણે સંજીવીએ વિગ્રહનો વિચાર દર્શાવ્યો. તે સાંભળી રાજાએ અનુજીવી નામના ત્રીજા મંત્રીને પુછ્યું કે તમે પણ તમારો અભિપ્રાય દર્શાવો. અનુજીવી બોલ્યો, પૃથ્વિનાથ, તે દુષ્ટ મહાબળવાન તથા મર્યાદાહીન છે માટે તેની સાથે સંધી અથવા વિગ્રહ કરવો એ યોગ્ય નથી.

ચઢાઇ બે પ્રકારની હોય છે. એક આરતમાં પ્રાણ તથા અર્થનું રક્ષણ કરવા માટે કરેલી ચઢાઇ (યાન) અને બીજું વિજયેચ્છુ ચઢાઇ રૂપી યાન કહેવાય છે. રાજાએ પહેલાં શૂરા–બળવાન અને વિશ્વાસુ રાજપુરૂષોથી પોતાના રહેઠાણને સારી પેઠે મજબૂત કરી પછી જ્યાં પોતાના દૂતો પહોંચી ગયા હોય એવા શત્રુના દેશપર ચઢાઈ કરવી. જે પુરૂષ શત્રુના દેશમાં આવતાં લાકડાં–પાણી–અનાજ વગેરે બાબતથી અજાણ્યો હોય છે તે પુરૂષ શત્રુપર ચઢાઇ કરે તો તે પાછો આવતો

નથી. પણ ત્યાંજ વિરામને પામે છે એટલે કે મરી જાય છે. માટે આપે પાછુ હઠવું વ્યાજબી છે. હે મહારાજ આપે બીજા પ્રકારનું યાન એ-ટલે પ્રાણ તથા ધનનું રક્ષણ કરવું એજ યોગ્ય છે પણ પાપી અને બળવાન શત્રુ સાથે સંધિ અથવા તો વિગ્રહ કરવો એ ઠીક નથી માટે બળવાને ચઢાઇ કરી હોય ત્યારે નિર્બળનો સમય નાશી જવાનો છે. પરંતુ સંધિ યા વિગ્રહ કરવાનો સમય નથી. આ પ્રમાણે અનુજીવીનો પાછો હઠવાનો વિચાર સાંભળ્યો. પછી રાજાએ પ્રજીવીને પુછ્યું તમે તમારો અભિપ્રાય જણાવો. તેણે વિદિત કર્યું કે મારો વિચાર વિશેષે કરીને સંધિ, વિગ્રહ અને યાન કરવાનો નથી પણ આસન ઠીક લાગે છે. મધરમચ્છ પોતાની હદમાં રહીને મોટા હાથીને પણ ખેંચી શકે છે પરંતુ પોતાના સ્થાનથી ભ્રષ્ટ થાય તો કુતરો પણ તેને હરાવે છે. વળી વૃક્ષો નાનાં હોય છતાં જો એક જુથમાં હોય તો તેનો પવન શત્રુ તે-મનો નાશ કરી શકતો નથી. તેમજ આપણે જો એક જથામાં હોઇશું તો આપણો શત્રુ આપણને મારી શકવાનો નથી. આ આસન નામનો મંત્ર પ્રજીવીએ પસંદ કર્યા પછી રાજાએ ચિરંજીવીને કહ્યું કે હવે આપનો એ વિષે શું મત છે તે નીવેદન કરો. તે સાંભળી ચિરંજીવી બોલ્યો કે મહારાજ મને છ ગુણમાં સંશ્રય નામનો ગુણ ઠીક લાગે છે. એક કુમળો વાંસ બીજા ઘણા ઘાટા વાંસોમાં ઉ-ગેલો હોય છે તો તેને કોઈ ઉખેડી નાંખવાને શક્તીવાન નથી તેમજ શક્તિહીન રાજા બીજા ઘણા સમર્થ રાજાઓથી વિંટાયલો હોય તો તેને શત્રુઓ હરાવી શકતા નથી. માટે જો સર્વથી શ્રેષ્ટ રાજાનો આશ્રય લીધો હોય તો શું ખોટું? માટે મારા અભિપ્રાય પ્રમાણે સર્વ બાજુપર મૂકીને પ્રથમ સંશ્રય કરીને પછી વિગ્રહ કરવો એ યોગ્ય છે. આ પ્ર-માણે સર્વ મંત્રીનું સાંભળ્યા પછી રાજાએ પોતાના પિતાનો મંત્રી કે જે ઘણો વૃદ્ધ તેમજ નીતિસંપન્ન સ્થિરજીવીને નામે હતો તેને સાષ્ટાંગ પ્રણામ કરી પૂછ્યું, હે પિતાશ્રી, આપને ન પૂછતાં બીજાઓનો અભિપ્રાય પુછ્યો તે તેમની પરીક્ષા લેવા માટે પુછ્યું હતું. તેથી તમે તે સર્વ સાંભળીને જે કરવા યોગ્ય હોય તે પ્રમાણે આજ્ઞા આપો. વૃદ્ધ મંત્રિ બોલ્યો. પુત્ર સર્વે મંત્રિઓએ નીતિ શાસ્ત્રને લગતું કહ્યું છે પરંતુ આ સમય દ્વૈધીભાવનો છે માટે તું દ્વૈધીભાવનો આશ્રય કરીશ તો તું તારા પોતાના રાજ્યમાં રહી શકશે અને લોભનો આશ્રય કરવાથી શત્રુનો નાશ કરી શકશે. હું ગુપ્ત દુતો મારફતે તેનું માત્ર સ્થાન શોધી કા-ઢીશ નહીં પણ તેનાં છિદ્રો સુદ્ધાં ઉઘાડાં પાડી આપીશ. જે રાજા ગુપ્ત દુતો મારફતે શત્રુના પક્ષને તોડે જાણે છે તે દુ:ખી અવસ્થાને પામતો નથી.

મેઘવર્ણે પૂછ્યું પિતાજી તીર્થ કોને કહે છે. કેટલા છે વળી છુપા દૂતો કેવા હોવા જોઇએ તે સર્વથી મને વાકેફ કરો. વૃદ્ધ મંત્રીએ કહ્યું શત્રુના પક્ષમાં તીર્થો અઢાર છે અને પોતાના પક્ષમાં પંદર છે. ત્રણ ત્રણ ગુપ્ત દૂતો દ્વારા તે તીર્થોનાં કાર્ય જાણવા કે જેથી પોતાનો તેમજ શત્રુનો પક્ષ આધિન થાય છે. અત્રે તીર્થ શબ્દનો કચેરીનું નિયમીત કામ એવો અર્થ થાય છે. શત્રુના અઢાર તીર્થો આ પ્રમાણે છે. ૧ પ્રધાન, ૨ પ્રોહિત. ૩ સૈન્યાધિપતિ. ૪ યુવરાજ. ૫ દ્વારપાળ. ૬ અંતઃપુરનો નાજર. ૭ ધર્મોપદેશક. ૮ મુલકની ઉપજ એકઠી કરનાર. ૯ ન્યાય સભામાં લોકોને લાવનાર. ૧૦ ન્યાયાધિશ. ૧૧ લોકોની અરજી સાંભળનાર. ૧૨ પરદેશના રાજાઓની સાથે સલાહ કરનારનો અધિકારી, ૧૩ માવત. ૧૩ ભંડારી. ૧૫ કિલ્લેદાર ૧૬ દાણી. ૧૭ કોટવાળ. ૧૮ મોટા સામંતો. આટલાને ફોડવાથી શત્રુનો ઝટ નાશ થાય છે. તેમજ પોતાના પક્ષમાં મુખ્ય પંદર મનુષ્યો સહાયક ગણાય છે. ૧ રાજરાણી. ૨ રાજમાતા. ૩ નાજર. ૪ માળી. ૫ ચોકીદાર. ૬ છુપો દૂત. ૭ જોશી ૮ વૈદ્ય. ૯ પાણી ભરનારો. ૧૦ પાન ખવરાવનારો. ૧૧ આચાર્ય. ૧૨ અંગરક્ષક. ૧૩ સૈન્યનો નાયક. ૧૪ છત્ર ધરનારો અને ૧૫ વારંગના. આટલા પંદરની સાથે વેર કરવાથી પોતાનો નાશ થાય છે.

આ પ્રમાણે વૃદ્ધ મંત્રીનું સાંભળ્યા પછી રાજાએ પૂછ્યું કે હે તાત કાગડા અને ઘુવડોને આટલું બધું વેર શાથી થયું? મંત્રી બોલ્યો, એક વખતે સઘળી જાતના પક્ષિઓ એકઠાં થઇ ખિન્ન હૃદયે વિચાર કરવા લાગ્યા કે આપણો રાજા ગરૂડ છે, પણ તે હાલ શ્રી કૃષ્ણની ભક્તિ કરે છે અને આપણી ફીકર રાખતો નથી. માટે એ રાજાનું આપણને શું કામ છે? માટે આપણે સઘળા મળી કોઇ બીજો રાજા ઠરાવો. ત્યાર પછી ઘુવડનું સુંદર સ્વરૂપ દેખી સૌએ કહ્યું કે એને રાજ્યાભિષેક કરો. હવે રાજ્યાભિષેકની સર્વ સામગ્રી તૈયાર કરી. પટ્ટરાણી કૃકાલિકાને ત્યાં બોલાવી જેવો ઘુવડ સિંહાસનરૂઢ થાય છે તેટલામાં એક કાગડો ત્યાં આવી પહોંચ્યો અને આ શુભ પ્રસંગ જોઈ પુછવા લાગ્યો, કે હે ભાઇઓ આ મહોત્સવ શા માટે કરવામાં આવ્યો છે? એટલે પેલાં પક્ષિઓ બોલ્યાં, હમણાં પક્ષિનો કોઇ રાજા નથી. માટે ઘુવડને રાજા કરીએ છીએ, એ વિશે તારો શું મત છે? કાગડાએ હશીને કહ્યું કે આટલા બધા સુંદર પક્ષિઓમાં આ દિવસે અંધ ઘુવડને રાજ્યાભિષેક કરવો એ અઘટિત છે. સ્વભાવિક રીતે જોતાં મહા ક્રોધી, ભયંકર અને નઠારા દેખાવના આ ઘુવડને રાજ્યપદ આપવાથી આપણી શી સિદ્ધિ થશે? વળી આપણો રાજા ગરૂડ હોય છતાં આ

દિવસાંધને શા માટે રાજા કરવો? એકની હૈયાતીમાં બીજાને રાજા કરવો એ સ્તુતીપાત્ર નથી. માટે તમે તમારા રાજા તરિકે ગરૂડનું નામ આપશો તોપણ શત્રુઓ તમારો પરાજય કરી શકશે નહીં. કહ્યું છે કે,

व्यपदेशेन महतां सिद्धिः संजायतेऽपरा
शशिनो व्यपदेशेन वसन्ति शशकाःसुखम्

મહાન્ પુરૂષોનાં નામ લેવાથી પરમસિદ્ધિ પ્રાપ્ત થાય છે. સસલાંઓ ચંદ્રને પોતાનો રાજા કહીને સુખમાં રહે છે.

પક્ષિઓએ પૂછ્યું એ કથા શું છે તે કહે. કાગડો કથા કહેવા લાગ્યો.

---

## વારતા ૨ ૭.

### સસલાંઓ અને હાથીઓનો રાજા.

કોઇ એક વનમાં ચતુર્દંત નામનો હાથીનો રાજા રહેતો હતો. એક સમયે તે વનમાં અનાવૃષ્ટિ થઇ તેથી સઘળાં તળાવો, નદીઓ, નાળાંઓ વગેરે સર્વ જળાશયો સુકાઇ ગયાં, આથી સર્વ હાથીએ પોતાના રાજાને કહ્યું કે હે રાજેશ્રી કોઇ જળાશય શોધી કાઢો કે જેથી જળપાન કરી શાંતિ પામીએ. આથી હસ્તિરાજે વિચાર કરી કહ્યું કે એક પ્રદેશના મધ્યભાગમાં એક મોટો ઝરો છે ત્યાં ચાલો. કેટલેક દિવસે સઘળા હાથીઓ તે ઝરા પાસે આવી પહોંચ્યા અને પોતપોતાની ઇચ્છા પ્રમાણે તે પાણીમાં મોજ માણવા લાગ્યા. તે ઝરાની આસપાસ ભૂમીમાં અસંખ્ય સસલાં રહેતાં હતાં. હવે સૂર્યાસ્ત થવાનો વખત થયો તેથી સર્વ ત્યાંથી ચાલી નીકળ્યા. તેમના ચાલવાથી કેટલાંક સસલાં મરી ગયા. કેટલાએકના પગ ભાગ્યા અને કેટલાએક કચરાઇ ગયાં. બાકી રહેલાઓએ વિચાર કર્યો કે આ ટોળું હરહમેશ અત્રે આવશે અને આપણો ઘાણ નીકળી જશે. માટે કાંઇ બચવાનો ઉપાય શોધી કાઢો. કહ્યું છે કે—

त्यजेदेकं कुलस्यार्थे ग्रामस्यार्थे कुलंत्यजेत्
ग्रामं जनपदस्यार्थे आत्मार्थे पृथिवीं त्यजेत् ॥

કુળના રક્ષણ માટે એકને તજવો, ગામના રક્ષણ માટે કુળને તજવું, દેશના રક્ષણ માટે ગામને તજવું અને પોતાના રક્ષણ માટે પૃથ્વિને પણ તજી દેવી.

બીજા બધા બોલ્યા કે આપણા બાપદાદાની જગ્યા કેમ ત્યજી શકાય? માટે તેઓ અત્રે ન આવે એવો ઉપાય શોધો. જો એમજ હોય તો તેમને ડરાવવા એક મોટો ઉપાય છે જેથી તેઓ અત્રે આવશે

નહીં. તે ઉપાય નીચે પ્રમાણે છે. વિજયદત્ત નામે આપણો રાજા છે અને તે ચંદ્રના મંડળમાં રહે છે. માટે કોઇ મિથ્યાદુતને તે હાથીઓના રાજા પાસે મોકલી કહેવડાવો કે ચંદ્રમા તને આ ધરામાં આવવાની ના પાડે છે. કારણ તેનો સઘળો પરિવાર અત્રે રહે છે. માટે તને શ્રદ્ધા હોય તો અત્રે હવેથી આવીશ નહીં. આપણો જો એ પ્રમાણે છુટકો થતો હોય તો આપણા લંબકર્ણને હાથીના રાજા પાસે મોકલો. હવે લંબકર્ણ હાથીઓના આવવાના રસ્તાપરની એક ઉંચી જગ્યાપર જઇ બેઠો અને કહ્યું અરે નીચ કૃતઘ્ની તું ચંદ્રના ધરામાં શા માટે આવે છે? હાથીના રાજાએ પૂછ્યું તું કોણ છે? દૂતે જવાબ આપ્યો કે હું વિજયદત્ત નામનો સસલો છું અને ચંદ્રના મંડળમાં રહું છું. ભગવાન ચંદ્રે મને તારી પાસે મોકલ્યો છે. માટે જો તેનાપર તને શ્રદ્ધા હોય તો તું અત્રેથી ચાલ્યો જા. તે હાથી બોલ્યો કે ભગવાન ચંદ્ર કયાં છે? તેનાં દર્શન મને કરાવ કે જેથી પાવન થઇ હું ચાલ્યો જાઉં. સસલો બોલ્યો, ભાઇ તું મારી સાથે એકલો આવ. તેને સાથે લઈ સસલો તે ઝરા પાસે આવ્યો અને કહ્યું કે જો અમારો રાજા ચંદ્ર પાણીમાં સમાધિ ચઢાવીને બેઠા છે. માટે ઝટ તેને પ્રણામ કરી છાનોમાનો ચાલ્યો જા. નહીંતો સમાધિ ઉતર્યા પછી તારીપર ફરીથી કોપ કરી તારૂં નીકંદન કાઢશે. આથી હાથી મનમાં ભય પામી પ્રણામ કરી પોતાના સ્થાનકપર સર્વ હાથીને લઇ રવાના થયો અને સસલાંઓ તે દીવસથી સહપરિવાર સુખથી રહેવા લાગ્યાં તેમજ વળી પૂર્વે સસલું અને કપિંજલ ન્યાય કરાવવા માટે તત્પર થઇને નીચ ન્યાયાધિશની પાસે ન્યાય કરાવવા ગયાં હતાં તેથી બન્ને ત્યાં નાશ પામ્યાં હતાં. પેલાં પક્ષિઓએ પૂછ્યું એ કથા કેવી છે તે કહે. કાગડો કથા કહેવા લાગ્યો.

---

## વારતા ૩૭.

### બીંહડાએ ચકલાનો અને શિયાળનો કરેલો ન્યાય.

હું પૂર્વે ઝાડપર રહેતો હતો તેની નિચેના કોતરમાં કપિંજલ નામનો આરોજ દોસ્ત ચકલો રહેતો હતો. હમો દરરોજ સાથે હમારો ચારો ચરી આવતા હતા અને ઘણા દેવર્ષિ, રાજર્ષિ અને બ્રહ્મર્ષિના ચરિત્રોનું એકેકને વૃત્તાંત કહી પરમસુખ ભોગવતા હતા. એક દિવસે કપિંજલ બીજા ચકલાઓ સાથે ચારો ચરવા ગયો હતો ત્યાંથી તે પાછો ફર્યો નહોતો. અને તેના વિયોગથી ઉદ્વેગ થવા લાગ્યો. એમ કરતાં ઘણા દિવસ પસાર થયા પછી શીઘ્રગ નામનું શીયાળ સર્યાસ્ત સમયે આવી કપિંજલના

કોતરમાં પેઠું. તેને બીજે દિવસે કપિંજલ પાછો પોતાનું સ્થાન સ્મૃતિમાં લાવી એજ ઝાડપર આવ્યો. વાત ખરી છે કે પ્રાણી દરિદ્રી હોય તો પણ તેને પોતાના દેશમાં, નગરમાં ને ઘરમાં જે સુખ મળે છે તે સ્વર્ગમાં પણ મળતું નથી. પોતાના કોતરમાં સસલાને ભરાયલો જોઇને બોલ્યો એ ઘર તારૂં નથી પણ મારૂં છે. સસલો બોલ્યો મારૂં છે. કપિંજલે કહ્યું આપણે કોઇ ન્યાયાધિશ પાસે જઇ નીકાલ કરાવીએ, એમ વાતો કરતાં આગળ ચાલતા હતા. તે વિવાદ એક તીક્ષ્ણદંષ્ટ્ર નામના જંગલી બીલાડાએ સાંભળી ખોટો ઢોંગ કરી સૂર્ય નારાયણના સામો બેસી ધર્મોપદેશ કરવા લાગ્યો કે આ સંસાર ખોટો છે, પ્રાણ ક્ષણભંગુર છે, દેહ પાણીના પરપોટા જેવો છે. કુટુંબ ઈંદ્રજાળ જેવું છે માટે ધર્મ વિના બીજો આશ્રય નથી. તે સાંભળી સસલો બોલ્યો હે કપિંજલ, આ કોઇ મોટા મહાત્મા છે માટે એની પાસે ન્યાય કરાવીએ. કપિંજલ બોલ્યો એ તો આપણો વેરી છે માટે દૂર ઉભા રહી પૂછીએ. બન્ને જણે તે ઢોંગી બીંદડાને કહ્યું કે હે મહાત્મા હમારા બન્ને વચ્ચે વિવાદ ઉત્પન્ન થયો છે માટે હમોને નીર્ણય કરી આપો. તે બીલાડાએ ઉત્તર આપ્યો. હું હિંસાથી દુર રહું છું. કહ્યું છે કે **अहिंसा प्रथमो धर्मः** માટે હું તમને ખાઇશ નહીં પણ નીર્ણય કરી આપીશ પરંતુ વૃદ્ધ થવાથી હું બરાબર સાંભળી શકતો નથી માટે પાસે આવી સર્વ બીના કહો કે જેથી ખરો ન્યાય આપું. આથી ભોળવાઇ તે બન્ને મુર્ખો બીલાડા પાસે જઈ બેઠા. પેલા દુષ્ટ મહાત્મા બીલાડાએ એકી વખતે એકને પગથી દબાવ્યો અને બીજાને દાઢમાં ઘાલ્યો અને બંન્નેને મારી ખાઇ ગયો. હલકા ન્યાયાધીશ પાસે જવાથી આ પ્રમાણે થાય છે માટે તમો પણ દિવસાંધ ઘુવડ પાસે જશો તો તમારો નાશ થશે. પછી જેવી આપની મરજી. આ પ્રમાણે કાગડાનું સાંભળી સર્વ પક્ષિઓ ઉડી ગયા. માત્ર ઘુવડ તથા તેની સ્ત્રી કૃકાલિકા એકલાં રહ્યાં. આથી ઘુવડે ખીન્ન હૃદયે કાગડાને કહ્યું હે દુરાત્મા, મેં તારૂં શું બગાડયું કે મારા રાજ્યાભિષેકમાં વિઘ્ન નાંખી વિઘ્ન સંતોષિ થયો માટે આજથી તારા અને મારા વંશ સાથે હસ્હમેશ વેર બંધાયું એમ કહી ઘુવડ તથા તેની સ્ત્રી ત્યાંથી પોતાના રહેઠાણુપર ચાલ્યાં ગયાં. કાગડો વિચાર કરવા લાગ્યો કે મારા પગપર મેંજ કુવાડો માર્યો એમ કહી કાગડો પણ ચાલ્યો ગયો. વૃદ્ધમંત્રી બોલ્યો હે વત્સ, આ પ્રમાણે ઘુવડોને આપણી સાથે વંશપરંપરાથી વૈર ચાલ્યુ આવે છે. મેઘવર્ણ બોલ્યો હવે શું કરવું. મંત્રી બોલ્યો આવી સ્થિતિ છે છતાં છ ગુણો કરતાં બીજો સ્થુળમત છે તે સ્વીકારીને હું પોતે આપણો વિજય કરી શત્રુનો નાશ કરીશ કહ્યું છે કે,

बहुबुद्धि समा युक्ताः सुविज्ञाना बलोत्कटान् ।
शक्तावञ्चयितुं धुर्तो ब्राह्मणं छागला दिव ॥

બહુ બુદ્ધિવાન અને શાણા ધુતારાઓએ બ્રાહ્મણને છેતર્યો તેમ બહુ બુદ્ધિશાળી ને ડાહ્યા ધુતારાએ બળવાનને છેતરવા શક્તિમાન છે.

મેઘવર્ણે પૂછ્યું. એ કથા કેવી છે તે કહો. સ્થિરજીવી કહેવા લાગ્યો.

## વારતા ૪ થી.

### બ્રાહ્મણ અને ધુતારા.

પૂર્વે એક શહેરમાં મંત્રિશર્મા નામે અગ્નિહોત્રી બ્રાહ્મણ રહેતો હતો. માઘ મહિનામાં વર્ષાદ પોતાનું આગમન પૃથ્વીપર ધીરે ધીરે કરતો હતો તે સમયે યજ્ઞમાં બળીને માટે તે બ્રાહ્મણ બકરૂં લેવા બીજે ગામ ગયો ત્યાંથી બકરૂં લાવતાં દુરથી ત્રણ ધુતારાઓએ તેને જોયો. ત્રણેએ વિચાર કર્યો કે બ્રાહ્મણ પાસેથી હરેક યુક્તિથી બકરૂં પડાવી લેઇ ખાઇ જઇ આપણી ક્ષુધા તૃપ્ત કરીએ. એમ વિચાર કરી સર્વ પોતાનો વેશ બદલી થોડે થોડે છેટે ઉભા રહ્યા. એક જણે પેલા અગ્નિહોત્રીને કહ્યું હે મુર્ખ અપવિત્ર કુતરાને તારી ખાંધપર નાંખી બળી માટે લઇ જાય છે? બ્રાહ્મણે કહ્યું અરે અંધ બકરાને કુતરો કહે છે? ત્યાંથી આગળ ચાલ્યો એટલે બીજો ધુતારો મળ્યો તેણે કહ્યું કે હે પવિત્ર બ્રાહ્મણ આ ગધેડાને બળી માટે લઇ જતાં શરમાતો નથી? માટે છોડી દે. પણ બ્રાહ્મણ તે ન માનતાં આગળ ચાલ્યો એટલે ત્રીજો મળ્યો તેણે કહ્યું હે બ્રાહ્મણ આ મરી ગયલો વાછરડો ખાંધપર નાંખી બળી માટે લઇ જાય છે એ બહુ દુઃખદાયક વાત છે. આ પ્રમાણે ત્રણેના જુદા મત સાંભળી બ્રાહ્મણ ભયથી બકરાને જમીનપર નાંખી નાશી ગયો અને ધુતારાઓનું કામ થયું. કહ્યું છે કે આ દુનિયામાં સેવકના વિનયોથી, મહેમાનના કહેવાથી, સ્ત્રીઓના કપટ ભરેલા રૂદનથી અને ધુતારાઓના કપટ વચનોથી કોઇ છેતરાયા વગર રહ્યા નથી. આ સાંભળીને કાગડો બોલ્યો કે મારે આપની આજ્ઞા પ્રમાણે ચાલવું છે. સ્થિરજીવી બોલ્યો હું કહું તે સાંભળ અને પછી તે પ્રમાણે વર્તન કર. તારે મને શત્રુના પક્ષમાં મળેલો જાણી, લોહીથી મારૂં શરીર ખરડી મને ઝાડ નીચે નાંખી ઋષ્યમૂક નામના પર્વતપર ચાલ્યા જવું. અને હું ઘૂવડોને સમજાવી વિશ્વાસુ બનાવી તેની સાથે મળી જઇ સર્વ ગુપ્ત વાતોથી જાણીતો થઇશ અને તેમનો નાશ કરાવીશ. કાગડાનો રાજા સ્થિરજીવીના કહેવા પ્રમાણે કરી ત્યાંથી નાસી ગયો. એટલામાં ઘુવડનો

રાજા સૈન્ય સહિત ત્યાંથી જતો હતો તેણે તે મંત્રીપર પડેલું દુઃખ જોયું અને તેની પાસે આવ્યો. શત્રુને ઉંધું ચતું સમજાવી વિશ્વાસ બેસાડયો. આથી ઘુવડે પોતાના મંત્રીને કહ્યું કે એને આપણા કિલ્લામાં લઇ જાઓ અને એમની બરદાસ્ત કરો. હું કાગડાઓ પાછળ જાઉં છું. તે સાંભળી વક્રનાસે કહ્યું કે મહારાજ શત્રુના આદમીને કિલ્લાનાં દર્શન કરાવવાં ઠીક નથી કારણ કહ્યું છે કે અજાણ્યા પુરૂષો જે રાજાના કિલ્લામાં દાખલ થાય છે ત્યાં શત્રુઓ અવસ્ય પ્રવેશ કરે છે. માટે કોઇ પણ અજાણ્યા માણસને કિલ્લામાં દાખલ કરવો એ ભય ભરેલું છે.

તે સાંભળી અરિમર્દન બોલ્યો, હે પ્રધાન હું કહું છું તે પ્રમાણે કરવુંજ પડશે. પ્રધાને રાજાના કહેવા પ્રમાણે સ્થિરજીવીને ઉતારો આપ્યો. પછી રાજાએ સ્થિરજીવીને કહ્યું કે મેં સઘળા મારા કુટુંબથી વિરૂદ્ધ પડી તને આશ્વાસન આપ્યું છે માટે તને ઘટે તેમ કર. હવે સ્થિરજીવીએ કહ્યું મને ગુફાના બારણા ઉપર રહેવાને સ્થાન આપો કે હું મારૂં નિશ્ચંતપણે ઇષ્ટકર્મ કર્યા કરૂં. એટલે ઘુવડના રાજાએ કાકમંત્રીને સર્વે વ્યવસ્થા તેના કહેવા પ્રમાણે કરી આપી. પછી વક્રનાસે પોતાના સર્વે પક્ષને બોલાવી કહ્યું હે બંધુઓ, આપણા રાજાએ આપણું કહેવું ન માન્યું માટે એનું હવે આવી બન્યું એમ લાગે છે. માટે આપણે એ સ્થાન છોડી બીજા સ્થાનમાં ચાલ્યા જઇએ. કહ્યું છે કે—

જે માણસ કાર્ય કર્યા પહેલાં તેનો વિચાર કરે છે તેનું પરિણામ સારૂં આવે છે. મેં તો કોઇ દિવસ ગુફાની વાણી સાંભળી નથી.

પેલા ઘુવડે પૂછયું એ કથા કેવી છે તે કહો. વક્રનાસ કહે છે.

## વારતા ૫ મી.

### એક બોલતી ગુફા.

કોઇ એક વનમાં ખરનખર નામનો સિંહ રહેતો હતો તે એક દિવસે ખોરાક ન મળવાથી ભૂખ્યો ડાંસ થઇ ગયો હતો. આમતેમ ફરતાં સૂર્યાસ્તનો વખત થયો કે એક મોટી ગુફામાં છાનોમાનો ભરાઇ ગયો. તે એવા વિચારથી કે આ ગુફામાં કોઇ પણ પ્રાણી આવશે તેને મારી ખાઇ જઇશ એટલામાં અધિપુચ્છ નામનો શિયાળ તે ગુફાનો ધણી આવ્યો ને અંદર દાખલ થવા જાય છે એટલામાં સિંહનાં પગલાં અંદર ગયલાં દીઠાં પણ પાછાં ફરેલાં દીઠાં નહીં. વિચાર કર્યો કે હવે મારે અંદર કેવી રીતે જવું ? કારણ જઇશ તો મારો નાશ થશે. એમ ધારી એક યુક્તિ નીચે પ્રમાણે કરી. શિયાળ ગુફાના બારણા આગળ

ઉભો રહી બોલ્યો કે, હે ગુફા હું દરરોજ આવું છું ત્યારે તું મને દરરોજ બોલાવે છે આજે તો બોલાવતી કેમ નથી? બોલાવશે નહીં તો હું બીજી ગુફામાં ચાલ્યો જઇશ. આથી સિંહે વિચાર કર્યો કે એમ પણ હોય માટે ચાલ હું અંદરથી જવાબ આપું કે તે અંદર આવે એટલે મારો ખોરાક થઇ પડે. આ પ્રમાણે વિચાર કરી શિયાળને બોલાવા લાગ્યો. સિંહના શબ્દથી ગુફા તથા જંગલ ગાજી ઉઠયાં અને તેના ધાકથી બીજાં પ્રાણીઓ ભયભીત થયાં. શિયાળ પણ નાસતો નાસતો બોલવા લાગ્યો જે માણસ કાર્ય કર્યા પહેલાં તેનો વિચાર કરતો નથી તેનું પરિણામ શુભ આવતું નથી.

આ પ્રમાણે કહીને વક્રનાસ પોતાના રસાલા સહિત બીજી જગ્યાએ ગયો. સ્થિરજીવી મનમાં ખુશ થતો બોલ્યો. અહાહા. હવે આપણો વિજય થવાનો કારણ આ મહામૂર્ખ ઘુવડોને હું સહેલથી મારી શકીશ. આ પ્રમાણે વિચાર કરી સ્થિરજીવી ગુફાને બાળવા હર હમેંશ એકેક કાષ્ટના કકડાનો પોતાના માળામાં સંચય કરવા મંડયો. આ ખબર ઘુવડોને પડી નહોતી હવે એક દિવસે સૂર્યોદય થતાંની સાથે સ્થિરજીવીએ ઋષ્યમૂક નામના પર્વતપર જઇ મેઘવર્ણને કહ્યું કે હે માહારાજ શત્રુની ગુફા બાળવાને માટે સર્વ વસ્તુ તૈયાર થઇ ચુકી છે માટે આપ સર્વ સૈન્યને દરેકની ચાંચમાં એકેક બળતી કાષ્ટની લાકડી આપી જ્યાં મારો માળો છે ત્યાં નાંખવા કહો કે જેથી સર્વ શત્રુનો એકદમ નાશ થાય. મેઘવર્ણે પૂછયું હે પિતાશ્રી એ સર્વ યુક્તિ શી રીતે કરી તે મને કહો. સ્થિરજીવી બોલ્યો હાલ તે વખત નથી. માટે આપણું કામ પરિપૂર્ણ થયા પછી સર્વ વૃત્તાંત નિવેદન કરીશ. હાલ મેં રસ્તો બતાવ્યો તે પ્રમાણે વર્તો. આથી સર્વ કાગડાઓએ પોતાની ચાંચમાં બળતી નાની નાની લાકડીઓ લઇ જઇ સ્થિરજીવીના માળામાં નાંખી. ગુફાના બારણાં બંધ હોવાથી સર્વ ઘુવડો અગ્નિમાં શાંત થઇ ગયા. મેઘવર્ણ ફરીથી તે વડના ઝાડ ઉપર આવી રહેવા લાગ્યો અને દિવસો આનંદમાં ગાળવા લાગ્યો અને સ્થિરજીવીને પૂછવા લાગ્યો કે હે તાત, તમોએ આ સર્વ કાર્ય કેવી રીતે સિદ્ધ કર્યું તે કૃપા કરી કહો. સ્થિરજીવીએ સર્વ બ્યાન કહ્યું. મેઘવર્ણ ખૂશ થતો બોલ્યો. તમારા જેવો બીજો બુદ્ધિમાન મંત્રી કોઇ નથી. આપે શસ્ત્રનો ઉપયોગ ન કરતાં બુદ્ધિથી કામ કર્યું. કહેવત ખરી છે કે શસ્ત્રથી મારેલા શત્રુઓ બરાબર હણાતા નથી પણ બુદ્ધિ અને યુક્તિથી શત્રુનો અને તેમના વૈભવનો નાશ થાય છે. સ્થિરજીવી બોલ્યો હે કૃપાનિધાન આ સઘળો ઋદ્ધિ સચવનારો પ્રતાપ દેવનો છે. હમો તો મૂંગા તથા કામ કરનારા

જીએ. તમારો ભવિષ્યમાં વિજય થવાનો છે અને તેથીજ દૈવયોગે શત્રુની બુદ્ધિ અવળી થઇ ગઇ છે એમ મેં વર્તિ લીધું. મનુષ્યો જે ડાહ્યા તથા વિચાર કરનાર હોય છે તેઓ બીજાના વ્યહવાર તથા વર્તન ઉપરથીજ ભવિષ્યમાં વિજયી અથવા નિષ્ફળ થઇશું તે જાણી લે છે. કહ્યું છે કે મધરનું બચ્ચું જન્મે છે કે તુરતજ પાણી તરફ દોડે છે તે પરથી જણાય છે કે આ મધરનું બચ્ચું છે. માટે જેને દૈવ અનુકુળ હોય છે તેનેજ તારા જેવી બુદ્ધિ પ્રાપ્ત થાય છે. કહ્યું છે કે—

દેવતાઓ લાકડી લેઇ રક્ષા કરતા નથી પરંતુ જેને સુખી કરવો હોય તેને બુદ્ધિશાળી બનાવે છે તેમજ દેવતાઓ ક્રોધ કરી હથીયારથી મારતા નથી પણ જેને મારવાની ઇચ્છા હોય તેને બુદ્ધિહીન બતાવે છે.





# ચોથું તંત્ર.

## લબ્ધ પ્રણાશ.

પાછળ લખ્યા પ્રમાણે વારતાઓ કહ્યા પછી વિષ્ણુશર્માએ રાજપુત્રોને કહ્યું કે, હે રાજપુત્રો હવે હું તમને લબ્ધ પ્રણાશ નામના તંત્રનું વર્ણન કહીશ. સંકટ સમયે જેની બુદ્ધિ ક્ષીણ થતી નથી તે મહા અરિષ્ટથી પણ મુક્ત થાય છે. આ સાંભળી રાજપુત્રો બોલ્યા કે ગુરૂ મહારાજ, આના સંબંધમાં કેવા પ્રકારની કથાઓ છે તે કૃપા કરી કહો. વિષ્ણુ શર્મા બોલ્યા કે હે રાજપુત્રો સાંભળો.

## વારતા ૧ લી.

### એક બુદ્ધિશાળી વાંદરો.

કોઈ એક સમુદ્રના કીનારા ઉપર જાંબુના એક મોટા ઝાડપર **રકતમુખ** નામનો વાંદરો રહેતો હતો. કેટલેક દિવસે **કરાળમુખ** નામનો મઘર સમુદ્રમાંથી બહાર નીકળી પેલા સુશોભિત ઝાડ નીચે આવીને બેઠો. તે પછી **રકતમુખ** વાંદરે તેને કહ્યું અરે તું તો અતિથિ છે માટે હું આપું છું તે અમૃત સરખા જાંબુ ખા. કહ્યું છે કે જે અતિથી ધર્મ કર્મ થઇ રહ્યા પછી આવ્યો હોય તો તે મિત્ર હોય કે દુશ્મન હોય, વિદ્વાન હોય કે મૂર્ખ હોય તો પણ જો તે અતિથિનો સત્કાર કરી ભોજન કરાવ્યું હોય તો તે મોક્ષની ગતિને પહોંચાડે છે. મનુ કહે છે કે,

**प्रियो वा यदि वा द्वेष्यो मूर्खो वा यदि पण्डितः**
**वैश्वदेवान्तमापन्नः सोऽतिथिः स्वर्गसंक्रमः**

વૈશ્વદેવ થઇ રહ્યા પછી આવનાર અતિથિ પ્રિય હોય કે શત્રુ હોય, મૂર્ખ કે પંડિત હોય પણ તે સ્વર્ગની ગતિ આપનારો છે. માટે મનુષ્યે સદા સર્વદા વૈશ્વદેવ થઇ રહ્યા પછી આવનાર અતિથિને એકદમ કંઈ પણ વિચાર કર્યા વિના ભોજન આપવું જોઇએ.

આમ કહીને તેને જાંબુ આપ્યાં. મઘર જાંબુ ખાઇને પોતાને ઘેર ગયો. આ પ્રમાણે હરહમેશ તે મઘર તેમજ વાંદરો તે ઝાડ નીચે બેરી

અનેક શાસ્ત્રોની વાતો કરી કાળ નીર્ગમન કરતા હતા. પેલો મઘર ખાતાં વધેલાં જાંબુ પોતાની સ્ત્રી માટે લઇ જતો હતો. એક દિવસે કરાળમુખની સ્ત્રીએ તેને પૂછ્યું કે હે પ્રાણેશ, તમો આવાં સ્વાદિષ્ટ ફળ ક્યાંથી લાવો છો? જે આવાં સ્વાદિષ્ટ ફળ હમેશ ખાય છે તેનું કલેજું કેવું અમૃત જેવું હશે? માટે હે પ્રાણેશ, તમો જો મને ખરેખર ચહાતા હો તો મને તેનું કાળજું લાવી આપો, કે જેથી હું તે ખાઇ આપની સાથે પ્રેમવિલાસ ભોગવું. મઘરે કહ્યું કે સતિ, મારા દોસ્તદારને મારૂં એ ઠીક નહીં કારણ તે મારો ભાઇ થયો માટે તું તે આગ્રહ છોડી દે. આથી મઘરની સ્ત્રીને શક ઉત્પન્ન થયો અને કહ્યું કે આપને જેની સાથે પ્રીતિ છે તે પુરૂષ નહીં પણ સ્ત્રી હોવી જોઇએ, અને તેમાંજ તમારૂં ચિત લાગી રહ્યું છે. આ સાંભળી મઘરે તેને વિનવી કહ્યું કે એવું કાંઇજ નથી. તે સ્ત્રી બોલી હે કનીષ્ટ ધુતારા, તેવું ન હોય તો હું કહું તે તમો લાવવા ના પાડોજ નહીં. જો તમો તેનું કાળજું નહીં લાવો તો હું અપવાસ કરી દેહ ત્યાગ કરીશ. આથી મઘર ઘણો ખેદ પામ્યો અને મનમાં વિચાર કરવા લાગ્યો કે જો હું કાળજું ન લાવું તો સ્ત્રીહત્યા થશે અને લાવું તો મનુષ્યહત્યા થશે. જે થાય તે ખરૂં પણ સ્ત્રીને તો રાજી રાખવી. એમ વિચાર કરતો ખિન્ન હ્રદયે તે મઘર વાંદરા પાસે રોજ કરતાં મોડો ગયો. વાંદરે પૂછ્યું હે ભાઇ, રોજ કરતાં મોડો તેમજ ઉદાસ ચહેરે કેમ આવ્યો? ત્યારે તેણે કહ્યું ભાઈ! તારી ભાભીએ મને ઠપકો આપ્યો અને કહ્યું છે કે હે કૃતઘ્ની, તું બીજા ઉપર ઉદર ભરે છે તો તેને ઉપકાર કર્યા વગર પાછો કેમ આવે છે? કહ્યું છે કે આવી કૃતઘ્નતા કરનારને શાસ્ત્રમાં પ્રાયશ્ચિત પણ નથી. માટે તેને આપણે ઘેર તેડી લાવો નહીં તો હું પ્રાણ ત્યાગ કરીશ. તે ઉપરથી હું તને આમંત્રણ કરવા આવ્યો છું. વાંદરાએ કહ્યું મારી ભાભીએ બરાબર કહ્યું છે પરંતુ હું વનવાસી છું અને તારૂં ગૃહ જળમાં છે માટે મારાથી આવી શકાય તેમ નથી. મઘરે કહ્યું, મિત્ર તું મારી પીઠપર બેસી સુખેથી મારી સાથે ચાલ. આમ કહેવાથી વાંદરો તેની સાથે ગયો. ઉંડા પાણીમાં ગયા પછી મઘરે કહ્યું કે હે મિત્ર, તું તારા ઇષ્ટદેવનું સ્મરણ કર. કારણ તારૂં કલેજું મારી સ્ત્રીને આપવું છે. આથી વાંદરો ગભરાયો. પણ ધીરજ ધરી એક યુક્તિ રચી મઘર પ્રત્યે બોલ્યો કે ભાઇ, કાળજું આપવાની ના નથી પણ મારૂં કાળજું જ્યાં રહું છું તે ઝાડપર રહી ગયું છે માટે મને તે લાવવા પાછો લઇ જા. આ ખરૂં સમજી મઘરે તે વાંદરાને તે જગ્યાપર પાછો લાવી મુકયો. પોતાની હદમાં આવ્યા પછી વાંદરો મનમાં પ્રાણ તો બચ્યો એમ વિચાર ક-

રતો હતો એટલામાં મધરે કહ્યું, ભાઇ! હવે તારૂં કાળજું આપ કે જેથી મારી સ્ત્રીનું શાન્વન કરૂં. વાંદરાએ કહ્યું હે અવિશ્વાસી કુતરા, તું તારે માર્ગે ચાલ્યો જા. માણુસને વળી બે કાળજાં હોતાં હશે કે? આ સાંભળી મધર મનમાં ખિન્ન થઇ હાથ ઘસવા લાગ્યો અને ફરી વાંદરાને છેતરવાની યુક્તિ કરી બોલ્યો કે ભાઇ મેં તો મશ્કરી ખાતર આ પ્રમાણે કર્યું માટે કાંઇ ભય ન લાવતાં મારે ઘેર પરોણા તરીકે ચાલ. વાંદરાએ કહ્યું કે હવે હું ત્યાં આવવાનો નથી. કહ્યું છે કે

बुभुक्षितः किं न करोति पापं
क्षीणा जना निष्करुणा भवन्ति ।
आख्याहि भद्रे प्रियदर्शनस्य
न गङ्गदत्तः पुनरेति कूपम् ॥

ભુખ્યો પ્રાણી શું પાપ નથી કરતો? કરે છેજ. દુર્બળ જીવ નિર્દય હોય છે માટે હે કલ્યાણિ, તું પ્રિયદર્શનને કહે કે ગંગદત્ત ફરી કૂવામાં આવશે નહીં.

મધરે પૂછયું ભાઇ એ કથા કેવી છે તે મને કહે. વાંદરાએ કહ્યું સાંભળ.

## વારતા ૨૭.

### દેડકો અને સર્પ.

એક હવાડામાં દેડકાનો ગંગદત્ત નામનો રાજા રહેતો હતો તેનું સૈન્ય તેને હમેશાં પજવ્યા કરતું હતું તેથી કંટાળીને એક દીવસે તે હવાડામાંથી બહાર નીકળી વીચાર કરતો હતો કે મારે મારા સૈન્યનું ભૂંડું શી રીતે કરવું? એ પ્રમાણે વિચાર કરતાં એક સર્પને તેના ગૃહમાં પેસતાં દીઠો. તે જોઇ તે સર્પના દ્વાર આગળ ગયો અને કહેવા લાગ્યો કે હે પ્રિયદર્શન, અત્રે આવ. આ શબ્દ સાંભળી સર્પ વિચાર કરવા લાગ્યો કે આ શબ્દ મારા સ્વજાતિનો નથી. માટે હું મારા ગૃહમાંથીજ તપાસ કરૂં કે એ કોણ છે? કહ્યું કે.

यस्य न ज्ञायते शीलं न कुलं न च संश्रयः
न तेन संगतिं कुर्यादित्युवाच बृहस्पतिः ॥

જેનું શીળ, કુળ ને આશ્રય જાણવામાં આવ્યો ન હોય તેની સંગત કરવી નહીં એમ બૃહસ્પતિએ કહ્યું છે.

કદાચ કોઇ વાદી હોય અથવા કોઇ માણુસ વેર કરીને કોઇને ભક્ષ કરાવવા મને બોલાવતો હશે આવો વિચાર કરી તે સર્પ બોલ્યો

કે, અરે તું કોણ છે? દેડકાએ પ્રત્યુત્તર આપ્યો કે હું ગંગદત્ત નામે દેડકાનો અધિપતિ છું અને તારી મિત્રાઇ કરવા આવ્યો છું. સર્પ બોલ્યો કે એ સમાગમ કેમ થશે એ તો ખડ અને અગ્નિના સમાગમ જેવું થાય. ગંગદત્તે ઉત્તર આપ્યો કે એ વાત ખરી છે પરંતુ હું મારા શત્રુથી હારી જઇ તારી પાસે આવ્યો છું સર્પ બોલ્યો કે તારો પરાજય કોણે કર્યો છે તે કહે. દેડકાએ કહ્યું કે ભાગિદારોએ. સર્પ બોલ્યો, પણ હું પગ વિનાનો છું એટલે તારા ગૃહમાં શી રીતે પ્રવેશ કરી શકીશ અને વખતે પ્રવેશ કરીશ તો ત્યાં મારે માટે રહેવાની જગ્યા નથી કે જેથી તારા ભાગીદારોનો નાશ કરૂં. ગંગદત્ત બોલ્યો કે હે સર્પ, તું મારી સાથે ચાલ, હું તને સહેલાઇથી મારા ગૃહમાં લઇ જઇશ. ત્યાં એક સુંદર દર છે. ત્યાં રહી સર્વ ભાગીદારોનો નાશ કરી શકીશ. આથી સર્પે વિચાર કર્યો કે હું વયોવૃદ્ધ થયો છું મારૂં પોષણ કરવાને હું શક્તિવાન નથી. તો આ તક સારી મળી છે. આવો વિચાર કરી તેને કહ્યું કે હે ગંગદત્ત, જો એમ હોય તો ચાલ, હું તારૂં આમંત્રણ માન્ય રાખું છું. ગંગદત્તે કહ્યું, હે પ્રીયદર્શન ત્યાં આવી માત્ર જેને દેખાડું તેનેજ મારજે પણ મારા કુટુંબીઓને મારીશ નહીં. પછી તે દેડકો સર્પને પોતાના ગૃહ રૂપી હવાડામાં લઈ ગયો અને સર્પ ધીરે ધીરે સઘળા ભાગીદારોને ખાઇ ગયો. હવે ખોરાક ખુટી જવાથી સર્પે ગંગદત્તને કહ્યું કે ભાઇ તારા સર્વ શત્રુનો નાશ કર્યો.:હવે મને બીજો ભક્ષ આપ. ગંગદત્તે જવાબ આપ્યો કે ભાઇ તેં મિત્રની ફરજ અદા કરી છે માટે તું તારે ઘેર હવે જા. સર્પ બોલ્યો મારૂં ગૃહ બીજા સર્પથી ભરાઇ ગયું હશે એટલે હવે ત્યાં કેમ જાઉં? માટે તું તારા પરિચારક વર્ગમાંથી હમેશાં એકેક દેડકાનો ભક્ષ આપ. નહીં તો હું તારા સર્વ કુટુંબીનો નાશ કરીશ. ગંગદત્તે ગભરાઇ તેને દરરોજ એકેક દેડકાનો ભક્ષ આપવાનું કબુલ• કર્યું. પછી એક દીવસે સર્પ દેડકાના પુત્ર પૃથુદત્તને ખાઇ ગયો આથી દેડકો પોતાને ધીક્કારવા લાગ્યો અને રોવા લાગ્યો ત્યારે તેની સ્ત્રીએ તેને કહ્યું કે,

**किं क्रन्दसि दुराक्रन्द स्वपक्षक्षयकारक ।**
**स्वपक्षस्य क्षये जाते को नस्त्राता भविष्यति ॥**

હે રૂદન કરનાર, તું પોતાના પક્ષનો ક્ષય કરીને હવે શા માટે રડે છે? પોતાના પક્ષનો નાશ થયા પછી હવે તારૂં રક્ષણ કોણ કરશે?

માટે હજી પણ ચેતી આપણે અત્રેથી ચાલ્યા જઇએ. છતાં ગંગદત્તે ધ્યાન આપ્યું નહીં. થોડાજ વખતમાં સર્પ ગંગદત્ત વીના સર્વનું ભક્ષણ કરી ગયો અને દેડકાને કહ્યું હે ગંગદત્ત, હું સર્વને ખાઇ

ગયો અને હવે મને ભુખ લાગી છે માટે મને કાંઇ ભક્ષ આપ. કારણ તું મને અત્રે લાવ્યો છું. દેડકાનો રાજા બોલ્યો હે મીત્ર, તું મને રજા આપ કે જેથી હું તારે માટે કાંઇ ખાવાનું લઇ આવું. સર્પ બોલ્યો તું તો મારે અભક્ષ્ય છે અને તેં કહ્યું તે પ્રમાણે કરીશ તો તું મારા પિતા તુલ્ય થઇશ. આથી દેડકો પોતાના ઇષ્ટદેવનું આરાધન કરી એકદમ રેંટ વાટે કુવામાંથી બહાર નીકળ્યો. ઘણી રાહ જોઇ પણ દેડકો પાછો ફર્યો નહીં. ત્યારે સર્પે સામેના દરમાં રહેનારી ચંદનઘોને કહ્યું કે બહેન, તારી સાથે ગંગદત્તનો પરિચય છે માટે તું તેને શોધી કાઢી મારો સંદેશો કહે કે હું તારા વીના મુઝાઉં છું માટે કોઇ ભક્ષ ન મળતું હોય તો તું એકલો ચાલ્યો આવ. જો હું તારી સાથે વૈરભાવથી વર્તુ તો મને ધર્મના સમ છે. ચંદનઘોએ ગંગદત્તને શોધી કાઢી સર્પનો સંદેશો કહ્યો અને વિનંતી કરી કહ્યું કે ભાઇ તું ઝટ ચાલ. તે સાંભળી ગંગદત્ત બોલ્યો કે ક્ષુધાતુર થએલો પ્રાણી શું પાપ કર્મ નહીં કરે ? દુર્બળ પ્રાણીઓ નિર્દય હોય છે માટે હે કલ્યાણિ, તું પ્રિયદર્શનને જઇને કહે કે ગંગદત્ત ફરીને કુવામાં આવશે નહીં.

આટલું કહી ગંગદત્તે ચંદનઘોને રજા આપી. માટે હે દુષ્ટ જળચર, મેં પણ ગંગદત્તની માફક મારો સંહાર નજરે જોયો છે. માટે હું તારે ત્યાં કોઇ રીતે આવનાર નથી. મઘર બોલ્યો હે બંધુ, તું ન આવીશ તો હું અપવાસ કરી મારા પ્રાણ ત્યાગ કરીશ એટલે કપિ બોલ્યો હે મૂર્ખ; હું શું લંબકર્ણ નામનો ગધેડો છું કે જે મૃત્યુનું દર્શન કરી પાછો તેના પંઝામાં સપડાઇ મરણ પામ્યો. મઘરે પૂછ્યું ભાઇ તે ગધેડો કોણ હતો ? અને તે મૃત્યુ જોયા છતાં શી રીતે મરણ પામ્યો તે મને વિદિત કર. વાંદરાએ કહ્યું સાંભળ.

## વારતા ૩ જી.

### ભોળા લંબકર્ણનું મરણ.

કોઇ એક વનમાં કરાળ કેશર નામનો એક સિંહ રહેતો હતો અને તેને ધૂસરક નામનો એક શિયાળ ચાકર હતો. એક વખતે સિંહને હાથી સાથે લઢતાં ઘણા જખમો થયા તેથી તે શક્તિહીન થઈ પડ્યો. ધૂસરક ભૂખથી બેહાલ થયો. એક દીવસે તે શિયાળે સિંહને કહ્યું હે મહારાજ હું ભૂખથી પીડા પામું છું માટે તમારી સેવા કેવી રીતે કરી શકીશ ? સિંહ બોલ્યો ભાઇ, જો કે હું આ દશાને પ્રાપ્ત થયો છું છતાં તું કોઇ પ્રાણીને શોધી કાઢ કે હું તેને મારૂં. સિંહનું

કહેવું ધ્યાનમાં લઇ તે શિયાળ કોઇ પ્રાણીની શોધ કરતો કરતો કોઇ એક ગ્રામમાં જઇ ચઢ્યો. ત્યાં લંબકર્ણ નામનો ગધેડો એક તળાવને કાંઠે નાની નાની અને છુટી છુટી ઉગેલી દૂર્વાને મહા મહેનતે ખાતો હતો. ત્યાં જઈ પેલા ગધેડાને કહ્યું કે હે મામા, મારા સાષ્ટાંગ પ્રણામ સ્વીકારો. આપણે ઘણા વર્ષે મળ્યા. આપ આવી દુર્બળ સ્થિતિને કેમ પ્રાપ્ત થયા છો? ગધેડાએ જવાબ આપ્યો કે ભાણેજ મારો શેઠ બહુ નિર્દય છે. મહેનત બહુ કરાવે છે પણ ખાવાને પૂરો ઘાસનો પુળો નથી આપતો માટે આ દશા ભોગવું છું. શિયાળ બોલ્યો મામા, હું જ્યાં રહું છું ત્યાં ચાલો. તે સ્થાન બહુ સુંદર તેમજ ઘાસથી ભરપુર છે. લંબકર્ણે કહ્યું હું ગામનો પશુ છું માટે મારે તે જગ્યા શા ઉપયોગની? શિયાળ બોલ્યો તે જગ્યા મારા છત્ર તળે છે અને ત્યાં ત્રણ ગધેડીઓ પણ રહે છે. તેણે કહ્યું છે કે કોઇ ગામમાં જઇ અમારે માટે યોગ્ય વર લાવ માટે હું આપને આમંત્રણ કરૂં છું. આ સાંભળી કામી ગધેડો તે શિયાળ સાથે ગયો. આખરે ચાલતાં ચાલતાં સિંહની પાસે આવી પહોંચ્યા. સિંહ તે ગધેડાને જોઇ ઉભો થવા જાય છે એટલામાં ગધેડાએ નાસવા માંડયું. નાસતા ગધેડાપર પોતાનો પંજો માર્યો પણ ફોકટ ગયો. આથી શિયાળ ગુસ્સે થઇ બોલ્યો કે જોયું તમારૂં બળ, તમે વનના રાજા શાના? આવા પરાક્રમથી શું થશે? સિંહે શરમાઇને કહ્યું કે મેં મારો પંજો તૈયાર નહોતો કર્યો માટે આ પ્રમાણે થયું. શિયાળ બોલ્યો. આપ હવે સાવચેતીથી રહેજો. હું ફરી તે ગધેડાને સમજાવી તેડી લાવું છું. શિયાળ ગધેડાને પગલે પગલે જઇ તેને શોધી કાઢી કહેવા લાગ્યો કે હે મામા, આપ નાશી કેમ આવ્યા? આપની પર જે પંઝો નાંખવાને તૈયાર હતી તે ગધેડી હતી. અને તે આપને પ્રેમથી આલિંગન આપવાને આપનાપર પંઝો નાંખતી હતી. તે ગધેડીએ કહેવડાવ્યું છે કે જો લંબકર્ણ મારો પતિ નહીં થાય તો હું ઝેર ખાઇ પ્રાણ ત્યાગ કરીશ માટે મારા પર કૃપા કરી ત્યાં આવો, નહીં તો આપને સ્ત્રીહત્યા લાગશે. શિયાળનું શ્રદ્ધાપૂર્વક વચન સાંભળી ગધેડો તેની સાથે ફરી ત્યાં જવા નીકળ્યો સિંહ તૈયાર થઇ સાવચેતીથી બેઠો હતો. તેણે ગધેડાને આવેલો જોઇ તુરત મારી નાંખ્યો. શિયાળને તેની ચોકી કરવા કહી પોતે સ્નાન કરવા ગયો. દરમ્યાન શિયાળની દાઢ સળકી આવવાથી તે ગધેડાના કાન તથા કાળજું ખાઇ ગયો. સ્નાન કરી પાછા આવી ઉપર પ્રમાણે ગધેડાને જોઇ સિંહ ક્રોધમાં બોલ્યો કે હે નીચ, તેં આ પ્રમાણે કેમ કર્યું? શિયાળે જવાબ આપ્યો કે હે કૃપાનિધાન, આપ એવા શબ્દોનો પ્રહાર કરોમાં. કા-

રણ આ ગધેડો કાન તથા કાળજા વિનાનો હોવાથીજ અત્રે આવ્યો હતો. શિયાળનું બરાબર કહેવું સાંભળી ગધેડાના સરખા વિભાગ પાડી નિશ્ચિંતપણે બન્નેએ ક્ષુધા શાંત કરી માટે હું કહું છું કે તારા બોલવા ચાલવાથી તારા મનનો હેતુ હું સમજી ગયો છું. માટે હવે આ બાબતમાં તું મને આગ્રહ કરીશ નહીં. વારંવાર કોઇ ઠગાતું નથી માટે હે મૂર્ખ, તેં કપટ રચ્યું છે પણ યુધિષ્ઠિરની પેઠે કર્યું છે એટલે કે ખરૂં વચન કહી કપટ ખુલ્લું કર્યું છે. આ ખરૂં કહેવામાં આવે છે કે,

શ્લોક ૩૭ મો.

**स्वार्थमुत्सृज्य यो दम्भी सत्यं ब्रूते सुमन्दधीः**
**स स्वार्थाद्भ्रश्यते नूनं युधिष्ठिर इवापरः ॥**

જે દંભી મનુષ્ય મંદ બુદ્ધિથી પોતાનો સ્વાર્થ તજી સત્ય વાત કહે છે તે માણસ બીજા યુધિષ્ઠિર કુંભારની પેઠે પોતાના સ્વાર્થથી ભ્રષ્ટ થાય છે.

મધરમચ્છે પૂછ્યું. તે કથા કેવી છે? વાંદરાએ કહ્યું કે સાંભળ.

---

## વારતા ૪ થી.

### મૂર્ખ કુંભાર.

પૂર્વે એક નગરીમાં એક કુંભાર રહેતો હતો તે દારૂના કેફમાં તીક્ષ્ણ ધારવાળા માટીના કકડા ઉપર પડયો અને તેથી તેનું કપાળ ચીરાઇ ગયું. જો કે તે ઘા ઘણોજ ભયંકર હતો છતાં મહા મહેનતે તે સારો થયો. હવે એવું બન્યું કે તે નગરીમાં દુકાળ પડવાથી કુંભાર ભૂખે મરી જવા લાગ્યો. એટલામાં કેટલાએક રાજાના માણસોનો સંગ જતો હતો તેની સાથે પેલાએ પણ ચાલવા માંડયું. અને પરદેશમાં જઇ કોઇ રાજાને ત્યાં નોકર રહ્યો. પેલા રાજાએ વિચાર કર્યો કે આ કોઇ શૂરવીર પુરૂષ છે એવું એના કપાળપરના ઘાપરથી માલમ પડે છે. આથી બીજા રાજકુમારો કરતાં કુંભારપર વધારે પ્રેમ ચોંટયો. કેટલાક માસ પછી તે રાજાને પોતાના શત્રુ સાથે લઢવા જવું પડયું. આથી શુરવીર લડવૈઆની સભા બોલાવી. તે સમયે રાજાએ પેલા કુંભારને એકાંતમાં બોલાવી તેની પ્રંશસા કરતાં પૂછ્યું કે હે રાજપૂત, તમારા લલાટમાં આ ઘા કઇ લઢાઇમાં થયો છે? કુંભાર ગભરાઇ બોલ્યો, હે મહારાજ આ શસ્ત્રનો ઘા નથી. હું તો જાતે કુંભાર છું અને ઘા મારા છાકટપણામાં માટીના કકડાથી પડયો છે. આથી રાજાને ગુસ્સો આવ્યો અને તેને ગળચીમાંથી પકડતાં બોલ્યો હે વિશ્વાસઘાતી, તું અત્રેથી ચાલ્યો

જા. કુંભાર બોલ્યો હે રાજા, રણમાં મારા હાથની છટા તો જુઓ. રાજા બોલ્યો, તું સર્વ ગુણ સંપન્ન છે, મારે કામનો નથી. માટે હવે અત્રેથી રૂક્ષત કર. પણ કહ્યું છે કે,

शूरश्च कृतविद्यश्च दर्शनीयोऽसि पुत्रक
यस्मिन्कुले त्वमुत्पन्नो गजस्तत्र न हन्यते

તું શુરવીર, વિદ્યાવંત અને દેખાવડો છે તો પણ તું જે કુળમાં ઉત્પન્ન થયો છે તે કુળમાં કોઇ હાથીને મારતો નથી.

કુંભારે પૂછયું, કૃપાનિધાન એ વાત કેવી છે તે કહો. રાજાએ કહ્યું સાંભળ.

---

## વારતા ૫ મી.

### શિયાળનું બચ્ચું અને સિંહનાં બે બચ્ચાં.

કોઇ એક વનમાં સિંહ અને સિંહણ વસતાં હતાં. કેટલાએક દિવસ પછી સિંહણે બે પુત્રને જન્મ આપ્યો. એક દિવસે સિંહને ખોરાક ન મળ્યો અને રખડતાં રખડતાં સૂર્યાસ્ત થયો. એટલામાં ઘેર જતી વખતે રસ્તામાંથી એક શિયાળનું બચ્ચું મળ્યું. તેને પોતાની દાઢમાં પકડીને જીવતું રહે એવી રીતે લઇ જઇ સિંહણને આપ્યું અને કહ્યું આ શિયાળના બચ્ચાં શિવાય બીજું કાંઇ પણ ભક્ષ મળ્યું નથી અને એ બાળક છે એમ જાણી માર્યું નથી. કહ્યું છે કે,

ભુખથી પ્રાણ જતા હોય તોપણ સ્ત્રી, સન્યાસી, બ્રાહ્મણ અને બાળકને કોઇ દિવસ મારવાં નહીં અને વિશ્વાસી મનુષ્યોને તો મુખ્યત્વે કરીને મારવા નહીં.

માટે હાલ તુરત આ બચ્ચાંને ખાઈ શાંત થાઓ. સિંહણ બોલી હે સ્વામી, હું પણ એ ગરીબને મારા પેટ માટે કેમ મારૂં ? પણ હવેથી એ મારા ત્રીજો પુત્ર તરીકે થશે. તે પછી તે ત્રણે બચ્ચાં સાથે રહી દિવસો પસાર કરવા લાગ્યા. એક દિવસે તેઓએ હાથીને ભટકતો દીઠો અને સિંહના બચ્ચાં તેને જોઇ હાથી પર ધસ્યાં, પણ શિયાળનું બચ્ચું પાછું રહી ગયું. આથી સિંહના બચ્ચાં પણ વડા ભાઇની ધાકને લીધે નિરૂત્સાહ થઇ પાછાં ગયાં. ત્યાર પછી તે બચ્ચાંઓએ પોતાની માને ઉપર પ્રમાણે બનેલી હકીકત કહી. શિયાળ પોતાની મશ્કરી થતી જોઇ ક્રોધાવેશમાં આવી સિંહના બચ્ચાંને કઠોર વચન કહેવા લાગ્યો અને બોલ્યો કે શું હું શુરવીરપણામાં અને વિદ્યાભ્યાસમાં આ બન્ને કરતાં ઉતરતો છું કે તેઓ મારી મશ્કરી કરે ? માટે

નિઃશંક હું તેઓને મારી નાંખીશ. આ સાંભળી સિંહણ કે જેની વૃત્તિ શિયાળના બચ્ચાને જીવતું રાખવાની હતી તે બોલી, હે પુત્ર તું શૂર-વીર–વિધાવંત તથા સ્વરૂપવાન છે છતાં તારો જે કુળમાં જન્મ થયો છે તે કુળમાંના કોઇએ હાથીને માર્યા નથી તો તું શિયાળ પુત્ર છે અને મેં તને ઉછેર્યો છે માટે તેઓ તને શિયાળ તરીકે ન જાણે તેટલામાં તું ઝટ અત્રેથી વિદાય થા. આથી ગભરાઈ શિયાળ નાશી ગયો. માટે આ રાજકુમારો તને કુંભાર ન જાણે એમ નાશી જા. માટે હું કહું છું કે તું યુધિષ્ઠરની માફક ખરૂં કહીને દુઃખમાં આવ્યો. હે નીચ મઘર ! તું પણ કુંભારની માફક પોતાના વચનોથી ખુલ્લો પડી ગયો. કહ્યું છે કે,

ગધેડો વાઘના ચામડામાં ઢંકાયલો હતો, તેની સારી રીતે રક્ષા કરવામાં આવી હતી અને તે પોતાનું ભયંકર રૂપ દેખાડતો હતો તોપણ તે પોતાની વાણીને લીધે નાશ પામ્યો હતો.

મઘરે પુછ્યું એ વાત કેવી રીતની છે. વાંદરાએ કહ્યું સાંભળ.

——oo*oo——

## વારતા ૬ ઠ્ઠી.

### વાઘના ચામડામાં ઢંકાયલો ગધેડો.

પુર્વે એક શહેરમાં શુદ્ધપટ નામે ધોબી હતો તેને ત્યાં એક ગધેડો હતો. તે ગધેડો પુરો ખોરાક ન મળવાથી દુર્બળ જેવો થઇ ગયો. હવે કેટલાક દિવસ પછી ધોબીને એક વાઘચમર મળ્યું. તે ચમર દરરોજ ગધેડાને ઓઢાડી રાત્રે ખેતરોમાં ચરવા મુકી દેતો હતો. આથી ગધેડો એકદમ પુષ્ટ થયો. કેટલોક કાળ વિત્યાબાદ તે પ્રમાણેજ વાઘચમર સહિત તે ગધેડો એક ક્ષેત્રમાં ચરતો હતો એવામાં દૂરથી એક ગધેડીનો શબ્દ સાંભળ્યો. એટલે તે પણ તેના જેવો લાંબો ઘાંટો કાઢી ભૂંકવા લાગ્યો. આથી ક્ષેત્રપાળોએ જાણ્યું કે આતો વાઘના ચામડામાં ઢંકાયલો ગધેડો છે માટે તેને તે સર્વેએ અનેક જાતના પ્રહારો કરી મારી નાંખ્યો. માટે હું કહું છું કે વાઘના ચામડામાં ઢંકાયેલો ગધેડો વાણીને લીધે મરણ પામ્યો હતો.

તેમ તું પણ શું સ્યામલકની માફક અપમાન કરાવી તથા ધક્કો મારી કાઢી મૂકવાથી જઇશ? મઘરે પુછ્યું એ કથા શી છે તે કહો. વાંદરો કહે છે.



## વારતા ૭ મી.

### સસરો અને ચાર જમાઇ.

વિકંટક નામનું એક નગર હતું તેમાં ઇશ્વર નામનો એક મોટો તવંગર કંસારો રહેતો હતો. તેને ચાર જમાઇ હતા. તેઓ એક વેળા પોતાના અવંતિ નામના નગરમાંથી પોતાને સાસરે પરોણા તરીકે ગયા. ઇશ્વરે તેઓને સારા માનપાન સહિત છ માસ પર્યંત રાખ્યા. ત્યાર પછી કંસારાએ કંટાળી પોતાની સ્ત્રીને કહ્યું કે જમાઇઓ છ માસ થયાં રહે છે છતાં જવાની વાત કરતા નથી. સ્ત્રીએ જવાબ આપ્યો, આપના માનપાનથી મોહિત થયા છે માટે પોતાને ઘેર જવાનું મન કરતા નથી. ઇશ્વરે કહ્યું, મને એમ લાગે છે કે તેઓ અપમાન પામ્યા વગર જશે નહીં. માટે આજે જમતી વખતે તેઓને પગ પ્રક્ષાલન કરવાનું પાણી આપીશ નહીં. તે પરથી પોતાનું અપમાન થયું સમજી ચાલ્યા જશે. તે પછી તે પ્રમાણે ઉપાય કર્યો. પાણી ન મળવાના અપમાનથી ગર્ગ નામનો જમાઈ ચાલ્યો ગયો. આસન ન મળવાથી સોમ ચાલ્યો ગયો અને હલકું ભોજન મળવાથી દત્ત નામનો જમાઇ વિદાય થયો પરંતુ ચોથો જમાઇ શ્યામલક આટલું બધું અપમાન થયાં છતાં ગયો નહીં એટલે સસરાએ તેને ગળચીમાંથી ઝાલી ધક્કો મારી બહાર કાઢયો. માટે હું શું રથકારની માફક મુર્ખ છું કે જાતે તારૂં કપટ જોયા છતાં પાછો વિશ્વાસ કરૂં? કહ્યું છે કે,

મૂર્ખ મનુષ્યના પ્રત્યક્ષમાં અપરાધ કર્યા છતાં પણ તે સમજણથી શાંત પડે છે. રથકારે પોતાની સ્ત્રીને તેના યારની સાથે પોતાના માથાપર ઉપાડી હતી.

મધર બોલ્યો એ કથા શી છે? વાંદરો કહે છે. સાંભળ,

——००+००——

## વારતા ૮ મી.

### મુર્ખ રથકાર અને તેની લુચ્ચી સ્ત્રી.

કોઇ એક શહેરમાં એક રથકાર રહેતો હતો. તેની સ્ત્રી વ્યભિચારિણી હતી. રથકાર પોતાની સ્ત્રીની કેવી રીતે પરીક્ષા કરવી તેનો વિચાર કરવા લાગ્યો. મનમાં વિચાર કરી પોતાની સ્ત્રીને કહ્યું, હે કાન્તે! હું કાલ સવારે બહારગામ જવાનો છું અને મને ત્યાં વધારે દિવસ લાગશે માટે તું મારે માટે કાંઇ ખાવાનું કરી આપ. પેલી સ્ત્રીએ મનમાં આનંદ પામી પોતાના ધણી માટે શાકરના લાડુ કરી આપ્યા. કહ્યું છે

કે મેઘથી અંધકાર પામેલા દિવસોમાં, નગરની સાંકડી શેરીઓમાં અને પતિ પરદેશ જાય ત્યારે વ્યભિચારીણી સ્ત્રીને પરમ સુખ મળે છે.

બીજે દિવસે પેલો રથકાર મળસ્કામાં ઉઠી બહારગામ જવા માટે નીકળ્યો. તેને ગયેલો જાણી તેની સ્ત્રીના હર્ષનો પાર રહ્યો નહી. આખો દિવસ મહા મુશીબતે પસાર કરી રાત્રે પોતાના યારને ત્યાં જઇ તેને વીનવવા લાગી કે મારો ધણી બહારગામ ગયો છે માટે જ્યારે સર્વે લોક નિંદ્રાધિન થાય કે આપ મારે ઘેર આવજો. એ પ્રમાણે કહી પોતાને ઘેર ચાલી આવી. પેલો રથકાર આખો દિવસ વગડામાં કાઢી દીવા બત્તીને વખતે ગામમાં આવી પાછલે દરવાજેથી ગુપચુપ પોતાના ઘરમાં પ્રવેશ કરી પલંગ તળે લપાઇ ગયો. હવે ઠરાવેલો વખત થયો એટલે તે સ્ત્રીનો યાર દેવદત્ત આવ્યો અને પલંગપર બેઠો. તે જોઇ રથકાર ક્રોધથી આકુળ વ્યાકુળ થઇ ગયો અને વિચાર કરવા લાગ્યો કે હું આ માણસને મારી નાખું. એ વિચાર માંડી વાળી મનમાંજ બોલ્યો કે હજી બન્ને શું કરે છે તે જોઉં. પછી શું કરવું તે થઇ રહેશે. ઘરનાં દ્વાર વાસી પેલી સ્ત્રી યારની પાસે બેસવા આવે છે એટલામાં તેનો પગ રથકારને લાગ્યો. સ્ત્રી સમજી ગઇ કે મારા ધણીએ ખરેખર પરીક્ષા કરેલી હોય એમ જણાય છે. માટે હું મારૂં સ્ત્રી ચરિત્ર બતાવું. આ પ્રમાણે વિચાર કરતી હતી એટલામાં દેવદત્ત તેને પ્રેમાલિંગન કરવા ઉભો થયો એટલે સ્ત્રીએ તેને કહ્યું હે મહાનુભાવ, હું પતિવ્રતા છું માટે મને અડકશો નહીં. યાર બોલ્યો એમ હતું તો મને શા માટે તેડવા આવી હતી? સ્ત્રી બોલી. હું સવારે અંબિકાનું પૂજન કરવા ગઇ હતી. ત્યાં આકાશ વાણી થઇ કે હે પુત્રી તું વિધવા થઇશ. મેં પુછ્યું હે જગત્ જનની એવો ઉપાય બતાવો કે મારો ધણી સો વર્ષનું આયુષ્ય ભોગવે. જવાબ મળ્યો કે તું કોઇ પરપુરૂષ સાથે એક શય્યામાં સુઇ તેને આલિંગન કરીશ તો તારો ધણી બચી શકશે. તે માટે હું તને તેડવા આવી હતી માટે હવે તને યોગ્ય લાગે તે કર. પોતાની સ્ત્રીનું કહેવું સાંભળી રથકાર હર્ષ ઘેલો થઇ પલંગ નીચેથી બહાર આવી પોતાની સ્ત્રી પ્રત્યે બોલ્યો, ઓ પવિત્ર અને સાધવી સ્ત્રી, તને ધન્ય છે. મેં તારી પરિક્ષા કરવા માટે આ પ્રમાણે કર્યું હતું અને મને તો તારી શુદ્ધતા માલમ પડી. આ પ્રમાણે કહી રથકારે દેવદત્ત કે જે પેલી સ્ત્રીનો યાર હતો તેને પોતાની ખાંધ ઉપર અને સ્ત્રીને કેડમાં બેસાડી વાજીંત્ર વગાડતો, નાચતો કુદતો ઘેર ઘેર ફર્યો. માટે હે મૂર્ખ હું તારી મનોવૃત્તિ જાણી ગયો છું. તું મને વિશ્વાસ આપે છે તેમાં તારો દોષ નથી. કારણ તારી જાતી આવીજ દુષ્ટ છે. જે સારા મનુષ્યની

સોબતથી પણ સૌજન્યપણાને પામતી નથી. કહ્યું છે કે ઉંદરડી ધણી થએલા સૂર્યને, મેઘને, પવનને અને પર્વતને તજી દઇને પોતાની જાતના ઉંદરને વરી હતી. માટે પોતાની જાતિ ત્યજી શકાતી નથી.

મધરમચ્છે પૂછયું ભાઇ એ કથા કહે. વાંદરો કહેવા લાગ્યો,

## વારતા ૯ મી.

### શાલંકાયન મુની અને ઉંદરડી.

કોઇ એક વનમાં શાલંકાયન નામનો તપસ્વી રહેતો હતો. તે એક સમયે ગંગાજીમાં સ્નાન કરી સૂર્યોપસ્થાન કરતો હતો એટલામાં એક શકરો ત્યાંથી ઉંદરડી ઉપાડી ગયો. આથી તે મુનીનું મન દયાથી પીગળી ગયું અને શકરાને મુક્ત કર મુક્ત કર એમ કહી પથરો માર્યો. પથ્થર લાગવાથી શકરો જમીનપર બેભાન થઇ પડયો અને ઉંદરડી છુટી ગઇ પણ બેબાકળી બની ગઇ અને શું કરવું તે ન સુઝવાથી મુનિપ્રત્યે બોલી મારી રક્ષા કરો એમ કહી તેના ચરણમાં પડી. હવે શકરો સાવધ થઇ મુનિ પ્રત્યે બોલ્યો તમે આ પ્રમાણે કર્યું એ ઠીક ના કર્યું મને ઉંદરડી પાછી આપી દ્યો, નહીં તો આપને દોષ લાગશે. મુનિ બોલ્યા અરે દુષ્ટ પક્ષી, નીચને શિક્ષા કરવી જોઇએ અને સાધુ પુરૂષનું સન્માન તેમજ દેવની સ્તુતિ કરવી જોઇએ. માટે તું વગર વિચાર્યું બોલે છે. શકરો બોલ્યો મહારાજ, તમો સૂક્ષ્મધર્મ જાણતા નથી. બ્રહ્માએ સૃષ્ટિ પેદા કરતી વખતે સર્વેને માટે ખોરાક પણ પેદા કર્યો છે. ઉંદરડી હમારો ખોરાક છે માટે પાછી લેવા ઇચ્છા રાખું છું કહ્યું છે કે,

એક જણાએ મૂકી દે, મૂકી દે એમ કહેવાથી તેનું ધોયેલું ધોતિયું જમીન પર પડયું અને બીજાએ મૂક માં, મૂક માં આમ કહેવાથી તેનું ધોએલું ધોતિયું નીચે પડયું. બન્નેનું પડવું જોઇને ત્રીજાએ મૌનને સર્વ અર્થનું સાધન માન્યું.

વળી તપસ્વીનો આ ધર્મ નથી. કારણ તેઓ જોયા છતાં ન જોયા જેવું સાંભળ્યા છતાં ન સાંભળ્યા જેવું કરે છે અને તેઓ નીસ્પૃહીપણાને તેમ જ મિત્રાચારને ચાહે છે. યોગીએ તો હમેશાં એકાંતમાં બેસી ચિત્તવૃત્તિનો નિરોધ કરવો જોઇએ. માટે આપ આ પ્રમાણે વર્તન ચલાવ્યાથી તપ બાંધી ભ્રષ્ટ થયા છો.

શાલંકાયને પૂછયું એ શી રીતે છે તે કહે. શકરાએ કહ્યું સાંભળો મહારાજ,

## વારતા ૧૦ મી.

### મૌન્યજ સર્વ કાર્ય સાધનાર છે.

કોઇએક નદીના કિનારા ઉપર એકત, દ્વિત અને ત્રિત નામના ત્રણ મુનિ ભાઇઓ તપશ્ચર્યા કરતા હતા. તેઓ તપના જોરથી પોતાનાં પંચીઆં જમીનને અડકી અપવિત્ર ન થાય માટે આકાશમાં અધર સુકવતા હતા. એક દિવસે એક ગીધે મારી માફક ઉંદરડી પકડી. તે જોઇ એકતનું હૃદય પીગળ્યું અને આપની માફક બોલ્યો કે એને મુક્ત કર મુક્ત કર. એટલામાં પેલું ધોયેલું વસ્ત્ર જમીનને અડકયું તે જોઇ બીજો બોલ્યો મુક નહીં, મુક નહીં. એટલામાં તેનું વસ્ત્ર પણ નીચે પડયું. આ પ્રમાણે થયેલું જોઈ ત્રીજો મૌન્ય રહ્યો. તે સાંભળી તપસ્વિ મજાહ કરતા બોલ્યા કે હે મૂર્ખ પક્ષી, તે વખત સત્યયુગ હતો. તે વખતમાં પાપી પુરૂષ સાથે વાત કરતામાં પાપ લાગે છે અને તેટલા માટેજ તે મુનીઓનાં વસ્ત્ર નીચે પડયાં હતાં પણ તેના આ વચનના બોલથી પડયાં નહોતાં અને આ કળિયુગ છે માટે કર્મ કર્યા વિના પાપ લાગતું નથી. કહ્યું છે કે પાણીમાં જેમ તેલનું ટીપું ફેલાઇ જાય છે તેમ સતયુગમાં પાપીની સાથે બેસવાથી, સુવાથી, ચાલવાથી અને ભોજન કરવાથી પાપ લાગે છે.

માટે ખોટો લવલવાટ કરવાનું કાંઈ કારણ નથી. તું તારે ચાલ્યો જા. નહીં તો હું તને શ્રાપ આપી ભસ્મ કરીશ. આથી શકરો ચાલ્યો ગયો. પછી પેલી ઉંદરડીએ મુનીને કહ્યું, આપ મને આપના આશ્રમમાં લઇ જાઓ ત્યાં જે આપ આપશો તે ખાઈ નિર્વાહ ચલાવીશ. મુનીએ તેને ઉંદરડી તરીકે લઇ જાય તો ઉપહાસ થાય એમ જાણી એક નવ યૌવન કન્યા બનાવી પોતાના આશ્રમે લઇ જઇ મુનિપત્નિને આપી. મુનિપત્નિ બોલી મહારાજ, આ કન્યા કયાંથી લાવ્યા? ઉપર પ્રમાણેની ઉંદરડીની થયેલી બીના મુનીએ કહી અને કહ્યું કે હું ફરીથી એને ઉંદરડી બનાવીશ. મુનિપત્નિ બોલ્યાં એમ ન કરશો કારણ આપ એના ધર્મ પિતા થયા છો. હવે તે કન્યા ચંદ્ર જેમ દિવસે દિવસે વધે તે પ્રમાણે વધી યૌવન અવસ્થામાં આવી લાગી. આથી શાસંકાય મુનિએ પોતાની પત્નિને કહ્યું. હવે એ આપણા ઘરમાં રહેવાને યોગ્ય નથી. કહ્યું છે કે, જેના ઘરમાં વગર પરણેલી કન્યાને અટકાવ આવે છે તેના પિતૃઓ સ્વર્ગમાં હોય તો પણ ત્યાંથી તે દોષોને લીધે નરકમાં પડે છે.

માટે એ કન્યાને કોઇ સારા યોગ્ય વરને અર્પણ કરીએ. જો એને પસંદ હોય તો હું સૂર્ય નારાયણને બોલાવી તેની સાથે પરણાવું. ક-

ન્યાએ હા કહી. એટલે મુનિએ સૂર્યને બોલાવ્યા અને તેને કહ્યું કે આ મારી પુત્રી છે. તેની મરજી હોય તો આપ તેની સાથે લગ્ન કરો. આમ કહી તે કન્યાને બોલાવી પૂછ્યું કે તને આ વર પસંદ છે? કન્યા બોલી હે તાત, એ સખ્ત અગ્નિ જેવા છે માટે બીજા કોઇ એમના કરતાં ચઢીઆતા હોય તો બોલાવો. મુનિએ સૂર્યને પૂછયું તમારા કરતાં કોઇ પણ ઉત્તમ હોય તો કહો. સૂર્યનારાયણે કહ્યું. મહારાજ, મારા કરતાં મેઘરાજા ઉત્તમ છે. મેઘને બોલાવ્યા તે પણ પસંદ ન પડયા. આથી પવનને બોલાવ્યો તે પણ ન ગમ્યો. આખરે પવન કરતાં ઉત્તમ એવા પર્વતને બોલાવ્યો તે પણ ઉંદરડી રૂપી કન્યાને પસંદ ન પડવાથી પર્વતે બતાવેલા ઉંદરને બોલાવ્યો આથી ખુશ થઇ ઉંદરડી બોલી હે પિતા એની સાથે મને પરણાવો કે જેથી હું મારી પોતાની જાતમાં કહેલા ગૃહસ્થાઇના ધર્મ પ્રમાણે ચાલું.

તે સાંભળી મુનિએ તે કન્યાને ઉંદરડી બનાવી ઉંદર સાથે પરણાવી. તે ઉંદરડીએ જેમ દેવની પદ્વિને ત્યાગ કરી પોતાની જાતિના દોષને લીધે નીચની સાથે સમાગમ કર્યો હતો તેમ તું મારી સાથે આવ્યો છે એમ છતાં મેં તને સ્નેહે કરી ગ્રહણ કર્યો તો પણ તું પોતાની જાતના ધર્મને લીધે દુષ્ટ થયો. માટે હે મૂર્ખ સ્ત્રીના લોભી અને સ્ત્રીને વશ, બીજા પણ જેઓ તારા જેવા થાય છે તેઓ સ્ત્રીઓને માટે પોતાના મિત્રનો તેમજ કાર્યનો ત્યાગ કરે છે કહ્યું છે કે,

જે સ્ત્રી હમેશાં મને જોઇને ઉદાસ થાય છે તે આજ મને આલિંગન કરે છે, હે પ્રિય કરનાર, તારૂં ભલું થાઓ. મારૂં જે છે તે તું લેઇ જા.

મધરમચ્છ બોલ્યો એ કથા કેવી છે? કપિ કહે છે સાંભળ,

——oo*oo——

## વારતા ૧૧ મી.

### વણીક અને તેની સ્ત્રી.

એક શહેરમાં કામાર્ત નામનો વૃદ્ધ વણિક રહેતો હતો. તે તવંગર તેમજ કામી પુરૂષ હતો. પોતાની સ્ત્રી મરી ગયા પછી પુષ્કળ ધન આપી એક ગરીબ પુરૂષની કન્યા તેણે સાથે લગ્ન કર્યું હતું. પેલા વૃદ્ધ વરને જોઇ તે કન્યા બળી જતી હતી અને તેની વૃદ્ધાવસ્થાને લીધે તેની તરફ જોઇ શકતી પણ નહોતી. ખરૂં છે કે, જ્યારે વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે, સર્વ ગાત્ર સંકોચિત થાય છે, દાંત પડી જાય છે, આંખ ફર્યા કરે છે, રૂપ નાશ પામે છે, મુખમાંથી લાળ ઝરે છે, ઘરના માણસો

કહ્યું કરતા નથી, સ્ત્રી સેવા કરતી નથી, દીકરીઓ અપમાન કરે છે માટે આવી વૃદ્ધાવસ્થા સદા દુઃખદાયક છે.

એક દિવસે તે યુવાન સ્ત્રી પોતાના વૃદ્ધ ધણી સાથે એક શય્યામાં સુતી હતી. એવામાં તેના ગૃહમાં ચોરને દીઠો. આથી ગભરાઇ તેના ધણીને બાઝવા લાગી. આથી તે વણિકને આશ્ચર્ય લાગ્યું કે કોઇ દિવસ નહીં અને આજે મને આલિંગન દે છે તેનું શું કારણ? આમ તેમ જોતાં વણિકે ચોરને દીઠો એટલે વિચાર કર્યો કે ખરે આના ધાકથી મારી પાસે આવે છે. માટે ચોરને કહ્યું કે જે મને હમેશાં જોઇ દીલગીર રહેતી હતી તે આજે તને જોઇ તારા ધાકથી મને પ્રેમાલિંગન કરે છે. તારૂં ભલું થાઓ અને જે સઘળું મારી પાસે છે તે લઇ જા. ચોર ઘરમાંથી નાસવા માંડયો એટલે ફરી પણ ઉપર પ્રમાણે કહ્યું અને તે વધારામાં બોલ્યો કે તારે દરરોજ રાત્રે આવવું અને તે લંપટ વૃદ્ધે પોતાનું સર્વ ધન ચોરને આપી દીધું. અને તેં પણ તે જ પ્રમાણે કર્યું છે.

આ પ્રમાણે મઘર તથા કપિ વાત કરતા હતા એટલામાં એક જળચરે આવીને મઘરને કહ્યું. તારી સ્ત્રી ભુખી હતી તેણે તને આવતાં વાર લાગી એથી અપમાન સમજી પ્રાણ ત્યાગ કર્યો છે. આથી મઘર મનમાં અકળાઇ બોલ્યો હે મિત્ર, મેં તારો અપરાધ કર્યો છે તેની ક્ષમા આપ. હું સ્ત્રીના વિયોગથી હવે અગ્નિમાં પ્રાણ આપીશ. વાંદરો હશીને બોલ્યો મેં પહેલેથી જ જાણ્યું હતું કે તું સ્ત્રીલંપટ છે, અને તેની ખાત્રી પણ થઇ. પણ હે મૂર્ખ, તું ઉદાસ શા માટે થાય છે? એવી દુષ્ટ સ્ત્રી જાય ત્યારે તો આનંદોત્સવ કરવો ઉચીત છે. જે સ્ત્રી ખોટે માર્ગે જવાવાળી હોય તે સ્ત્રી સાથે ડાહ્યા પુરૂષોએ સંબંધ ન રાખવો. પતંગીઆ જેમ દીપકના કિરણને મનોહર જાણી તેમાં ઝંપલાવે છે અને નાશ પામે છે. તેમ જ જેઓ અજ્ઞાનતાને લીધે સ્ત્રીને રમણિક જાણી તેના પાશમાં સપડાય છે તે કોણ નાશ પામ્યું નથી? સ્ત્રીને લાકડીથી પ્રહાર કર્યો હોય અથવા તો કાપી નાંખી હોય તોપણ તે વશ થતી નથી. જેવી ચણોઠી બહારથી સુશોભીત હોય છે અને અંદરથી કટુ હોય છે તેવી રીતે જ સ્ત્રીઓને જાણવી. મઘરમચ્છ બોલ્યો, ભલે એ પ્રમાણે હોય પણ મારે હવે શું કરવું? મને બે પ્રકારે ગેરલાભ થયો છે. એક તો મારી સ્ત્રી ગઈ એટલે કે જેના ઘરમાં સ્ત્રી ન હોય તે ઘર સ્મશાન જેવું લાગે છે અને બીજું મીત્રથી માન ખંડિત થયો. ભાગ્યહિન પુરૂષોને એમ જ થાય છે. કહ્યું છે કે,

મારી જેવી પંડિતાઇ છે તેના કરતાં તારી બમણી પંડિતાઇ છે. નથી જાર કે નથી ધણી, ઓ નાગી સ્ત્રી! જુવે છે શું?

વાંદરાએ પૂછ્યું એ કથા શી છે? મઘરે કહ્યું સાંભળ,

## વારતા ૧૨ મી.

### લેને ગઇ પૂત અને ખોઇ આઇ ખસમ.

કોઈ એક શહેરમાં કલાલ તથા તેની સ્ત્રી રહેતાં હતાં. કલાલની વૃદ્ધાવસ્થાને લીધે તે વ્યભિચાર કરતી હતી. એક દિવસે એક ધુતારાએ પેલી સ્ત્રીને દીઠી અને કહ્યું, તને જોઇ હું કામાતુર થયો છું માટે મને તું ઋતુદાન આપ. તે સ્ત્રી બોલી, હે પુરૂષ, મારો ધણી વૃદ્ધ છે અને તેની પાસે ઘણું ધન છે માટે તે હું તારી સાથે લઇને આવીશ તો આપણે સુખેથી મોજ મારશું. ધુતારાએ કહ્યું, સૂર્યોદય થતાં પહેલાં તું અત્રે આવજે એટલે આપણે બીજા દેશમાં જઇ સંસાર સુખનો પૂરો અનુભવ કરશું. કલાલની સ્ત્રીએ કહ્યું ભલે. હવે રાત્રે જ્યારે તેનો ધણી નિંદ્રાધીન થયો એટલે સઘળું દ્રવ્ય લઇ સવારમાં પેલી ઠરાવેલી જગ્યા પર ગઇ. ધુતારો ત્યાં આવી તે સ્ત્રીને લઈ આઠેક માઇલ દૂર ગયો. એટલામાં ત્યાં એક નદી આવી. તે જોઇ ધુતારાએ વિચાર કર્યો કે આ સ્ત્રી આધેડ વયની છે માટે મારે શું ઉપયોગની? માટે તેનું સઘળું ધન લઇ નાશી જાઉં. એમ વિચાર કરી પેલી સ્ત્રીને કહ્યું, તારૂં ધન આપ કે જેથી હું આ નદીને પેલે પાર મુકી આવી પછી તને લઇ જાઉં. સ્ત્રીએ તે પ્રમાણે કર્યું. હવે ધુતારો પેલું ધન લઈ બીજે દેશ ચાલ્યો ગયો. પેલી સ્ત્રી ધુતારાની રાહા જોતી ઉભી છે એટલામાં એક શિયાલણ માંસનો કટકો લઇ ત્યાં આવી અને જુવે છે તો તેણે નદીના કાંઠા પર એક મઘરને પડેલો જોયો. આથી માંસ નીચે મુકી મઘરને પકડવા દોડી એટલામાં એક ગીધ આવી તે માંસ ઉપાડી ગયો, અને શિયાલણને જોઈ મઘર પણ પાણીમાં જતો રહ્યો. શિયાલણ કે જેની મહેનત વૃથા ગઇ હતી, તે ગીધ તરફ તાકીને જોવા લાગી, એટલે પેલી સ્ત્રીએ મસ્કરી કરતાં કહ્યું, હે મચ્છના માંસને ગુમાવનારી? ગીધ તારૂં માંસ લઇ ગયો અને મઘર પાણીમાં જતો રહ્યો, તો હવે તું શું જુવે છે? આ સાંભળી શિયાલણ ક્રોધાવેશમાં બોલી કે,

મારી જેવી પંડિતાઇ છે તેના કરતાં તારી બમણી પંડિતાઇ છે, નથી જાર કે નથી ધણી, ઓ નાગી સ્ત્રી, હવે જુવે છે શું?

આ પ્રમાણે મઘરમચ્છ વાત કરતો હતો એવામાં એક બીજા જળચર પ્રાણીએ આવી મઘરને કહ્યું કે તારૂં ઘર બીજા મોટા મઘરે લઇ લીધું છે. આથી મઘર ગભરાઈ ગયો અને તે બીજા મઘરને ઘરમાંથી કાઢવા ઉપાય યોજવા લાગ્યો અને બોલ્યો કે જે માણસ પોતાના હિતેચ્છુ તેમજ મુરબ્બીને પુછ્યા વગર કામ કરે છે તેને આ પ્રમાણે થાય છે પણ તેની દરેક કામમાં સલાહ લે છે તે સર્વે કામમાં વિજયી થાય છે. આ પ્રમાણે વિચાર કરી પેલા મઘરે જાંબુના ઝાડપર ચહેલા કપિને પૂછ્યું કે હે મિત્ર! હવે મારે શું કરવું? વાનરે જવાબ આપ્યો હે કૃતઘ્નિ, મેં તને ના કહી છે છતાં વારંવાર મને શા માટે પુછે છે? તને મૂર્ખને ઉપદેશ આપવાનો નથી કારણ કહ્યું છે કે,

જેવા તેવા માણસને ઉપદેશ આપવો નહીં, જો, મૂર્ખ વાંદરાએ સુગ્રીને માળા વગરની કરી મુકી હતી.

મઘરમચ્છે પૂછ્યું એ કથા કેવી છે? વાંદરાએ કહ્યું સાંભળ.

## વારતા ૧૩ મી.

### સુગ્રી અને મુર્ખ વાંદરો.

પૂર્વે કોઇ એક વનમાં એક ઝાડપર પક્ષીનું જોડું રહેતું હતું. વૈશાખ મહિનામાં પુષ્કળ વૃષ્ટિ સાથે પવન ઘણોજ ઠંડો વાતો હતો તેથી એક વાંદરો આખે શરીરે ભીંજાઇ જવાથી તેમજ ઠંડા પવનથી ધ્રુજતો તેજ ઝાડ નીચે આવી દબાઇને બેઠો એટલે ઝાડપરથી પેલી સુગ્રીએ કહ્યું કે,

તું હાથ પગ વાળો માણસના જેવો દેખાય છે છતાં ઓ મૂઢ! ટાઢથી હેરાન થાય છે તોપણ શા માટે ઘર બાંધતો નથી?

વાંદરો તે સાંભળી વિચાર કરવા લાગ્યો કે અહાહા! સંસારી જીવો પોતાને બહુજ સુખી માને છે તેમજ આ સુગ્રી પણ પોતાને મોટી માને છે અને બોલ્યો કે હે ઝીણી ચાંચવાળી તથા વિદ્વત્તાનું અભિમાન ધરાવનારી દુષ્ટ રંડા, ચુપચુપ બેશી રહે, નહીં તો તને હું ઘર વગરની કરીશ. આ પ્રમાણે સુગ્રીને શીખામણ આપ્યા છતાં વારંવાર વાંદરાને માળો બનાવવાનો ઉપદેશ આપી ખીજવવા લાગી. આથી ગુસ્સે થઇ વાંદરાએ ઝાડપર ચઢી સુગ્રીનો માળો ભાગી નાંખી માળા વિનાની કરી. મઘર બોલ્યો હે મીત્ર, હું અપરાધી છું તોપણ મને કાંઇ ઉપાય બતાવ. વાંદરાએ ના કહી અને કહ્યું કે તું સ્ત્રીના કહેવાથી મારો નાશ કરવા સમુદ્રમાં લઇ જતો હતો. સ્ત્રી જો કે સર્વ કરતાં વહાલી છે તો પણ

તેના કહેવાથી મીત્ર બંધુ વગેરેનો નાશ કરવાનો નથી. સ્રીનો કદી પણ વિશ્વાસ કરવો નહી. કહ્યું છે કે જેને માટે મેં મારા કુળને તજી દીધું, અને અરધું જીવતર પણ આપી દીધું, તે સ્રી સ્નેહ વિનાની થઇને મારો ત્યાગ કરે છે, માટે કયો પુરૂષ સ્રીઓનો વિશ્વાસ કરે ? મઘરે પુછયું એ કથા કેવી રીતે છે ? વાંદરો કહેવા લાગ્યો.

## વારતા ૧૪ મી.

### ભોળો ધણી અને નિર્દય સ્રી.

એક નગરમાં એક બ્રાહ્મણ તથા તેના પ્રાણ કરતાં પણ અધિક તેની સ્રી બન્ને રહેતાં હતાં. પેલી સ્રી દરરોજ કંકાસ કરતી હતી. આથી કંટાળી બ્રાહ્મણ પોતાના માબાપથી પોતાની સ્રી સાથે જુદો રહેવા બીજા દેશમાં ચાલી નીકળ્યો. ચાલતાં ચાલતાં એક અરણ્યમાં આવી લાગ્યાં. બ્રાહ્મણીએ પોતાના ધણીને કહ્યું હે આર્યપુત્ર, મારે માટે પાણી લાવો કારણ મને બહુ તૃષા લાગી છે. આથી બ્રાહ્મણ પાણી લેવા ગયો અને પાછો આવી જુએ છે તો પોતાની સ્રીને મૃત્યુ પામેલી દીઠી. આથી વિલાપ કરવા લાગ્યો એટલામાં આકાશવાણી થઈ કે તું તારૂં અર્ધું આયુષ્ય એને આપશે તો જીવતી થશે. આથી સ્નાન કરી શુદ્ધ થઇ બોલ્યો કે હું મારૂં અર્ધું આયુષ્ય મારી સ્રીને આપું છું. આથી તરતજ તે સ્રી જીવતી થઇ અને ત્યાંથી બન્ને આગળ ચાલવા લાગ્યાં એટલામાં એક નગરનો સાર્વજનીક બગીચો આવ્યો તેમાં પોતાની સ્રીને બેસાડી પોતે ખાવાનું લેવા ગયો. હવે તે અરસામાં તે બગીચાના એક કુવાપર એક પાંગળો ગાયન ગાતો બેઠો હતો. તેને જોઇ પેલી સ્રી મોહીત થઇ અને તેને કહ્યું તું મારીપર પ્યાર નહીં કરે તો હું તને સ્રીહત્યા ચોટાડીશ. પેલો બોલ્યો હું રોગી છું માટે તું મને શું કરીશ ? સ્રી બોલી આજથી મારો આત્મા તને અર્પણ કરૂં છું. માટે તમો પણ હમારી સાથે ચાલો. પાંગળાએ હા કહી એટલામાં પેલો બ્રાહ્મણ ખાવાનું લઇને આવ્યો અને તેની સ્રી સાથે ખાવા લાગ્યો. સ્રીએ કહ્યું આને પણ થોડું ખાવાનું આપો કારણ તે ભુખ્યો છે. સ્રીના કહેવાથી તેને પણ ખાવાનું આપ્યું. ખાઇ રહ્યા પછી સ્રીએ કહ્યું હે પ્રાણેશ, આને આપણી સાથે લ્યો કારણ મારી સાથે કોઇ વાત કરવાવાળું નથી. બ્રાહ્મણે કહ્યું શી રીતે લઇશું ? સ્રી બોલી તેને પેટીમાં ઘાલી સાથે લઇશ. હવે તે બન્ને તથા પેલો પેટીમાંનો પાંગળો ચાલતાં ચાલતાં એક કુવા આગળ આવી

પહોંચ્યા. જેવો પેલો બ્રાહ્મણ પાણી કાઢવા જાય છે કે તેની સ્ત્રીએ ધકો મારી કુવામાં નાંખી દીધો. પછી પેલી પેટી ઉંચકી પેલી સ્ત્રી એક નગરમાં ગઇ. ત્યાં કોઇ ચોરી ન કરે માટે સીપાઇઓ ચોકી કરતા હતા તેઓએ પેલી સ્ત્રીને જોઇ તેની પાસેથી પેટી છીનવી લઇ રાજા પાસે લઇ ગયા. રાજા પેલી પેટી ઉઘાડી માંહેલા પાંગળાને જોઇ બોલ્યો હે સ્ત્રી, આની શી હકીકત છે તે કહે. બ્રાહ્મણી બોલી એ મારો પતી છે. મારા ભાગીદારોએ એને પગ વિનાનો કર્યો છે. હું તમારી પાસે મારા માથાપર બેસારી એને લાવતી હતી. એવામાં સીપાઇઓએ આ પ્રમાણે કર્યું. રાજાએ કહ્યું તું મારી ધર્મની બહેન છે અને તેને ઇનામ આપી સુખેથી રહેવાનું કરી આપ્યું, હવે સારે ભાગ્યે બ્રાહ્મણને કુવામાંથી કોઇએ બહાર કાઢયો, અને ત્યાંથી રખડતો રખડતો તેજ નગરમાં આવી ચઢયો. તેને જોઇને દુષ્ટ સ્ત્રી રાજાની પાસે જઇ બોલી મહારાજ, મારા ધણીનો વેરી આપના નગરમાં આવ્યો છે. આથી રાજાએ પેલા બ્રાહ્મણને મારી નાંખવાનો હુકમ કર્યો. એટલે બ્રાહ્મણ બોલ્યો હે કૃપાનિધાન, આ સ્ત્રીને મારી પ્રિય ચીજ મેં આપી છે તે જો તમો ધર્મપાલક હો તો પાછી અપાવો. રાજાએ કહ્યું હે બહેન તેં જે ચીજ લીધી હોય તે એને પાછી આપ. બ્રાહ્મણીએ કહ્યું મેં કાંઇ લીધું નથી. બ્રાહ્મણ બોલ્યો મેં તને મારૂં અર્ધું આયુષ્ય આપ્યું છે તે પાછું આપ. સ્ત્રીએ કહ્યું તારૂં આપેલું આયુષ્ય પાછું આપું છું એમ બોલતાંજ તે બ્રાહ્મણી ત્યાંજ મરણ પામી. રાજાએ આશ્ચર્ય પામી પૂછયું હે બ્રાહ્મણ, આ શું છે તે કહે ? બ્રાહ્મણે ઉપર બનેલો સર્વ વૃત્તાંત રાજાને કહ્યો. તે સાંભળી મઘર બોલ્યો હું દ્રોહી છું પણ કૃપા કરી કાંઇ ઉપાય બતાવ કે જેથી મારૂં ઘર પાછું મેળવી શકું. વાંદરો બોલ્યો હે દુષ્ટ બુદ્ધિવાળા, હું કહીશ તે છતાં તું કરવાનો નથી. કારણ જે મનુષ્ય મૂર્ખતાને લીધે સારા માણસોએ કહેલા વચનોનો અનાદર કરે છે તે સિંહથી જેમ ઉંટનો નાશ થયો હતો તેમ નાશ પામે છે.

મઘરમચ્છે પૂછયું એ કથા કેવી રીતની છે ? વાંદરો કહેવા લાગ્યો સાંભળ,



## વારતા ૧૫ મી.

### બહેકી ગયેલું ઉંટનું બચ્ચું.

એક નગરમાં મંદમતિ નામે એક રથકાર હતો. તે પોતાના કામમાં માહિતગાર ન હોવાથી એક ઉંટડી ખરીદી તેને ખવરાવવા પીવરાવવામાં પોતાનો વખત નીર્ગમન કરવા લાગ્યો. હવે તે ઉંટડીને ગર્ભ રહ્યો અને કેટલેક માસે એક ઉંટને જન્મ આપ્યો. પેલી ઉંટડી ગામની પાસે આવેલા ખેતરો અને વાડીઓમાંથી આંબા, વડ વગેરેના ઝાડોના પાંદડાં ખાઇ પુષ્ટ થઇ અને પેલું બચ્ચું પણ એક મોટું ઉંટ થયું. રથકાર ઉંટડીને દોહી તેના દુધપર પોતાના દિવસો કાઢવા લાગ્યો. પેલું બચ્ચું વહાલું હોવાથી તે રથકારે તેને એક ઘંટ તેના ગળામાં બાંધ્યો. બીજો વ્યાપાર કરવાનું કાંઇ કારણ નથી એમ વિચાર કરી પેલી ઉંટડીને ઘરેણે મુકી તેના પૈસા લઇ બીજા દેશમાં જઇ ત્યાંથી બીજાં કેટલાક ઉંટ ખરીદ કર્યાં અને તેઓને માટે પગાર બાંધી રક્ષકો રાખ્યા. આ પ્રમાણે વ્યાપાર કરી રથકાર પોતાના દીવસ સુખમાં ગાળવા લાગ્યો. હવે ઉંટડીના બચ્ચાંઓ દરરોજ નગર બહાર ચારો ચરવા જતાં હતાં અને ત્યાંથી સંધ્યાકાળે ધીરે ધીરે પાછા ઘેર દરરોજ આવતાં હતાં. પણ પેલી જુની ઉંટડીનું બચ્ચું મહા મદોન્મત હોવાથી સૌની પાછળ રહેતું અને પાછળથી સર્વને આવીને મળતું. એક દીવસ એવું બન્યું કે એક સિંહ ઘંટડીનો અવાજ સાંભળીને ત્યાં આવી લાગ્યો અને જુએ છે તો ઉંટોનું ટોળું જતું દીઠું તેમાં પેલું બચ્ચુ રમતું રખડતું પાછળ જતું હતું એટલામાં પેલા સર્વ વાણીયા પોતાને ઘેર ચાલ્યા ગયા અને તે બચ્ચું કેટલીકવારે વગડામાંથી નીકળી પોતાને સ્થાનકે જવા રસ્તો સોધવા લાગ્યું પણ સુઝ્યો નહીં. એટલે બરાડા પાડવા માંડયું અને આગળ ચાલવા માંડયું એટલે સિંહ તેનો નાદ સાંભળી સાવચેત ઉભો હતો જેવું બચ્ચું તેની પાસે આવ્યું કે તેને ડોકમાંથી એકદમ પકડી મારી નાંખ્યું. તે સાંભળી મઘર બોલ્યો શાસ્ત્ર જાણનારા પુરૂષો સાત પગલાં સાથે ચાલવાથી મીત્રાઇ થવાનું કહે છે માટે તે મીત્રાઇને આધારે તને કાંઇ હું કહું છું તે સાંભળ. ઉપદેશક અને હિતેચ્છક પુરૂષોને આ લોક તેમજ પરલોકમાં દુ:ખરૂપિ વિઘ્ન નડતું નથી. માટે મારા જેવા કૃતઘ્નિને ઉપદેશ આપવા કૃપા કર. તે સાંભળી;વાંદરાએ કહ્યું જો એમ જ હોય તો ત્યાં જઇ તે મઘર સાથે યુદ્ધ કર, કહ્યું છે કે,

ઉત્તમ પુરૂષને નમીને વશ કરવો, શરવીરને ફાટફુટથી વશ કરવો,

નીચને લાલચ આપીને વશ કરવો અને સમાનને સમાન પરાક્રમ ક-રીને વશ કરવો.

મઘર બોલ્યો એ શી રીતે છે તે કહે વાંદરાએ કહ્યું સાંભળ,

———:(૦):———

## વારતા ૧૬ મી.

## પ્રપંચી શીયાળ.

કોઇએક વનમાં મહા ચતુરક નામનો શિયાળ રહેતો હતો. તેને એક દિવસે મૃત્યુ પામેલો હાથી મળ્યો. હાથીની ચામડી કઠણ હોવાથી ઉતરડી શક્યો નહીં. એવામાં એક સિંહ ત્યાં આવી લાગ્યો. તેને જોઇ શિયાળે સાષ્ટાંગ પ્રણામ કરી કહ્યું મહારાજ આપને માટે આ હાથીની રક્ષા કરૂં છું માટે હવે તેનું ભક્ષણ કરો. સિંહે જવાબ આપ્યો હું પા-રકાના હાથે મારેલું પ્રાણી ખાતો નથી માટે તનેજ એ હાથી બક્ષીસ કરૂં છું એમ કહી સિંહ ત્યાંથી વિદાય થયો. એટલામાં એક વાઘ ત્યાં આવી ચઢયો તેને જોઇ શિયાળ વિચાર કરવા લાગ્યો કે એક દુષ્ટને તો કાઢયો પણ આને શી રીતે કાઢીશ? એ પ્રપંચ કર્યા વિના જશે નહીં. કારણ કે સર્વ ગુણસંપન્ન છતાં પણ ભેદથી તાબે થઇ શકે છે કહ્યું છે કે,

મોતી અતિ નિર્મળ હોય છે, સુંદર ગોળ હોય છે, ઘણું મનોહર હોય છે તોપણ અંતરમાં ભેદાવાને લીધે બંધનને પામે છે.

આવો વિચાર કરી વાઘની સામે જઇ બોલ્યો મામા, તમો આજ મૃત્યુના પંઝામાં કયાં આવ્યા? હમણાં હાથીને મારી સિંહ મને ચોકી કરવાનું કહી સ્નાન કરવા ગયો છે અને કહેતો ગયો છે કે કોઇ વાઘ આવે તો મને છુપી રીતે જાણ કરજે. તેમ કરવાનું કારણ એ છે કે મેં એક વનમાં હાથીને માર્યો હતો. તેને કોઇ વાઘે ખાઇ ઉચ્છિષ્ટ કર્યો હતો. તે સાભળી વાઘે શિયાળને કહ્યું હે ભાણેજ? મને જીવત-દાન આપ. હું આવ્યોછું તે વાત સિંહને કરીશ નહીં. એમ કહી વાઘ ત્યાંથી પલાયન થઇ ગયો. ત્યાર પછી ત્યાં એક વાંદરો આવ્યો તે જોઇ વિચાર કર્યો કે એ વાંદરાની દાઢ મજબુત છે માટે હાથીનું ચામડું એની પાસે ચીરાવવું. એમ વિચાર કરી વાંદરા પ્રત્યે બોલ્યો, હે ભાણેજ, તું ઘણે દિવસે નજરે પડયો, તું ભુખ્યો હોઇશ માટે આ હાથીને સિંહે મારી નાંખેલો છે અને હું તેનો ચોકીદાર છું માટે તારી તૃપ્તી થાય ત્યાં સુધી અને સિંહ આવી પહોંચે નહીં એટલામાં

એનું માંસ ખાઇને ચાલ્યો જા. વાંદરાએ ના કહી અને કહ્યું હું જ-ઇશ. શિયાળ બોલ્યો ભાણેજ, મારી પર વિશ્વાસ રાખી ખા, સિંહનું આવવું થશે તો હું તને તુરતજ કહીશ. વાંદરાએ હાથીની ચામડી ચીરી. ચામડી ચીરાયેલી જોઇ શિયાળ બોલ્યો, ભાણેજ તું નાશ. કારણ પેલો સિંહ આવે છે. એ સાંભળી વાંદરો એકદમ નાશી ગયો. હવે પેલી ચીરાયલી જગ્યામાંથી શિયાળે માંસ ખાવું શરૂ કર્યું એટલામાં એક બીજો શિયાળ ક્રોધ કરી ત્યાં આવ્યો. તે શિયાળને હરાવી લોહીલુહાણ કરી નસાડી મૂકયો, અને સુખેથી હાથીનું માંસ ઘણા દિવસ સુધી ખાધા કર્યું, માટે તું પણ લડાઇથી તારા શત્રુને હરાવી નસાડી મૂક, નહીં તો તારો નાશ થશે. કહ્યું છે કે,

**सुभक्षाणि विचित्राणि शिथिलाः पौरयोषितः**
**एको दोषो विदेशस्य स्वजातिर्यद्विरूद्धयते ॥**

આ દુનિયામાં અનેક જાતના મિષ્ટ ખોરાકો છે અને અજ્ઞાન સ્ત્રી પણ પુષ્કળ છે. પરદેશમાં એક દોષ નડે છે તે એકે પોતાના જ્ઞાતિવાળા વિરૂદ્ધ પડે છે, એટલે કે જાતે જાતને ખાય છે. મઘર બોલ્યો, એ કથા કેવી રીતે છે? વાંદરાએ કહ્યું સાંભળ,

———:o:———

## વારતા ૧૭ મી.

### સર્વ ઠેકાણે ન્યાત કંટક છે.

કોઇ એક નગરમાં ચિત્રાંગ નામનો શ્વાન હતો એક વખતે તે નગરમાં દુકાળથી તેમજ અન્ન ન મળવાથી સર્વ શ્વાન જાતિનો નાશ થયો. તે વખતે ચિત્રાંગ કે જેનું ગળું ભૂખથી મળી ગયું હતું તે બીજા દેશમાં સુકાળ હશે એમ ધારી ત્યાં ગયો અને તે ગામમાં સ્ત્રીની કૃપાથી હરહમેશ ખાવાનું મળતું હતું પણ જ્યારે બહાર ફરતો ત્યારે બીજા શ્વાનો ચારે તરફથી દોડી આવી તેને લોહી લુહાણ કરતા. આથી શ્વાને મનમાં વિચાર કર્યો અરેરે, પોતાનો દેશજ સારો કે જ્યાં હું દુકાળ છતાં સુખે રહેતો હતો અને કોઇ પણ શ્વાન મારી સાથે લઢતો નહતો. આમ વિચાર કરી પાછો પોતાને દેશ ગયો. તેને પરદેશથી આવેલો જાણી બીજા શ્વાનોએ પૂછ્યું હે મિત્ર, પરદેશની વાત કહે અને તે દેશ કેવો તથા ત્યાંની વર્તણુક કેવી છે? શ્વાન બોલ્યો શું વાત કરૂં?

**सुभक्षाणि विचित्राणि शिथिलाः पौरयोषितः**
**एको दोषो विदेशस्य स्वजातिर्यद्विरूद्धयते**

આ જગતમાં અનેક જાતના સારા ખોરાક છે અને માન વિનાની સ્ત્રીઓ પણ અનેક છે પરંતુ પરદેશમાં મોટો દોષ એ છે કે પોતાના નાતિલા વિરૂદ્ધ પડે છે.

મઘરે પણ તે સાંભળી મરવાનો વિચાર ન કર્યો અને વાંદરાની સલાહ લઇ પોતાને સ્થાને જઈ પોતાના ઘરમાં પ્રવેશ થયેલા મઘરની સાથે ચઢાઇ કરી તેને મારી નાંખી આરામથી પોતાના ગૃહમાં રહેવા લાગ્યો. કહેવામાં આવે છે કે,

> अकृत्यं पौरूषं या श्रीः किं तयापि सुभोग्यया ।
> जरद्गवः समश्नाति दैवादुपगतं तृणम्

જે લક્ષ્મી પુરૂષાર્થ કર્યા વિના મળે છે તે લક્ષ્મી સુખથી ભોગવવા યોગ્ય હોય તો પણ તે શા કામની ? ઘરડો બળદ પણ દૈવયોગે મળેલા ખડપર આજીવિકા ચલાવે છે.





# પાંચમું તંત્ર.

## અપરિક્ષિતકારક.

### વારતા ૧ લી.

### અવિચારી હજામ.

દક્ષિણ દેશમાં પાટલીપુત્ર નામનું નગર હતું. તે નગરમાં મણિભદ્ર નામનો એક ધનાઢ્ય શેઠીઓ રહેતો હતો. અનાયાસે તે શેઠ નિર્ધન થયો તેથી ઉદાસ થઇ એક દિવસ રાત્રે સુતાં સુતાં વિચાર કર્યો કે અરે આવી નિર્ધનતાને ધિઃકાર હો. હું હવે ઉપવાસ કરી પ્રાણત્યાગ કરૂં કેમકે આ પ્રમાણે રહેવાથી શું ફળ છે? આવો નિશ્ચય કરી તે સુઇ ગયો. હવે સ્વપ્નામાં પદ્મ નામના નિધિએ યતિના રૂપમાં આવી દર્શન આપી વાણીઆને કહ્યું હે શેઠ, તું દુઃખી થઇશ નહીં. તારા વૃધ્ધોએ મને પેદા કર્યો છે માટે કાલે સવારે આજ રૂપે હું તારે ઘેર આવીશ ત્યારે તારે મારા માથામાં જેઠીકા પ્રહાર કરવી કે જેથી હું સોનાનું ઢીમચું થઇ પડીશ અને તેથી તને અખુટ દોલત મળશે. સવારમાં પેલો વાણીઓ જાગ્યો અને સ્વપ્નાનો વિચાર કરતો બેઠો અને મનમાં બોલ્યો કે જે સ્વપ્નું આવ્યું હતું તે ખરૂં પડશે કે ખોટું તે કાંઇ સમજાતું નથી કારણ માત્ર હું નાણાનોજ વિચાર કર્યા કરૂં છું કહ્યું છે કે,

> व्याधितेन सशोकेन चिन्ताग्रस्तेन जन्तुना ।
> कामार्तेनाथमत्तेन दृष्टःस्वप्नो निरर्थकः ॥

રોગી માણસે, દુઃખી માણસે, ચિંતાતુર માણસે, કામાતુર માણસે અને મદમત્ત માણસે જોયેલું સ્વપ્ન નિરર્થક છે.

એટલામાં વાણીઆની સ્ત્રીએ એક હજામને પગ ધોવરાવવા માટે બોલાવ્યો અને તેજ વખતે પેલો યતિ ઠરાવેલા વખતે આવી પહોંચ્યો.

તેને જોઇ આનંદ પામી તે વાણીએ પાસે પડેલી જેષ્ટીકાનો તેના મસ્તકપર પ્રહાર કર્યો કે તરતજ તે યતિ સોનાનું ઢીમચું થઇ પડયો. તેને સંતાડી હજામને સમજાવી કહ્યું ભાઇ હું તને જે આપું છું તે લે અને આ હકીકત કોઇને કહીશ નહીં. હજામે પોતાને ઘેર જઇ વિચાર કર્યો કે યતિઓના માથામાં મારવાથી તેઓ સોનાના થઇ જતા હશે. માટે કાલે સવારે પુષ્કળ યતિઓને બોલાવી તે પ્રમાણે કરૂં કે જેથી સોનું થાય. સવાર થતાં ઉઠી એક મોટી લાકડી તૈયાર કરી રાખી ઘરમાં મુકી યતિઓના સ્થાને ગયો અને જીનેંદ્ર નામના યતિને નમસ્કાર કરી પ્રદક્ષિણા કરી એક વસ્ત્રનો અચંળો તેને ધર્યો અને બોલ્યો હે ભગવાન! ધ્યાનનું બહાનું કરી કઇ સ્ત્રીનો વિચાર કરો છો? માત્ર એક ક્ષણભર ચક્ષુ ઉઘાડી આ મનુષ્ય તરફ દ્રષ્ટિ કરો. રક્ષણ કર્તા થઇ હમારૂં રક્ષણ કરતા નથી. પણ દયાળુપણાનો ઢોંગ કરો છો માટે તમારા જેવો નિર્દય પુરૂષ બીજો કેથે પણ ન હશે. આ પ્રમાણે સ્તુતી કરી એટલે ગુરૂ આશિર્વચન આપતાં બોલ્યા ધર્મ વધો. આ પ્રમાણે આશિર્વચન આપ્યા પછી તે હજામને વ્રતનો આદેશ કર્યો. પછી હજામ બોલ્યો આપે સર્વ મુનીજનો સાથે મારે ઘેર પધારવું. યતિ બોલ્યા હે શ્રાવક? તું ધર્મનો જાણનાર છતાં આમ શીદ બોલે છે? હમો કાંઇ બ્રાહ્મણ છીએ કે તું હમને આમંત્રણ કરે છે? હજામ બોલ્યો હું આપનો ધર્મ જાણું છું પરંતુ મેં હમણાં પોથીબંધણાં માટે ભારે કિંમતનાં વસ્ત્રો તૈયાર કરી રાખ્યાં છે અને પુસ્તકો પણ લખાવી તૈયાર રાખ્યાં છે માટે આપે હમેંશા કાળને છાજે તે પ્રમાણે કરવું જોઇએ. આ પ્રમાણે કહી હજામ પોતાને ઘેર આવ્યો અને યતિઓની આવવાની રાહ જોતો બેઠો એટલામાં સર્વ યતિઓ વસ્ત્ર તથા પૈસાના લોભથી શ્રદ્ધાળુ શ્રાવકોને છોડી મનમાં રાજી થતા તે હજામને ઘેર આવ્યા. સર્વ યતિઓને ઘરમાં લઇ બારણું બંધ કરી તેઓના માથામાં ધોકો મારવા માંડયો. આથી કેટલાક મરી ગયા અને કેટલાકના માથાં ફુટી ગયાં અને તેઓની બુમરાણ સાંભળી કોટના રક્ષકો બોલી ઉઠયા હે સીપાઇઓ, જાઓ તપાસ કરો કે આ કોલાહલ શાનો છે? સિપાઇઓ પોતાના અધિકારીની આજ્ઞા સાંભળી હજામના ઘર તરફ ત્વરાથી ગયા અને ત્યાં પેલા ભાગતા તેમજ લોહી લુહાણ યતિઓને જોઇ એકદમ હજામને પકડી કેદ કર્યો અને કોર્ટમાં લઇ ગયા. કોર્ટમાં ન્યાયાધિશે હજામને પૂછ્યું હે હજામ? તેં આવું ઘોર કૃત્ય શા માટે કર્યું? હજામે જવાબ આપ્યો સાહેબ, મેં મણિભદ્ર નામના શેઠને ઘેર આવી રીતનો બનાવ જોયો હતો તેમ કહી તે સર્વ વૃત્તાંત કહ્યું. એટલે

ન્યાયધિશે મણિભદ્રને બોલાવી પુછ્યું હે શેઠ આપે શું કોઇ યતિનું ખુન કર્યું છે? એટલે વાણીઆએ યતિનું સર્વ વૃતાંત ન્યાયાધિશને કહ્યું એ-ટલે તેઓએ હુકમ કર્યો કે આ દુષ્ટ દુરાત્મા હજામને ફાંસી દો. સી-પાઇઓએ તે પ્રમાણે કર્યું. પછી ન્યાયાધિશ બોલ્યો કે જેણે બરાબર નહીં જોયલું અથવા ન સાંભળેલું હોય અથવા તો જે અદૃષ્ય હોય તો તેણે હજામની પેઠે કરવું નહીં. અથવા ખરૂં કહેવાય છે કે,

**अपरीक्ष्य न कर्तव्यं कर्तव्यं सुपरिक्षितम्**
**पश्चाद्भवति संतापो ब्राह्मण्यां नकुलार्थतः**

માણસે કોઇપણ કાર્ય પરિક્ષા કરીને કરવું. પરિક્ષા કર્યા વગર કાર્ય કરવાથી બ્રાહ્મણીને નોળીયા માટે જેમ સંતાપ થયો હતો તેમ પાછળથી સંતાપ થાય છે.

મણિભદ્રે પૂછ્યું એ કથા શી રીતની છે? અવિકારી કહે છે સાંભળો.

---

## વારતા ૨૭.

### અવિચારી બ્રાહ્મણી અને નોળીયો.

એક શહેરમાં દેવશર્મા નામે બ્રાહ્મણ રહેતો હતો. તેની સ્ત્રીએ એક બાળક પુત્રને જન્મ આપ્યો. પેલી બ્રાહ્મણી નોળીઆને પણ પુત્ર માફક ગણી સારી રીતથી ઉછેરવા લાગી. પરંતુ તેને નોળીઆના બચ્ચાપર વિશ્વાસ નહોતો કારણ નોળીઓ કોઈ દીવસ પોતાની જાતપર જઈ છોકરાથી વિરૂદ્ધ આચરણ કરશે. હવે એક દીવસે તે બ્રાહ્મણીએ પોતાના પુત્રને પારણામાં સુવાડી પોતાના ધણીને કહ્યું કે હું પાણી ભરવા જાઉં છું માટે આપ નોળીઆથી પુત્રની સંભાળ રાખ-જો. આમ કહી તે સ્ત્રી પાણી ભરવા ગઇ. હવે થોડીવારે તે બ્રાહ્મણ પણ ઘર સુનું મુકી ગામમાં ભિક્ષા માગવા ગયો. તે ધણી ધણીઆણી પાછાં આવે એ અરસામાં એવું બન્યું કે એક નાગ દરમાંથી બહાર નીકળ્યો. તેને જોઇ નોળીઆએ પોતાનો સ્વભાવિક શત્રુ જાણી તેની સાથે લઢી તેના કટકા કરી નાંખી પોતાના ભાઇને બચાવ્યો. લોહીથી ખરડાયલું મુખ લઇ આનંદમાં પોતાની માને જાણ કરવા તે બહાર દોડ્યું. બ્રાહ્મણીને તેનું લોહીવાળું મોઢું જોઇ શંકા આવી કે આ દુષ્ટ મારા પુત્રને મારી નાંખ્યો હશે. આમ વિચારી ક્રોધમાં પોતનો પા-ણીથી ભરેલો ઘડો તે નોળીઆ ઉપર નાખ્યો અને તેને મારી નાખી રૂદન કરતી ઘરમાં આવી જુએ છે તો છોકરો જેમનો તેમ છે પણ તેની

બાજુએ કટકા કરી નાખેલો કાળો સર્પ દીઠો. તે જોઇ નોળીઆ માટે છાતી માથું કુટી વીલાપ કરવા લાગી એટલામાં પેલો બ્રાહ્મણ ભીક્ષા માગી ઘેર આવી જુએ છે તો પોતાની સ્રીને પુત્ર માટે વીલાપ કરતી જોઇ. પતીને જોઇ તે સ્રી બોલી હે લોભી, તમે લોભને લીધે મારૂં કહ્યું માન્યું નહીં. માટે તમને પુત્ર મરણ રૂપી દુ:ખ વૃક્ષનું ફળ મળ્યું. ખરૂં કહેવાય છે કે,

अति लोभो न कतव्यो लोभं नैव परित्यजेत् ।
अति लोभाभिभूतस्य चक्रं भ्रमति मस्तके ।

અતિ લોભ કરવો નહી તેમ લોભ તજવો પણ નહી. અતિ લોભી પુરૂષના મસ્તકપર ચક્ર ભમે છે.

બ્રાહ્મણે પૂછયું એ કથા શી છે તે કહે. બ્રાહ્મણી બોલી સાંભળો.

---

## વારતા ૩ ૭.

### અતિલોભી બ્રાહ્મણ.

કોઇ એક શહેરમાં બ્રાહ્મણના ચાર પુત્રો રહેતા હતા. તેઓ પરસ્પર મીત્રની રીતે વર્તતા હતા. દરિદ્રતાથી દુ:ખી થઇ તેઓ વીચાર કરવા લાગ્યા કે અરેરે ધિ:કાર છે આ દરિદ્રતાને, માટે હવે આપણે ધન પેદા કરવા કોઇ સ્થાને જઇએ. એવો પરસ્પર વિચાર કરી પોતાના દેશનો તથા નગરનો તથા માબાપનો તથા કુટુંબ વગેરે સર્વેનો ત્યાગ કરી પરદેશ ચાલ્યા. ચાલતાં ચાલતાં કેટલેક દીવસે અવંતી નામની નગરીમાં આવી પહોંચ્યા. ત્યાં શિપ્રા નામની નદીમાં સ્નાન કરી મહાકાળને પ્રમાણ કરી જેવા બહાર નીકળે છે તેવોજ ભૈરવાનંદ નામનો એક યોગી સામો મળ્યો. તેનું પેલા બ્રાહ્મણોએ પુજન કર્યું અને યોગી સાથે તેના આશ્રમે ગયા. ભૈરવાનંદે તેઓને પૂછયું તમો કયાંથી આવો છો, કયાં જાઓ છો અને શાને માટે દેશ છોડયો ? પેલાઓએ જવાબ આપ્યો કે કાર્યસિદ્ધિ માટે બહાર નીકળ્યા છીએ. જ્યાં ધન મળશે અથવા તો મૃત્યુ થશે ત્યાં જઇશું એવો હમારો નિશ્ચય છે. કહ્યું છે કે,

સાહસિક પુરૂષો શરીરને કસીને ન મળી શકે તેવા ઘણા ઇચ્છિત ધનાદિ પદાર્થો મેળવે છે.

માટે હે મહારાજ, તમો ડાકણનું સાધન અથવા સ્મશાન સેવા વગેરે પ્રયોગોમાંથી ધન મેળવવાનો એક ઉપાય બતાવો કારણ આપની

અદ્ભુત શક્તિ સાંભળવામાં આવી છે. આથી ભૈરવાનંદે કાર્યસિદ્ધિ માટે ચાર સિદ્ધિવર્ત્તિ બનાવી આપી અને કહ્યું તમો હિમાલય પર્વત તરફ જાઓ અને જ્યાં તમારી વાટ નીચે પડશે ત્યાંથી તમને ધન મળશે તે લઇ તમો નાશી જજો. હવે તે સિદ્ધિવર્ત્તિ લઇ રસ્તો કાપવા લાગ્યા. આગળ ચાલતાં ચાલતાં તે ચારમાંના એકના હાથમાંથી સિદ્ધિવર્ત્તિ પડી એટલે તે જગ્યાએ ખોદ્યું તો ત્યાંથી ત્રાંબુ મળ્યું. તે જોઇ બીજા ત્રણ બોલ્યા હે ભાઇ ત્રાંબાથી કાંઈ દરિદ્રતા જવાની નથી માટે આગળ ચાલ. ચોથાએ ના કહી અને કહ્યું મને જે મળ્યું તે લઇશ. આગળ આવવાનો નથી. માટે તમે જાઓ. પેલા ત્રણ જણ આગળ ચાલ્યા એટલે તેમાંથી એકની સિદ્ધિવર્ત્તિ પડી. ત્યાં ખોદ્યું તો તેને રૂપુ મળ્યું. પેલા બેએ તેને કહ્યું કે હે મુર્ખ, રૂપાથી શું દરિદ્રય જશે? માટે આગળ ચાલ. ત્રીજાએ કહ્યું પ્રભુએ જે આપ્યું છે તે લઇ સંતોષ માનીશ અને ઘેર જઇશ. તમો આગળ જાઓ. પેલા બન્ને આગળ ચાલ્યા તેમાંથી એકને સોનું મળ્યું. ત્યારે જે બાકી રહેલો તેણે કહ્યું ત્રાંબુ, રૂપુ અને સોનું મળ્યું તો જો ભાઇ આપણે આગળ જઇશું તો રત્નો મળશે. પેલાએ ના કહી અને કહ્યું તું જા, હું તારી રાહ જોતો બેઠો છું. પેલાએ એકલાં આગળ ચાલવા માંડયું. ઉનાળાના સખ્ત તાપથી વ્યાકુળ બની સિદ્ધિના માર્ગથી ભુલો પડી આડોઅવળો ભટકવા લાગ્યો. ભટકતાં ભટકતાં લોહીલુહાણ થયલો તથા માથાપર ચક્ર ભમતું હતું એવા પુરૂષને જોઇ તેની પાસે જઇ પુછ્યું હે માનવી તું કોણ છે અને તારા માથાપર આ ચક્ર શેનું ફરે છે? આમ વાતો કરે છે એટલામાં તે ચક્ર તે બ્રાહ્મણના માથાપર ચોટી ગયું. બ્રાહ્મણ બોલ્યો ભાઇ આ શું થયું? પેલાએ ઉત્તર આપ્યો આ ચક્ર મારા માથાપર પણ એમજ ચોંટી ગયું હતું. બ્રાહ્મણ બોલ્યો એ ચક્ર મારા માથાપરથી ક્યારે નીચે ઉતરશે? પેલાએ જવાબ આપ્યો તારા જેવો કોઇ માણુસ પોતાના હાથમાં સિદ્ધિવર્ત્તિ લઇને આવી તારી સાથે વાત કરશે ત્યારે તું મુક્ત થઇશ. આ પ્રમાણે પેલા બન્ને જણે કેટલીક વાત કરી ત્યાર પછી જે ચક્રથી છુટો થયો હતો તે ત્યાંથી ચાલ્યો ગયો. હવે આગળ ગયલો મીત્ર પાછો ફર્યો નહીં તેની રાહ જોતાં બેસી રહેલો પેલો સુવર્ણસિદ્ધિ તેને ખોળવા લાગ્યો. જેવો બીજા વનમાં દાખલ થયો તેવોજ પેલા પુરૂષને લોહીથી ખરડાઇ ગયલો તથા માથાપર ફરતા ચક્રથી વેદના થતી હોવાથી બેસીને રડતો દીઠો. તેની પાસે જઇ રડતાં પૂછ્યું ભાઇ આ શું? પેલાએ ઉત્તર આપ્યો દૈવની ગતી ન્યારી છે એમ કહી ચક્ર વિષેની બનેલી સર્વે હકીકત તેને કહી. તે સાંભળી સુવર્ણસિદ્ધિ નિંદા

કરતો બોલ્યો કે મેં તને ઘણો અટકાવ્યો છતાં માન્યું નહીં. તેનું આ ફળ. હવે હું શું કરૂં? તું વિદ્વાન અને કુલીન છે છતાં બુદ્ધિહીન છે ખરૂં કહેવાય છે કે,

બુદ્ધિ સદા સર્વદા ઉત્તમ ગણાય છે. બુદ્ધિ વિનાના પુરૂષો સિંહને સજીવન કરનારા પુરૂષો જેમ નાશ પામ્યા હતા તેમ નાશ પામે છે.

મધરે પૂછ્યું એ કથા કેવી છે? સુવર્ણસિદ્ધિએ કહ્યું સાંભળ.

## વારતા ૪ થી.

### ત્રણ પંડિત અને એક મૂર્ખ.

કોઇ એક શહેરમાં બ્રાહ્મણના ચાર છોકરા રહેતા હતા. તેઓ એક બીજામાં ઘણી ગાઢી મીત્રાઇ ધરાવતા હતા. તેઓમાં ત્રણ શાસ્ત્રમાં કુશળ હતા પણ બુદ્ધિ વગરના હતા અને એક શાસ્ત્ર વગરનો હતો પણ બુદ્ધિશાળી હતો. તેઓએ વિચાર કર્યો કે આપણે પરદેશ જઇ ધન સંપાદન કરીએ. એ વિચાર કરી પરદેશગમન કરવા નીકળ્યા. કેટલાક માઇલ ગયા પછી વડો મીત્ર બોલ્યો આપણામાં આ એક ચોથો. મૂર્ખ છે પણ બુદ્ધિવાળો છે. વિદ્યા વિના બુદ્ધિથી રાજા પાસેથી દાન લેઈ શકાતું નથી. મને મળે તે ધનમાંથી હું એને આપીશ નહી. બીજાએ કહ્યું હે સુબુદ્ધિ, તું તારે ઘેર જા કારણ તું વિદ્યા વિનાનો છે. ત્રીજાએ કહ્યું એ પ્રમાણે કરવું ઉચીત નથી. કારણ આપણે હાલના મીત્ર નથી પણ છેક બાલ્યાવસ્થાથી છીએ માટે ભલે એને આવવા દો. આપણને મળે તેમાંથી એને ભાગ આપશું. કહ્યું છે કે,

જે લક્ષ્મી કેવળ વહુના જેવી હોય છે, અને વટેમાર્ગુઓ વેશ્યા સ્ત્રીની પેઠે જે સામાન્ય લક્ષ્મીનો ઉપભોગ કરી શકતા નથી તે લક્ષ્મી શા કામની?

માટે એ પણ ભલે આવે. એમ કહી સર્વ આગળ ચાલવા માંડ્યા એટલામાં તેઓએ એક મરેલા સિંહનાં હાડકાં દીઠાં. એટલે એક જણ બોલ્યો આપણે વિદ્યાની પરિક્ષા કરીએ. આમ કહી હાડકાં એકઠાં કર્યાં. બીજાએ તેમાં ચામડું માંસ રૂધિર મુકયાં અને ત્રીજો જેવો તેના ખોળીઆમાં જીવ મુકવા જાય છે તેવોજ પેલા સુબુદ્ધિએ તેને અટકાવ્યો અને કહ્યું ભાઈ! તું બેશી રહે. જો એ જીવતો થશે તો સઘળાને મારી નાખશે. આ પ્રમાણે કહેવું સાંભળી તે બોલ્યો ૨ે મુર્ખા, હું શાં મારી વિદ્યા નિષ્ફળ જવા દઇશ? તે મુર્ખો બોલ્યો જો એમ જ

કરવું હોય તો હું આ ઝાડપર ચઢી જાઉં ત્યાં સુધી થોભ. આટલું કહી તે ઝાડપર ચઢી ગયો. પછી પેલાએ સિંહને સજીવન કર્યો કે તરતજ તે સિંહે ત્રણેને મારી નાંખ્યા. અને સિંહના ગયા પછી સુબુદ્ધિ ઝાડેથી ઉતરી પોતાને ઘેર ગયો. કહ્યું છે કે,

अपि शास्त्रेषु कुशला लोकाचारविवर्जिताः
सर्वे ते हास्यतां यान्ति यथा ते मूर्ख पण्डिताः

શાસ્ત્રમાં કુશળ છતા જેઓ લોકાચાર જાણતા નથી તે સર્વ મૂર્ખ પંડિતોની પેઠે હાસ્યપાત્ર થાય છે.

ચક્રધરે પૂછયું એ કેવી રીતે છે? સુવર્ણસિદ્ધિ કહે છે સાંભળ.

---

## વારતા ૫ મી.

### ચાર મુર્ખ પંડિતો.

એક નગરમાં ચાર બ્રાહ્મણ પુત્રો રહેતા હતા. તેઓ પરસ્પર મીત્ર હતા. બાલ્યાવસ્થામાં જ તેઓને એવો વિચાર ઉત્પન્ન થયો કે પરદેશ જઇ વિદ્યા સંપાદન કરવી જોઇએ. બીજે દીવસે તે બ્રાહ્મણો વિદ્યા માટે કાન્યકુબ્જ નામના દેશમાં ગયા અને ત્યાં વિદ્યાલયમાં રહી બાર વર્ષ સુધી એકાગ્રચિત્તથી અભ્યાસ કરી વિદ્યામાં પ્રવિણ થયા. એક દીવસે સર્વે સાથે મળી વિચાર કર્યો કે આપણે વિદ્યા શિખ્યા. હવે ગુરૂની રજા લઇ સર્વે ઘેર જઇએ. બધાએ કહ્યું તેમ કરો. આ પ્રમાણે નક્કી કરી ગુરૂ પાસે જઇ ગુરૂ દક્ષણા આપી રજા માગી પોતપોતાને દેશ જવા નીકળ્યા. થોડેક છેટે જાય છે એટલામાં બે ફાંટાવાળો રસ્તો આવ્યો તે જોઈ ત્યાં ઉભા રહ્યા અને તેમાંથી એક બોલ્યો કયે માર્ગે વિચરશું? એજ વખતે એક વણિક પુત્રનું મૃત્યુ થયું હતું. તેને અગ્નિદાહ કરવા મહાજન તે રસ્તે જતું હતું. એ વખતે પેલા ચારમાંથી એક જણે પુસ્તક ઉઘાડી તેમાંથી જોઇને કહ્યું કે **महाजनो येन गतः स पंथाः** મહાજન જે માર્ગે જાય છે તે માર્ગે આપણે જઇએ. જેવા તે આ મહાજન સાથે જાય છે તેવા સ્મશાનમાં તેઓએ ગધેડાને દીઠો એટલે બીજો બોલ્યો આતુરતા વખતે, દુકાળ વખતે, તથા રાજદ્વારે તેમજ સ્મશાનમાં જે માણસ સહાય કરે છે તે બંધુ ગણાય છે. માટે આ આપણો બાંધવ છે એટલે બધા તેને વળગી પડયા. બીજી દીશા તરફ નજર કરે છે એટલામાં તેઓએ એક ઊંટને દીઠો. તેને જોઈ ત્રીજો બોલ્યો. ધર્મની ગતી ઉતાવળી છે માટે આ ધર્મ છે. એટલે ચોથો

બોલ્યો પ્રીય હોય તેને ધર્મમાં જોડવો જોઇએ એટલે તેઓએ ગધેડાને ઉંટની ડોકે વળગાડી દીધો. આ વાત કોઇએ ધોબીને કહી એટલે તે પેલા મૂર્ખ પંડિતોને મારવા આવ્યો. આથી તેઓ નાશી ગયા. આગળ ચાલતાં એક નદી આવી. તેમાં પાંદડું તણાતું જતું હતું. તે જોઇ એક બોલી ઉઠયો आगमिष्यति यत्पत्रं तदस्मांस्तारयिष्यति આમ કહી તે પાંદડા ઉપર પડયો કે નદીમાં તણાવા લાગ્યો. તે જોઇ બીજો પંડિત તેની ચોટલી પકડી બોલ્યો કે જ્યારે બધું નાશ પામવા બેસે છે ત્યારે પંડિત અર્ધ વસ્તુ તજી દે છે અને અર્ધાથી કામ કરે છે. આમ કહી તેનું માથું કાપી લીધું અને પછી તેઓ ત્યાંથી એક ગામમાં ગયા. ત્યાં તેઓને ગામના લોકો નીમંત્રણ કરી જુદે જુદે ઘેર લઇ ગયા. એક જણાને ઘી અને ખાંડવાળી સત્રફેણી ખાવા આપી તે જોઇ પંડિત બોલ્યો.

दीर्घसूत्रीविनश्यति આમ બોલી ભોજન પડતું મુકી ઉઠી ગયો. બીજાને બીજે ઠેકાણે બેસારી પીરસવામાં આવી. તે જોઇ તે બોલ્યો બહુ વિસ્તારવાળું હોય છે તે લાંબો કાળ આયુષ્ય ભોગવતું નથી એમ કહી ભોજન ત્યજી દઇ ચાલ્યો ગયો. ત્રીજે ઠેકાણે ત્રીજાને વડાં પીરસવામાં આવ્યાં તે જોઇ તે બોલ્યો છીદ્રોમાં ઘણા અનર્થ થાય છે આમ કહી તે પણ ત્યાંથી ઉઠી ગયો. ત્રણે પંડિતો ભોજન તજી દઇ ગામના લોકોને મોઢે ચઢી હાંસીને પાત્ર થઈ તે ગામમાંથી પોતાને દેશ આવ્યા. સુવર્ણસિદ્ધિ બોલ્યો તું વ્યવહાર ન જાણતો હોવાથી મેં તને જતાં અટકાવ્યો પણ તેં માન્યું નહીં માટે તારી આ દશા થઇ. તે સાંભળી ચક્રધર બોલ્યો આતો વીનાકારણે થયું છે. ઘણી બુદ્ધિવાળા પણ દુષ્ટ દૈવથી નાશ પામે છે અને થોડી બુદ્ધિવાળા પણ આનંદમાં રહે છે. કહ્યું છે કે,

> शतबुद्धिः शिरस्थोऽयं लम्बते च सहस्रधीः
> एक बुद्धिरहं भद्रे क्रीडामि विमले जले

આ શતબુદ્ધિ નામના માછલાને કાંધ પર ઉપાડયો છે અને આ સહસ્ત્રબુદ્ધિ નામનો માછલો લટકે છે પણ હે કલ્યાણિ, હું એક બુદ્ધિ દેડકો નિર્મળ પાણીમાં વિહાર કરૂં છું.

સુવર્ણસિદ્ધિએ પૂછયું એ કથા કેવી છે? ચક્રધરે કહ્યું સાંભળ,

## વારતા ૬ ઠી.

### બે માછલાં અને એક દેડકો.

એક તળાવમાં શતબુદ્ધિ અને સહસ્ત્રબુદ્ધિ નામે બે માછલાં રહેતાં હતાં તે બેની સાથે એકબુદ્ધિ નામના દેડકાએ દોસ્તી બાંધી હતી. એક દહાડો સાયંકાળને વખતે કિનારા પર બેસી તે ત્રણે વાતો કરતા હતા તેવામાં કેટલાક માછીઓ હાથમાં જાળ લઇ ત્યાં આવ્યા અને બોલ્યા આ તળાવમાં પાણી ઓછું છે અને માછલાં પુષ્કળ છે માટે કાલે આપણે આંહિજ આવીશું એમ કહી તેઓ ત્યાંથી વિદાય થયા. હવે તે તળાવનાં માછલાં મનમાં ઉદાસ થઇ માંહોમાંહે શું કરવું તેનો વિચાર કરવા લાગ્યા. દેડકો બોલ્યો હે શતબુદ્ધિ તથા સહસ્ત્રબુદ્ધિ તમો બન્નેએ માછીઓનું કહેવું સાંભળ્યું માટે આપણે શું કરવું નાશી જવું અગર અહીં રહેવું જે કરવું હોય તે હમણાજ કહે. તે સાંભળી સહસ્ત્રબુદ્ધિ બોલ્યો તું ગભરાઇશ નહીં. તેઓનું બોલવું સાંભળી ભય રાખવો નહીં. કારણ દુષ્ટ મનના લોકોના તેમજ ખળોના અભિપ્રાયો સિદ્ધ થતા નથી. માટે તેઓ અત્રે આવે એમ મને લાગતું નથી -અને આવશે તો મારી બુદ્ધિથી તમારૂં રક્ષણ કરીશ. તે સાંભળી શતબુદ્ધિ બોલ્યો તમે ઠીક કહ્યું. માત્ર બોલવું સાંભળ્યાથી જુની પેઢીથી ઉતરી આવેલું જન્મસ્થાન તજી શકાય નહીં. ત્યાર પછી દેડકો બોલ્યો ભાઇઓ, મારીતો એકજ બુદ્ધિ છે અને તે એ કે આપણે અહીંથી નાશી જવું માટે હું તો આજને આજજ મારી સ્ત્રીને લઇ બીજા જળાશયમાં જઇશ. એ પ્રમાણે કહી દેડકો પોતાની સ્ત્રીને લઇ બીજા જળાશયમાં ગયો. બીજે દિવસે સવારમાં માછીઓએ આવી તે તળાવમાં જાળ નાંખી હજારો માછલાં, કાચબા, કરચલા વિગેરે પકડયાં. પેલા શતબુદ્ધિ તેમજ સહસ્ત્રબુદ્ધિએ પોતાની સ્ત્રીઓ સાથે બચવાને ઘણાં ફાંફાં માર્યાં પણ આખરે પકડાઇ ગયા અને મરી ગયા. પાછલે પહોરે માછીઓ હરખાતા હરખાતા માછલાંઓ લઇ પોતાના ઘર તરફ ચાલ્યા. એક માછીએ ઘણો ભાર થવાથી શતબુદ્ધિને ખાંધપર નાંખ્યો અને સહસ્ત્રબુધ્ધિને લટકતો ઉપાડી લઇ જતા હતા. ત્યારે પેલો એકબુધ્ધિ નામનો દેડકો વાવના કિનારાપર બેઠો હતો. તેણે તે બન્નેની સ્થિતિ જોઇ પોતાની સ્ત્રીને કહ્યું હે પ્રીયે, શતબુધ્ધિને માછીઓએ ખાંધ પર ઉચકયો છે અને સહસ્ત્રબુધ્ધિને નીચે લટકાવ્યો છે અને હું એકબુધ્ધિ આ નિર્મળ પાણીમાં વિહાર કરૂં છું. માટે કહું છું કે કેવળ બુદ્ધિ માન્ય ગણાતી નથી. સુવર્ણસિદ્ધિ બોલ્યો

એ ખરૂં છે પણ મીત્રનું વચન તોડવું એ અયોગ્ય ગણાય. પણ હું શું કરૂં ? મેં તને અટકાવ્યો છતાં તું વિદ્યાના અહંકારને લીધે અટકયો નહીં. ખરૂં કહેવાય છે કે,

**साधु मातुल गीतेन मया प्रोक्तोऽपि न स्थितः**
**अपूर्वोऽयं मणि र्बद्धः संप्राप्तं गीत लक्षणम् ॥**

ઓ મામા, ગાયનથી બહુ સારૂં ફળ મળ્યું. મેં ના પાડી તો પણ તું ગાતો બંધ થયો નહિં તો તારા ગળામાં આ અપૂર્વ મણિ બંધાણો અને તને ગીતનું ફળ મળ્યું.

ચક્રધરે પૂછ્યું એ કથા શી છે ? પેલો બોલ્યો સાંભળ,

## વારતા ૭ મી.

### ગીત ગાનારો ગધેડો.

કોઇ એક શહેરમાં ઉદ્ધત નામનો એક ગધેડો રહેતો હતો. તે હમેશાં દિવસે ધોબીને ત્યાં કામ કરતો હતો અને રાત્રે સ્વેચ્છા પ્રમાણે રખડયા કરતો અને સવારમાં કેદ થવાની ધાકથી પોતાની જાતેજ ધોબીને ત્યાં આવી ઉભો રહેતો હતો. તે ગધેડો દરરાત્રિએ ચારો ચરવા ખેતરમાં જતો હતો. કેટલેક દિવસે ખેતરમાં ફરતાં ફરતાં એક શિયાળની દોસ્તી થઇ. દરરોજ તે બંન્ને ચીભડાના ખેતરમાં જઇ ચીભડા ખાતા હતા અને સવારમાં નાશી જતા હતા. એક દીવસે તે ગધેડાએ શિયાળને ખેતરમાં બેઠા બેઠા કહ્યું હે ભાણેજ, રાત્રી ઘણી રમણીય છે માટે હું કાંઇ ગાયન ગાઉં. માટે કયો રાગ ગાઉં તે કહે. શિયાળ બોલ્યો આપણે ચોરી કરવા પેઠા છીએ માટે ચુપકીથી રહેવું જોઇએ. વળી તારો સ્વર મીઠો નથી. તેથી આ ખેતરમાં ચોકીદારો છે તે તારો સુર સાંભળી જાગી જશે અને આપણને મારી નાંખશે. માટે તું આ મીઠા ચીભડાં ખા અને બીજી બાબત છોડી દે. ગધેડો બોલ્યો તું વનનો રહેવાસી છે એટલે તને સંગીતનું જ્ઞાન કયાંથી હોય ? શિયાળ બોલ્યો એ ખરૂં છે, પરંતુ તને ગાયન ગાતાં આવડતું નથી. તું તો કેવળ ઘાંટા પાડે છે. ગધેડો બોલ્યો નફટ મૂર્ખ, હું શું ગાયનમાં અજ્ઞાન છું ? ગાયન સાંભળ. હું ગાયનની સર્વ કળા જાણું છું.

માટે હે ભાણેજ, તું મને મુર્ખ કહી શા માટે ગાતો અટકાવે છે ? શિયાળ બોલ્યો. તારે જો ગાવાનોજ વિચાર હોય તો થોભ. હું વાડના બારણા આગળ જઇ ચોકી કરૂં કે જેથી કોઇ આવે તો તને ખબર

કરૂં એમ કહી શિઆળ તે બારણા આગળ જઇ ચોકી કરતો ઉભો. હવે ગધેડાએ ગાવું શરૂ કર્યું. ગધેડાનું ગાવું સાંભળી ક્ષેત્રપાળ ક્રોધથી દોડતો આવી ગધેડાને મારવા લાગ્યો. ત્યાર પછી એક મોટા કાણાવાળા લાકડામાં દોરી ઘાલીને લાકડું ગધેડાને ગળે બાંધ્યું. પોતાની વેદના ઓછી થયા પછી તે લાકડાના ભારે ઢીમચાને ઘસડતો વાડ ભાંગી નાસવા લાગ્યો. શિયાળ તેને જોઇ હસતાં બોલ્યો હે મામા, મેં ના પાડી છતાં તમોએ ન સાંભળ્યું અને ગાયું તેનું આ ફળ મળ્યું. માટે મેં તને વાર્યો છતાં તું અટકશે નહીં. તે સાંભળી ચક્રધર બોલ્યો હે મીત્ર ખરૂં કહેવામાં આવે છે કે,

यस्य नास्ति स्वयं प्रज्ञा मित्रोक्तं न करोति यः
स एव निधनं याति यथा मन्थर कौलिकः

જે પોતે બુદ્ધિમાન નથી ને મિત્રનું કહેવું માનતો નથી તે મન્થર નામના કોળીની પેઠે નાશ પામે છે.

સુવર્ણબુદ્ધિએ પૂછયું એ કથા શી રીતે છે? ચક્રધરે કહ્યું સાંભળ,

## વારતા ૮ મી.

### એક કોળી અને વ્યંતરો.

કોઇ એક દેશમાં મન્થર નામનો એક કોળી રહેતો હતો અને તે લૂગડાં વણવાનું કામ કરતો હતો. એક વખત લૂગડાં વણવાનાં સઘળાં લાકડાં ભાગી જવાથી વનમાં એક કુવાડો લઇ લાકડાં કાપવા ગયો. એટલામાં એક શીસમનું ઝાડ દીઠું અને વિચાર કર્યો કે આમાંથી ઘણાં લાકડાં થશે. એમ વિચારી તેમાં એક ઘા માર્યો. એટલે તે ઝાડપર રહેતો વ્યંતરો બોલ્યો કે મારૂં રહેઠાણ એ ઝાડપર છે અને હું સુખેથી અત્રે રહું છું માટે તું એ ઝાડ ન કાપ. કોળી બોલ્યો હું શું કરૂં? કપડા વણવાના લાકડાના હથીઆર વગર મારૂં કુટુંબ ભુખથી પીડા પામે છે માટે હું તો કાપીશ. આથી વ્યંતરો બોલ્યો જા હું તારાપર પ્રસન્ન છું માટે તું જે માગશે તે હું આપીશ. કોળી બોલ્યો ઠીક મને ઘેર જઇ મારી સ્ત્રી તેમજ મિત્રને પૂછી આવવા દે કે મારે શું માગવું? પછી તું વર આપજે. એમ કહી પોતાને ઘેર જવા લાગ્યો. આગળ ચાલતાં પોતાનો એક મીત્ર મળ્યો તેને ઉપર પ્રમાણે કહ્યું. હજામે કહ્યું ભાઇ જો એમજ છે તો તું તેની પાસે રાજ્ય માગ કે જેથી તું રાજા થશે અને હું મંત્રી થઇશ અને પછી આપણે બન્ને આ લોકનું સુખ

અનુભવી પરલોકનું સુખ અનુભવશું. કોળી બોલ્યો ઠીક પણ મને મારી બાઇડીને પણ પૂછવા દે. હજામે કહ્યું ભાઈ સ્ત્રીને ગુપ્ત વાત કહેવી નહીં તેમજ તેની સાથે વિચાર પણ ન કરવો કારણ સ્ત્રીની બુદ્ધિ પગની પાનીએ. કોળી બોલ્યો તે પતિવ્રતા છે અને તેને પૂછ્યા વગર હું કાંઇ કામ કરતો નથી. આ પ્રમાણે હજામને કહી પોતાની સ્ત્રી પાસે જઇ ઉપલો સર્વ વૃત્તાંત કહ્યો. સ્ત્રી બોલી હજામની અક્કલ કેટલી? તમારે તેનું કહેલું કરવું નહીં. કોળી બોલ્યો ત્યારે મારે તેની પાંસે શું માગવું? સ્ત્રી બોલી તમે રોજ એક લુગડું તૈયાર કરો છો તેમાંથી આપણો નીભાવ થાય છે માટે તે વ્યંતરા પાસે જઇ બીજા બે હાથ તથા એક માથાનું વરદાન માગો કે જેથી આપણે વધારે સારી રીતથી આપણું પોષણ કરીએ. કોળી રાજી થઇ બોલ્યો તેં ઠીક કહ્યું હું એમજ કરીશ. એમ કહી તે કોળીએ વનમાં જઇ વ્યંતરાને કહ્યું તારે જો વરદાન આપવાની ઇચ્છા હોય તો મને બીજા બે હાથ તથા એક માથું આપ. તેજ વખતે કોળીએ કહેવા પ્રમાણે થયું. ત્યાર પછી તે મનમાં ખુશી થતો પોતાના ઘર તરફ ગયો. લોકો તેને જોઇ બોલ્યા આ કોઇ રાક્ષસ છે આમ કહી કોઇએ તેને લાકડી મારી, કોઇએ પથરા માર્યા એમ કરી મારી નાખ્યો માટે જે પોતે બુદ્ધિવાન નથી અને જે મિત્રનું કહેવું માન્ય રાખતો નથી તેની મંથરના જેવી દશા થાય છે.

ચક્રધર બોલ્યો એ વાત ખરી છે કે,

अनागतवतीं चिन्ता मसंभाव्यां करोति यः
स एव पाण्डुर शेते सोमशर्म पिता यथा.

જે પુરૂષ ભવિષ્ય કામને માટે અસંભવિત વિચાર કરે છે તે પુરૂષ સાથવાથી ધોળા થઇ ગયેલા સોમશર્માના પિતાની પેઠે નિષ્ફળ નીવડે છે.

સુવર્ણ સિદ્ધિએ પૂછ્યું એ કથા શી રીતે છે? ચક્રધરે કહ્યું સાંભળ.

## વારતા ૯ મી.

### એક શેખશલ્લી બ્રાહ્મણ.

કોઇ એક શહેરમાં સ્વભાવ કૃપણ નામનો બ્રાહ્મણ રહેતો હતો તે રોજ ભિક્ષા માગી લાવતો અને વધેલા ધાન્યનો સાથવો એકઠો કરી એક ઘડામાં ભરી મૂકતો. આવી રીતે રોજ કરવાથી ઘડો ભરાઇ ગયો. તે બ્રાહ્મણ ઘડાને એક ખીંટીએ લટકાવી રોજ રાતે સૂતાં સૂતાં ઘડા તરફ જોતો હતો અને વિચાર કરતો હતો. એક દિવસે રાતે તે ઘડા

સામું જોઇ વિચાર કરવા લાગ્યો કે દુકાળ પડશે ત્યારે આ ઘડાના સો રૂપીયા ઉપજશે તે રૂપીયાની હું બકરીઓ લેઇશ. બકરીઓ વિયાશે એટલે ગાયો લેઇશ. ગાયો વધશે એટલે ભેંસો ને પછી ઘોડીયો લેઇશ. પછી તે વેચી સોનું ખરીદ કરીશ. ત્યાર પછી હું શ્રીમંત થઇશ એટલે એક સારી કન્યા પરણીશ. પછી મને પુત્ર થશે તેનું નામ સોમશર્મા પાડીશ. એક દીવસ હું અશ્વશાળામાં જઇશ ત્યારે છોકરો રમતો રમતો ત્યાં આવશે. છોકરાને જોઇ મારી સ્ત્રીને કહીશ કે છોકરાને તેડ. નહીં તો ઘોડો લાત મારશે. વહુ મારૂં કહ્યું માનશે નહીં એટલે તેને હું ક્રોધથી પાટુ મારીશ. આમ વિચાર કરતાં કરતાં ધુનમાં ને ધુનમાં તે બ્રાહ્મણે પેલા ઘડાને પાટુ મારી એટલે ઘડો ફુટી ગયો. માટે કહું છું કે ભવિષ્યકાળને માટે અસંભવિત વિચાર કરવો નહીં.

સુવર્ણસિદ્ધિ બોલ્યો કે,

**यो लौल्यात्कुरुते कर्म नैवोदर्कमवेक्षते**
**विडम्बनामवाप्नोति स यथा चन्द्रभूपतिः**

જે પુરૂષ ચપળતાથી કામ કરે છે પરંતુ તેના પરિણામનો વિચાર કરતો નથી તે ચંદ્ર રાજાની પેઠે દુઃખ પામે છે.

ચક્રધરે પુછ્યું તે કથા કેવી છે? સુવર્ણસિદ્ધિ કહે છે.

## વારતા ૧૦ મી.

### ચંદ્ર રાજા અને વાંદરાનો નાયક.

એક નગરમાં ચંદ્ર નામનો રાજા રાજ્ય કરતો હતો. તેના કુમારો વાંદરાના ઘણા શોખીન હતા. તેઓએ વાંદરાનું એક ટોળું પાળ્યું હતું. વળી તે રાજાના ઘરમાં રાજકુમારોની ગાડીયોએ જોડવા એક ઘેટાનું ટોળું પણ હતું. ઘેટા એવા તો ખાવાના શોખી થયા હતા કે રોજ તેઓ રસોડામાં જઇ સ્વાદિષ્ટ પદાર્થોના વાસણમાં મોં ઘાલતા. રસોઇયાઓ આ જોઇ ચીડાઇ જતા ને જે હાથમાં આવે તે ફેંકી ઘેટાને મારતા. આ રોજનો બનાવ જોઇ વાંદરાના ટોળાના નાયકે વિચાર કર્યો કે ઘેટા અન્નનો સ્વાદ ચાખવામાં લંપટ થયા છે. કોઇ દિવસ રસોઇઓ તેમને બળતું લાકડું મારશે, આથી ઘેટાના શરીરની રૂંવાટી સળગશે. ઘેટું દોડી ઘોડારમાં જશે. ત્યાંનું ઘાસ સળગી જશે ને ઘોડાઓ દાઝશે. શાલીહોત્રે કહ્યું છે કે વાંદરાના હાડકાના રસથી ઘોડાનો અગ્નિદાહનો રોગ દુર થાય છે. છેવટે અત્રે પણ તેમજ થશે. આ પ્રમાણે વિચાર કરી તેણે સૌ વાંદરાને બોલાવી કહ્યું કે જ્યાં ઘેટાંઓ અને રસોઇયાનો

કજીયો થાય છે ત્યાં વાંદરાનો અવશ્ય નાશ થાય છે માટે આપણે અત્રેથી ચાલ્યા જવું જોઇએ. વાંદરાઓએ નાયકનું કહ્યું માન્યું નહીં તેથી તે નાયક સર્વ વાંદરાનો ત્યાગ કરી જંગલમાં ગયો. બીજે દિવસે વાંદરાના નાયકના ધારવા પ્રમાણે રસોઇયાઓએ ઘેટાને બળતું લાકડું માર્યું. ઘેટાની રૂંવાટી સળગવાથી તે બેં બેં કરતું અશ્વશાળામાં ગયું. ત્યાં ઘાસ સળગી ઉઠયું ને અગ્નિથી ઘોડાઓ દાઝી ઉઠયા. આ વાતની રાજાને ખબર પડી એટલે શાલીહોત્ર જાણનારને બોલાવ્યો. શાલીહોત્રે પુસ્તક જોઇને કહ્યું કે હે રાજા વાંદરાની ચરબીથી ઘોડાનો અગ્નિદાહ મટશે. આ સાંભળી રાજાએ સર્વ વાંદરાઓને મારી નાંખવાનો હુકમ કર્યો. જંગલમાં વાંદરાના નાયકને આ વાતની ખબર પડતાં તે ઘણો ખિન્ન થયો અને રાજાનું વેર વાળી સગાસંબંધીઓના કરજમાંથી મૂક્ત થવા વિચાર કરવા લાગ્યો. વિચાર કરતાં કરતાં તે એક સરોવર આગળ ગયો. ત્યાં સરોવરમાંથી રત્નની માળાઓ પહેરી એક રાક્ષસ બહાર આવ્યો ને બોલ્યો કે હે વાંદરા, તું ઘણો ધુર્ત છે માટે તારાપર હું પ્રસન્ન થયો છું માટે ઇચ્છિત વર માગ. આ સરોવરમાં જે પગ બોળી પાણી પીએ છે તેને હું ખાઇ જાઉછું. સરોવરની બહાર મારૂં કંઈ ચાલતું નથી. વાંદરો બોલ્યો જો તું મને પ્રસન્ન થયો હોય તો તારી રત્નની માળા મને આપ. મારે એક રાજા સાથે વેર છે તેને આ માળા બતાવી લોભાવી અત્રે લાવું અને પછી તું તેને ખાઇ જજે. રાક્ષસે રત્નની માળા વાંદરાના નાયકને આપી. તે લેઇને રાજા તે પાસે ગયો. રત્નની માળા જોઇ રાજા ઘણો ખુશ થયો ને બોલ્યો કે આ કયાંથી લાવ્યો? વાંદરાએ કહ્યું કે અત્રેથી દૂર એક કુબેરનું બંધાવેલું સરોવર છે તેમાં જે સ્નાન કરે છે તેને આવી માળાઓ પ્રાપ્ત થાય છે. માળાના લોભથી રાજા સર્વ પરિવાર સહ તે સરોવરપર ગયો. ત્યાં સ્નાન કરવાથી તેના સર્વ પરિવારનો રાક્ષસે નાશ કર્યો.

માટે જે પુરૂષ ચપળતાથી કાર્ય કરે છે પણ તેના પરિણામનો વિચાર કરતા નથી તે દુ:ખી થાય છે. આ પ્રમાણે ચક્રધરને કહી તે બોલ્યો હે મિત્ર, હવે મને રજા આપ કારણ હવે મને પણ ભય લાગે છે કે રખેને તારા જેવી પીડા વળી મને કંઇ વળગી પડે. કારણ કહ્યું છે કે,

**यादृशी वदनच्छाया दृश्यते तव वानर ।**
**विकालेन गृहीतोऽसि यः परैति स जीवति ॥**

હે વાંદરા, તારા મુખની છાયા ઉપરથી જણાય છે કે વિકાળે તને સપડાવ્યો છે. માટે જે નાશી જાય છે તે જીવે છે.

ચક્રધરે પુછ્યું એ કથા કેવી છે?

## વારતા ૧૧ મી.

### રાક્ષસ અને રાજકન્યા.

એક શહેરમાં ભદ્રસેન નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને સર્વ ગુણસંપન્ન એક કન્યા હતી. એક રાક્ષસ રોજ રાતે કન્યાના મહેલમાં જઇ કન્યાને ભોગવતો હતો. કેટલાક દિવસ વિત્યા બાદ એક દિવસે રાજકન્યાએ પોતાની સખીને કહ્યું કે હે સખિ, એક રાક્ષસ હમેશાં વિકાલ (અર્ધરાત્રે) વખતે મને દુઃખ દે છે તેનો કંઈ ઉપાય છે? કન્યા ને તેની સખીની વાતચીત સાંભળી રાક્ષસે મનમાં વિચાર કર્યો કે વિકાલ નામનો કોઇ પુરૂષ કન્યાનું હરણ કરવા માટે હમેશાં આવતો હશે માટે તે કેટલો બલાઢય છે તે જાણવું જોઇએ. આ પ્રમાણે વિચાર કરી પોતે ઘોડાનું રૂપ ધારણ કરી અશ્વશાળામાં ઉભો રહ્યો. અશ્વશાળામાં તેજ રાત્રે ચોર ચોરી કરવા આવ્યો. રાક્ષસ રૂપી ઘોડો ચોરને સારો જણાયાથી તેના મોંમાં લગામ ચઢાવી ચોર તેનાપર સ્વાર થયો. રાક્ષસે ધાર્યું કે ખરેખર આજ વિકાલ છે ને તેણે મને ઓળખી પકડયો. આમ વિચાર કરી ઘોડો ખુબ દોડવા લાગ્યો. કોઇ પ્રકારે ઘોડો ઉભો ન રહયો એટલે ચોરે જાણ્યું કે આ ઘોડો ન હોવો જોઇએ. કંઇ પ્રપંચ લાગે છે. આમ વિચાર કરે છે એટલામાં એક વડનું ઝાડ આવ્યું તેની ડાળી ઝાલી ચોર લટકી રહયો. ચોરને લટકેલો ધારી ઘોડાએ ભયથી ખુબ દોડવા માંડયું પણ તે ઝાડપર એક વાંદરો રહેતો હતો તે બોલ્યો કે હે રાક્ષસ, તું ડરે છે કેમ? આ તો માણસ છે. તારૂં ભક્ષ છે. માટે પાછો આવ. ચોર પણ સમજી ગયો કે વાંદરો રાક્ષસને પાછો બોલાવે છે. ચોરે ક્રોધથી વાંદરાનું પૂછડું લટકતું હતું તેને મોંમાં ઘાલી બચકું ભર્યું એટલે વાંદરો તો સજડ થઇ ગયો. રાક્ષસે આવી વાંદરાને ગભરાયેલો જોયો ને બોલ્યો કે હે વાંદરા, તારા મુખની છાયા પરથી જણાય છે કે વિકાલે તને સપડાવ્યો છે માટે જે નાશી જાય છે તે બચે છે. આ પ્રમાણે કહીને રાક્ષસ નાશી ગયો.

ચક્રધર બોલ્યો કે હે ભાઇ, આંધળો, કુબડો ને ત્રણ સ્તનવાળી રાજકન્યા નશીબ સવળાં થયાં ત્યારે અન્યાય કરીને પણ સુખી થયાં હતાં.

સુવર્ણ સિદ્ધિએ પુછયું એ કથા કેવી છે? ચક્રધર કહે સાંભળ,

## વારતા ૧૨ મી.

### ત્રણ સ્તનવાળી રાજકન્યા.

એક રાજાને ત્રણ સ્તનવાળી કન્યા થઇ તેથી તેણે દાસ દાસીઓને બોલાવી હુકમ કર્યો કે આ કન્યાને કોઇ એક જંગલમાં જઇને મૂકી

આવો. દાસીઓ રાજાનો હુકમ સાંભળી બોલી કે માહારાજ, ત્રણ સ્તનવાળી કન્યા અશુભ કરે છે છતાં કોઈ વિદ્વાનને બોલાવી પૂછીને પછી જે કરવું હોય તે કરો. જે માણુસ ડાહ્યા પુરૂષોની સલાહ લેઇ કામ કરે છે તે સુખી થાય છે કારણ કહ્યું છે કે,

पृच्छकेन सदा भाव्यं पुरूषेण विजानता
राक्षसेन्द्र गृहीतोऽपि प्रश्नान्मुक्तो द्विजःपुरा ॥

પુરૂષ જાણુતો હોય તો પણ હમેશા તેણે બીજાને પૂછતા રહેવું, પૂર્વે એક બ્રાહ્મણને મોટા રાક્ષસે પકડ્યો હતો તો પણ તે પ્રશ્ન પૂછવાથી છુટી ગયો હતો. રાજાએ પુછ્યું એ કથા કેવી છે? દાસી બોલી કે માહારાજ સાંભળો,

## વારતા ૧૩ મી.

### રાક્ષસ અને બ્રાહ્મણ.

કોઇ એક વનમાં ચંડકર્મા નામનો રાક્ષસ રહેતો હતો. એક દિવસે વનમાં એક બ્રાહ્મણ તેના જોવામાં આવ્યો. રાક્ષસ બ્રાહ્મણની કાંધપર ચઢી બેઠો ને બોલ્યો કે આગળ એક તળાવ છે ત્યાં ચાલ. બ્રાહ્મણ મનમાં ઘણો ભય પામ્યો પણ રસ્તે ચાલતાં ચાલતાં પોતાના છુટકારાનો વિચાર કરવા લાગ્યો. થોડીવારે બ્રાહ્મણે રાક્ષસને પુછ્યું કે ભાઇ તારા પગ આટલા બધા કોમળ કેમ છે? રાક્ષસ બોલ્યો કે મારે એક વ્રત છે તે એ કે હું ભીને પગે જમીનને અડકતો નથી તેથી મારા પગ કોમળ છે. વાતો કરતાં કરતાં તેઓ તલાવ પાસે આવ્યા. રાક્ષસ ત્યાં ઉતરી તેને તલાવના કિનારાપર બેસાડી બોલ્યો કે હું સ્નાન કરી આવું ત્યાં સુધી તું અહીંજ બેસજે. રાક્ષસના ગયા પછી બ્રાહ્મણે વિચાર કર્યો કે સ્નાન કરી આવ્યા પછી આ દુરાત્મા મને નક્કી ખાઇ જશે માટે હું ઝટ ભાગી જાઉં. ભીના પગને લીધે તે મારી પાછળ આવશે નહીં. આમ વિચાર કરી બ્રાહ્મણ નાસવા લાગ્યો. રાક્ષસે તેને નાસતો જોયા છતાં વ્રતભંગના ભયથી તે તેની પાછળ ગયો નહીં.

માટે હે મહારાજ, બ્રાહ્મણોને બોલાવીને તેમને પૂછી પછી જે કરવું હોય તે કરો. રાજાએ બ્રાહ્મણને બોલાવી પૂછ્યું. એટલે બ્રાહ્મણે ઉત્તર આપ્યો કે માહારાજ, આપ કન્યાનું મોંઢું જોશો નહીં. તેની સાથે કોઇ પરણતું હોય તો તેનું લગ્ન કરી તેને દેશપાર કાઢી મૂકો. આ સાંભળી રાજાએ ગામમાં ઢંઢેરો પિટાવ્યો કે ત્રણ સ્તનવાળી કન્યા સાથે જે કોઇ લગ્ન કરશે તેને એક લાખ સોનામોહોર

મળશે પણ તેને દેશપાર જવું પડશે. કન્યાને એકાંત સ્થળમાં રાખી રાજા રોજ ઢંઢેરો પિટાવતો હતો. પણ કો તેને પરણવા હા પાડતો નહોતો. આમ કરતાં કરતાં ૧૨ વર્ષ વીતી ગયાં. કન્યા મોટી થઇ. તે ગામથી થોડે દૂર એક આંધળો રહેતો હતો. તેને હમેશા એક કુબડો લાકડી ઝલાવી દોરતો હતો. એક દિવસે આંધળાએ રાજાનો ઢંઢેરો સાંભળ્યો ને મનમાં વિચાર કર્યો કે આપણે કન્યાને પરણીશું. સોના મોહોર મળશે તેથી સુખી થઇશું ને અશુભ શુકનથી કદાચ મરી જઇશું તો દુઃખનો છેડો આવશે. આ પ્રમાણે વિચાર કરી આંધળાએ કન્યા સાથે લગ્ન કરવા કબુલ કર્યું. ગામ બહાર તેનું લગ્ન કરી તેને લાખ સોના મોહોર આપી એક વહાણમાં બેસાડયા. ખલાસી તેમને દેશપાર એક નગરમાં મૂકી આવ્યા. તે શહેરમાં એક ઘર લીધું અને સુખથી રહેવા લાગ્યા. કેટલાક દિવસો બાદ રાજકન્યા ને કુબડા વચ્ચે પ્રેમ બંધાયો તેથી બન્નેએ આંધળાને મારી નાખવાનો વિચાર કર્યો. કુબડો એક દિવસે એક મરેલો કાળો સર્પ લાવી રાજકન્યાને કહેવા લાગ્યો કે આના કટકા કરી રાંધી આંધળાને ખવડાવ એટલે તે મરી જશે. રાજકન્યાએ સર્પના કટકા કરી ચુલાપર મૂક્યા ને આંધળા પ્રત્યે બોલી કે વાહલા, તમને માછલાનું માંસ બહુ ભાવે છે માટે આજે તમારે માટે માછલાનું માંસ ચુલાપર મુકયું છે. તમો જરા ચુલા આગળ બેસી તેને હલાવો એટલીવારમાં હું ઘરનું કામકાજ કરી લઉં. આંધળો રાજી થઇ ચુલા પાસે કડછીવતી માંસ હલાવતો બેઠો. માંસ હલાવતાં તેમાંની ઝેરી ઉની ઉની વરાળ નીકળી તેના સ્પર્શથી આંધળાની બન્ને આંખોના કાળા પડ ગળવા માંડયા. આંધળાએ ઉની વરાળથી ફાયદો માની બન્ને નેત્રમાં વરાળ વધારે લેવા માંડી આથી તે દેખતો થયો. ચુલાપર જુએ છે તો માછલાના માંસને બદલે કાળા સર્પના કડકા દીઠા. આ કંઇ બન્નેનો પ્રપંચ જાણી તે આંધળાનોજ ઢોંગ કરી ખાટલાપર જઇ સુતો. થોડીવાર પછી કુબડો ઘેર આવ્યો અને રાજકન્યાને ચુંબન કરી આલિંગન કરવા મંડયો. આ જોઇ આંધળાને ઘણી રીસ ચઢી તેથી તેને બે પગે પકડી જોરથી પોતાના મસ્તકપર સારી રીતે ફેરવી રાજ્યા કન્યાની છાતીપર અફાળ્યો તેના મારથી રાજકન્યાનું ત્રીજુ સ્તન તેની છાતીમાં પેશી ગયું ને કુબડો વાંકો હતો તે સીધો થઇ ગયો.

સુવર્ણસિદ્ધિ બોલ્યો, ભાઇ એ વાત ખરી છે. દૈવ અનુકુળ હોય તો સૌ સારૂં થાય છે. તોપણ માણસે સત્પુરૂષોનું કહેલું માન્ય કરવું જોઇએ. એક ઠેકાણે કહ્યું છે કે,

एकोदराः पृथग्ग्रीवा अन्योन्यफलभक्षिणः
असंहता विनश्यन्ति भारण्डा इव पक्षिणः

એક પેટ છતાં જૂદા જૂદા મુખવાળા અને પરસ્પરમાં સલાહ વિનાના ભારંડ જાતના પક્ષીયો જેમ માંહે માંહે ફળ ખાઇને મરણ પામ્યા હતા તેમ જ પરસ્પરમાં સલાહ વિનાના પુરૂષો મરણ પામે છે!

ચક્રધરે પુછયું એ કથા કેવી છે? સુવર્ણસિદ્ધિ બોલ્યો સાંભળ,

## વારતા ૧૪ મી.

### બે મ્હોંડાનું પક્ષી.

કોઇ એક સરોવરમાં ભારંડ નામનું પક્ષી રહેતું હતું, તેને એક પેટ ને બે મુખ હતાં. એક દિવસે સમુદ્રના કિનારા પર ભટકતા ભટકતા અમૃત સરખું મીઠું ફળ મળ્યું. તે જોઇ ભારંડ પક્ષી ઘણું ખુશ થયું. તેના એક મુખે કહ્યું કે આ ફળ ઘણું મીઠું છે. આપણા બન્નેનુ પેટ એકજ છે એટલે અરધું હું ખાઇ અરધું પ્રિયાને આપીશું. આ પ્રમાણે કરવાથી તેનું બીજું મોં ઘણું શોકાતુર થયું. એક દિવસે ચરતાં ચરતાં તેના બીજા મોંને એક ઝેરી ફળ મળી આવ્યું. તે જોઇ તેણે પેલા મુખને કહ્યું કે, ઓ નીચ, મારૂ અપમાન કરવાથી હું આ ઝેરી ફળ ખાઇશ ને તેથી કરી બન્નેનો નાશ થશે. આમ કહી બીજા મુખે ઝેરી ફળ ખાધું તેથી બન્નેનો નાશ થયો.

ચક્રધર બોલ્યો જ્યાં પરસ્પરમાં સલાહસંપ નથી ત્યાં નાશ થાય છે. માટે તું ઘેર જા. પરંતુ એકલો જઇશ નહીં. કારણ કહ્યું છે કે,

अपि कापुरुषो मार्गे द्वितीयः क्षेमकारकः
कर्कटेन द्वितीयेन जीवितं परिरक्षितम् ॥

માર્ગમાં બીજા કાયર પુરૂષનો સથવારો પણ શુભકારક થઇ પડે છે. સાથે રહેલા કરચલાએ બ્રાહ્મણનો જીવ બચાવ્યો હતો.

સુવર્ણસિદ્ધિએ પૂછ્યું એ કથા કેવી છે? ચક્રધર કથા કહેવા લાગ્યો કે,

## વારતા ૧૫ મી.

### બ્રાહ્મણ અને કરચલો.

એક નગરમાં બ્રહ્મદત્ત નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તે એક દિવસે પરગામ જવા તૈયાર થયો. તેની માતાએ તેને કહ્યું કે બેટા, એકલો જઇશ નહીં. કોઇનો સંગાત મળે ત્યારે જજે. દેવદત્ત બોલ્યો માતાજી, મારે અગત્યનું કામ છે એટલે આજે જવું જોઇએ. રસ્તો

સારો છે એટલે સંગાતની જરૂર નથી. પુત્રનો જવાનો નિશ્ચય જાણી માએ વાવમાંથી એક કરચલો આણીને કહ્યું કે તારે જો અવશ્ય પરગામ જવુંજ હોય તો આ કરચલાને સાથે લેતો જા. માનું કહેવું સાંભળી કરચલાને કર્પુરની પોટલીમાં મૂકયો ને એક લુગડાના કોથળામાં મૂકી દેવદત્તે ઉતાવળે ચાલવા માંડયું. રસ્તામાં તાપ લાગવાથી દેવદત્ત એક ઝાડતળે જરા આરામ લેવા કરચલાની પોટલી પાસે મૂકી સુતો. એટલામાં કોતરમાંથી એક સર્પ ત્યાં આવ્યો. તેને કર્પુરનીવાસ આવવાથી તે કોથળી પાસે ગયો ને તેને ઉતરડી નાંખી. કર્પુરની થેલી ખાવા મંડયો કે અંદર બેઠેલા કરચલાએ તેના પ્રાણ લીધા. બ્રાહ્મણે થોડીવાર પછી જાગીને જોયું તો પોતાની પાસે એક સર્પ મરેલો દીઠો ને કરચલાને પોટલીપર બેઠેલો દીઠો. આ કરચલાએ સર્પને મારી નાંખ્યો એમ વિચાર કરી તે ઘણો ખુશ થયો અને પોતાની માતાના વચનોનું સ્મરણ કરી બોલ્યો કે આ કરચલાએ આજ મારા પ્રાણ બચાવ્યા છે. માતાના વચનો માનવાથી આજ મને સારૂં ફળ મળ્યું છે. કારણ કહ્યું છે કે,

> मंत्रे तीर्थे द्विजे देवे दैवज्ञे भेषजे गुरौ।
> यादृशी भावना यस्य सिद्धि र्भवति तादृशी ॥

મંત્ર, તીર્થ, બ્રાહ્મણ, દેવ, જોશી, ઓષધ, અને ગુરૂ ઉપર જેવી ભાવના હોય તેવી તેને સિદ્ધિ થાય છે.

આ પ્રમાણે કહી કરચલાને લેઇ બ્રાહ્મણ પોતાના સ્થાન તરફ ગયો. માટે હું કહું છું કે,

માર્ગમાં કાયર પુરૂષનો સંગાત પણ લાભકારક થઇ પડે છે. કરચલાએ બ્રાહ્મણનો જીવ બચાવ્યો હતો.

ત્યારપછી સુવર્ણસિદ્ધિ બ્રાહ્મણ પણ ચક્રધરની આજ્ઞા માગીને પોતાને ઘેર ગયો.



# *બીરબલ અને બાદશાહનો સંવાદ.

## વારતા ૧ લી.

બાળક છે સુખમાં સદા, નિર્ભય નિપટ નિઃશંક.
ઘેલાભાઇ.

### સર્વથી મોટું કોણ ?

એક સમયે બાદશાહે બિરબલને સગર્વથી પુછયું કે "બિરબલ! આ જગતમાં સર્વથી મોટું કોણ છે?" બિરબલ આ વાકયથી સમજી ગયો કે "હું મોટો છું" એમ બાદશાહ કેહવડાવવા માગે છે; પરંતુ તે ગર્વનો પરાજય કરવો એથી પરિણામ લાભ છે એમ વિચારી બોલ્યો કે "નામદાર" સર્વથી મોટું ન્હાનું બાળક!! રાજા, ધનવાન, બાહાદુર અને હિકમતવાળો હોય તદપિ તે સર્વથી બાળક મોટું છે; કેમકે તે કોઇથી બ્હિવાનુંજ નહિં. તેમ દેશપતિની દરકાર પણ કરવાનું નહી." આવું બોલવું સાંભળી શાહને હસવું આવ્યું અને કેહવા લાગ્યો કે "બાળક શી રીતે મોટું ગણાય? તેનું પ્રમાણ આપો." બિરબલે કહ્યું કે "નામદાર! કહેથી ન બને એતો અનુભવી જોઇએ તોજ ખાત્રી થાય." આવું બિરબલનું બોલવું સાંભળી શાહનો જરા ઉદાસી ચ્હેરો થયો. આડીઅવળી વાતો કરી પોતાના નિયમમાં પ્રવર્ત્યો.

તદંતર આઠ દશ દિવસ બાદ "સર્વથી મોટું કોણ?" તે પ્રશ્નોત્તરની પ્રતીતી બતાવવા એક દોઢ બે વરસનો હુશીયાર નિર્ભિક છોકરાને ચાકર પાસે તેડાવી સાથે લીધો; અને શાહ પાસે આવી સલામ કરી આગળ બેઠો. તે ખૂબ સુસ્ત ધબરૂં બાળારાજાને પણ શાહના આગળ બેસાડયો. શાહ સુંદર સ્વરૂપ બાળકને જોઇ ખુશી થયો અને પોતે તે છોકરાને હાથમાં લેઇ ચુંબન લેવા લાગ્યો. પણ તે છોકરો કોઇ દિવસ નહી જોએલ તેવી અને લાંબી દાઢી જોઇ આડાઇ કરવા લાગ્યો અને બાળ ક્રીડાની મસ્તી આદરી. તેથી કંટાળો લાવી શાહે છોડી દીધો! બિરબલને કેહવા લાગ્યા કે "આ બાળક કેવું તોફાની છે!" બિરબલે કહ્યું કે "નામદાર! એ સર્વથી મોટું છે; કેમકે આપની પણ જેને બ્હીક નથી જેમ એના મનમાં આવે તેમ કરે! આપ ખલકના ખાવિંદ છો પણ તે નથી જાણતું કે આપ બાદશાહ છો, કોઇ પણ માણસની તાકાત નથી કે આપના શરીરને હાથ અડકાડી શકે, જો આપના સાહમું વાંકી નજરથી જુએ તો તેને શિક્ષાને પાત્ર કરોછો; પ-

*આ નામનું સંપૂર્ણ પુસ્તક રૂ. ૦-૧૨-૦ ની કીંમતથી મળશે.

રંતુ આપ આ બચ્ચાને સજાપણુ કરવા શક્તિમાન નથી માટેજ એ સહુથી મોટું ગણાય છે!" આ વાર્ત્તા સાંભળી શાહને પ્રતીતી થઇ કે "ખરેજ ન્હાનું બાળક સર્વથી શ્રેષ્ઠ છે." બાદ બિરબલનું શાહણપણ જોઇ કિમતી પોષાક અને આભૂષણો બક્ષિસ કર્યા. બિરબલ તે છોકરાને લેઇ ત્યાંથી પોતાને માર્ગે પરવર્યો. છોકરે પોતાના કાર્યમાં ફતેહ પમાડી તેથી તે બાળા રાજાને ઉત્તમ પોષાક અને એક મોતીની કંઠી ઇનામ દાખલ આપી તેના માવીત્રને સોંપ્યો.

વાર્ત્તાનો સાર એજ છે કે પોતાના ઉપરી કે મીત્રને ગર્વ આવ્યો જણાય ત્યારે તેઓને મદાંધથી દુર કરવા એવી યુક્તી રચવી કે તેનો ગર્વ ગરદમાં મળી જાય, જો તે વખતે તેને પુષ્ટિ આપીએ તો પરિણામે હાની થાય છે; માટે તેનું ભલું ચાહી સન્મતિમાં દોરવો. બીજું બાળહઠ અને દુનીયાંથી કેવી રીતે બાળકો બેદરકાર રહે છે તેનો ઉત્તમ દાખલો છે.

---

## વારતા ૨ ૭.

સુમાર્ગમાં પ્રેરે સદા, સજ્જન આપી શીખ.

કાશીરામ.

### હું મોટો કે ઇંદ્ર મોટો?

એક દીવસ બાદશાહ સર્વે દરબારીઓ કરતાં અગાઉ આવી કચેરીમાં બિરાજમાન થયો અને જેજે દરબારીઓ અમીર ઉમરાવ આવે કે તેને એવું પ્રશ્ન કરવા લાગ્યો કે "હું મોટો કે ઇંદ્ર મોટો?" પરંતુ કોઇએ પ્રષ્ણનો ઉત્તર દેવા શક્તિવાન થયું નહિ; કેમકે જો ઇંદ્રને મોટો કહીએ તો બાદશાહ ગુસ્સે થાય અને જો બાદશાહને મોટો કહીએ તો કેહશે કે શી રીતે ઇંદ્રથી મોટોછું? એમ પૃચ્છા કરે તો શું કેહવું.?" એમ વિચારી ભયશંકા યુક્ત બની કોઇએ પણ ઉત્તર આપ્યો નહિં. જ્યારે બિરબલ કચેરીમાં આવ્યો કે તેજ પ્રમાણે તેને શાહે પ્રશ્ન કર્યું ત્યારે બિરબલ બોલ્યો કે "સરકાર ઇંદ્ર કરતાં આપ મોટા!" બાદશાહે પૂછયું? "શી રીતે" ત્યારે બિરબલે ઉત્તર આપ્યો કે "નામદાર! અમારા ધર્મ શાસ્ત્રના લેખ પ્રમાણે આ સૃષ્ટી બ્રહ્મદેવે ઉત્પન્ન કરી છે. તે બ્રહ્મદેવે આપને અને ઇંદ્રને ત્રાજવામાં બેસાડી તોળ્યા તો આપ ઇંદ્ર કરતાં વજનમાં વધારે જણાયા અને ઇંદ્ર કમતી જણાયો તેથી તેનું ત્રાજવું ઉંચુ ગયું તેજ કારણથી તેને સ્વર્ગનું રાજ્ય આપ્યું અને આપનું ત્રાજવું નીચું ગયું તેથી મૃત્યુ લોકનું રાજ્ય આપ્યું માટે આપ ઇંદ્ર કરતાં મોટા અને ઇંદ્ર ન્હાનો એ

સિદ્ધ વાત છે!" તે સાંભળી શાહ ચુપ થઇ રહ્યો; કેમકે તે બિરબલનો ઉત્તર દેખીતો પ્રશંસાકારક હતો પરંતુ વ્યાજનિંદાસ્તુતિ અલંકાર રૂપ હતો એટલે ઉપરથી સ્તુતિ પણ અંદર હલકાઇ અને નિચાપણું બતાવનારો બોલ હતો. સબબ કે ઇંદ્રનું ત્રાજવું ઉંચુ અને આપનું નીચુ છે એથી એમ સૂચવ્યું કે તમારા કરતાં ઇંદ્રનું સ્થાન ઉંચુ છે (ચઢતી પંક્તીનું છે) તેમજ સર્વથી ઉત્તમ સ્વર્ગલોક તેનું રાજ્ય ઇંદ્રને આપ્યું અને સર્વ દુઃખથી પૂર્ણ મૃત્યુલોકનું રાજ્ય આપને આપ્યું એજ હલકાપણું બતાવી આપે છે. આ માર્મીક બોલ સમજી ગર્વને તજી દીધો અને બિરબલની વાક્ય ચાતુરી તથા બુદ્ધિબળની પ્રશંસા કરવા લાગ્યો, કારણ કે બાદશાહ સત્ય ગુણનો ગ્રાહક અને કદરદાન હતો જેથી સાચી વાત ઉપર ગુસ્સો ન લાવતાં પોતાની ભૂલને ધિક્કારતો હતો.

વારતાનો સાર ખુલ્લો જ છે કે કોઇ માણુસ પ્રત્યે કઠોર બાણુ રૂપ વચનો કહેવાનાં હોય પરંતુ તેને ખુલ્લી રીતે માઠું ન લાગે, લોકો આપણા બોલની પ્રસંશા કરે અને તેજીને ટકોર બસ થઇ પડે તેવાં માર્મીક ભાવ ભજવનાર વચનો કેહવાં એજ બુદ્ધિબળ અને વાક્ય ચાતુરી!

## વારતા ૩ ૭.

એક સમયે બાદશાહે બિરબલને પુછ્યું કે "જેને કોઇ કાળે પણ **વિસામો લેવાનો વખત આવતોજ નથી એવી કોઇ વસ્તુ છે?"** બિરબલે તત્કાળ જવાબ આપ્યો કે "નામદાર! સાહુકારનું વ્યાજ કે જેને રાત કે દિવસ વિશ્રાંતિ મળતીજ નથી, પણ હરવખત મેહનતજ કર્યા કરે છે અર્થાત્ રાતને દહાડો રળ્યાજ કરે છે." એ સાંભળી શાહ ખુશી થયો.

વારતાનો સાર હાજર જવાબી બતાવી આપે છે અને સુચવે છે કે દુઃખ વેઠવું એ ઠીક પણ એવા સાહુકારોને ત્યાંથી કોઇ વખત પણ રૂપિયા ઉપાડવા નહિં, કેમકે એ સાહુકારી વ્યાજથી કદી પણ તમે તરવા પામશો જ નહિં માટે વ્યાજે નાણું ચાલે ત્યાં સુધિ ન લાવવા વિચારણા કરવી.



# *ભોજ અને કાળીદાસની વાર્તા.

## વારતા ૧ લી.

### હીરાની ખાણમાંથી હીરાજ નીપજે?

એક સમય ભોજરાજ કચેરી ભરી બેઠા હતા તે સમય એક ભરવાડે આવી જણાવ્યું કે–'ગરીબ પરવર! મારે ત્યાં એક ઘોડી અને એક ગાય છે તે પૈકી ઘોડીને વાછડું અને ગાયને વછેરૂં અવતરેલું છે.' તે વિચિત્ર પ્રકાર જોઇ આપને જાહેર કરવા આવ્યો છું કે, આતે કેવું કૌતક?

આ પ્રમાણે ભરવાડનું બોલવું સાંભળી ભોજરાજ સહ સર્વ સભાજનો અતિ વિસ્મય પામ્યા 'અરે આ તે કેવી ઇશ્વરની અલૌકિક લીલા!' ભોજરાજે પૂછ્યું કે–'આ વાર્તા સાચી છે? તે સાંભળી ભરવાડ બોલ્યા કે,–'શિરછત્ર આપને પ્રતીતી ન થતી હોય તો, મારે ત્યાં પધારો એટલે નિઃસંદેહ થશે.'

આ પ્રમાણે જ્યારે ભરવાડનું બોલવું સાંભળ્યું. એટલે ભોજરાજ કાલિદાસને તેડી ભરવાડને ઘેર ગયો, અને ત્યાં જઇ જોયું તો. ગાયને વછેરૂં અને ઘોડીને વાછડું ધાવતું હતું, તેથી અતિ આશ્ચર્ય પામી ભોજરાજે કાલિદાસ પ્રત્યે પ્રષ્ણ કર્યો કે–'હે સુકવે! આતું શું કારણ છે? તેનો પ્રતિઉત્તર આપો.' આ પ્રમાણે રાજાનું બોલવું સાંભળી કાલિદાસે કહ્યું કે, એક માસની અંદર આનો પ્રત્યુત્તર આપીશ, એમ કહી પોત પોતાના સ્થાન પ્રત્યે ગયા; પણ કાલિદાસને ચેન પડે નહીં, ખાવું પીવું કે સુવું તેને બિલકુલ રૂચતું નહોતું. એ પ્રમાણે ઉદાસ થઇ બેઠેલો તે વખતે પોતાની પુત્રી પ્રભાવતી જમવા બોલાવા આવી. પરંતુ પિતાને મહા શોકાબ્ધિમાં પડેલા જોઇ વિનવ્યું કે 'હે તાત! એવી શું ચિંતામાં પડયા છે? તે મને યથાસ્થિત જણાવો.

તે સાંભળી કાલિદાસે જણાવ્યું કે–' વત્સ! એનો ખુલાસો તારા આગળ કરવાથી કાંઇ મારો શોક નિવૃત્ત થઇ શકે તેમ નથી; તથાપિ તારો આગ્રહ છે તો સાંભળ!' એમ કહી સર્વ વિસ્મયકારી વૃત્તાંત કહી સંભળાવ્યું.' એટલે પ્રભાવતિ બોલી કે હે પિતાજી! એ વાર્તા બનવીજ અશક્ય છે; પરંતુ એમાં ભરવાડે કપટ પટુતા કેળવી છે જેથી એ વિષેની કિંચિત્ માત્ર પણ ચિંતા રાખશો નહીં, એનો ખુલાસો હું કરી આપીશ, આપ જમવા પધારો. જ્યારે આપ કાલે રાજસભા વિષે જાઓ, અને ભોજરાજ આ વિષે પૂછે ત્યારે કહેવું–જે' હે નરવર! એનો હું ખુલાસો આપું એમાં તો વિશેષ આશ્ચર્ય નથી; પરંતુ મારી

* આ નામનું સંપૂર્ણ પુસ્તક રૂ. ૦–૮–૦ કીમતથી મળશે.

પુત્રીનો પાળેલો પોપટ આજથી ચોથે દિવસે ખુલાસો આપશે, પછી જ્યારે મને બોલાવશે ત્યારે હું ક્ષણવારમાં ખુલાસો આપી દઇશ.'

બીજે દિવસે કાલિદાસે રાજાના પૂછવાથી ઉપર પ્રમાણેજ કહ્યું તેથી રાજા અતિ વિસ્મય થયો. હવે પ્રભાવતીએ પોતાના પાળેલા પોપટની પાંખો થોડી થોડી કાતરી નાંખી અને કાળા રંગથી રંગી કહાડયો તથા આંખો લાલ રંગની બનાવી દીધી તેમજ તેને જે શિખવવું હતું તે પણ શિખવી દીધું.

પછી ચોથે દિવસે રાજા પ્રાતઃવિધિ કરી જ્યારે કચેરીમાં આવ્યો ત્યારે કાલિદાસની પુત્રીને બોલવવા સારૂ સુખપાલ મોકલી, પ્રભાવતિ પણ યોગ્ય સુંદર વસ્ત્રભૂષણો પરીધાન કરી પોપટનું પાંજરૂં લઇ સુખપાલમાં બેસી કચેરીમાં આવી. તેને જોઈ રાજાએ તેને યોગ્ય આસન ઉપર સન્માન સહીત બેસાડી. રાજા વિચિત્ર રંગનો પોપટ જોઇને તે પ્રત્યે પૂછવા લાગ્યો કે 'હે પક્ષીમાં શ્રેષ્ટ શુક! તારો કાંઠલો લીલો અને ચાંચ લાલ હોવી જોઇએ છતાં અંગ કાળા વર્ણનું કેમ છે?' તે સાંભળી પોપટ બોલ્યો કે 'મહારાજ! સમુદ્રના મધ્યભાગમાં મારૂં રહેઠાણ છે ત્યાં એક સમય મોટો દાવાનળ લાગ્યો, તેની જ્વાળા લાગવાથી મારૂં આ અંગ દગ્ધ થઇ ગયું તેથી મારા શરીરનો રંગ કાળો દેખાય છે.' આ પ્રમાણે પોપટનું વિચિત્ર પ્રકારનું બોલવું સાંભળી રાજાએ પુછયું કે 'હે દુરાચારી પંખી! જુઠું કેમ બોલે છે? સમુદ્ર વચ્ચે દાવાનળ લાગવો કેવો! અને જ્વાળા ફેલાણી એ શું?' તે સાંભળી પોપટ બોલ્યો કે—'હે રાજન્! ઘોડીએ વાછડું અને ગાયે વછેરૂં જેવી રીતે પ્રસવ્યું તેવી રીતે મારૂં શરીર પણ સમુદ્રમાં જ્વાળા લાગતાં દહન થઇ ગયું. આપ જાણો છો કે **જેવો રાજા તેવીજ પ્રજા** હોય છે, જોકે ભરવાડે જન્મ થતાં વેંતજ એક એકનાં બચ્ચાં અદલ બદલ કરી મૂકયાં તેથી એમને એજ પ્રમાણે આદત પડી કે જેવાં ખીલેથી છોડે કે, તુરત વાછડું ઘોડીને અને વછેરૂં ગાયને જઇ ધાવવા વળગી પડે તેમાં પણ આપે આશ્ચર્ય માની કવિરાજ પાસેથી પ્રત્યુત્તર મેળવવા ઇચ્છા જણાવી ત્યારે તેવોજ ઉત્તર આપવો પડે!' આ પ્રમાણે પોપટનું બોલવું સાંભળી ભરવાડને ધમકી આપી પૂછયું તો, પોપટના કહેવા પ્રમાણેજ વ્યવસ્થા કરેલી નીકળી તેથી રાજા ઘણો ખુશી થયો અને કવિરાજની પુત્રીને અમૂલ્ય હીરાનો હાર આપી પોપટને સાબાસી આપી સંતોષી વિદાય કર્યા.

**વાર્ત્તાનો સાર એજ છે કે, પંડિતોનાં છોકરાં પણ કેવાં બુદ્ધિશાળી હોય છે કે ગુપ્ત કપટના ભેદને પણ જાહેરમાં લાવી આપે છે, માટે 'તુકમે તાસીર અને સોબતે અસર' થાય છે, એમાં જરા સંદેહ નથી.**